# ચારૂપના લવાદ.



શ્રીમાન શેઠ પુનમચંદજી કરમચંદજી કોટાવાળા,

પાટણ ગુજરાત।

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઇ

શ્રી

# ચારૂપનું અવલોકન.

શા૦ મંગળચંદ લલ્લુચંદ તથા શા૦ ચુનીલાલ મગનલાલ ઝવેરી

પ્રયોજક અને પ્રકાશક.

શા૦ મંગળચંદ લલ્લુચંદ

તથા

શા૦ ચુનીલાલ મગનલાલ ઝવેરી

(પાટણ-ગુજરાત.)


સં. ૧૯૭૫.] ૫૦૦ [ઇ. સ. ૧૯૧૯.

શ્રીકૃષ્ણ પ્રીન્ટીંગ પ્રેસમાં રતીલાલ હરજીવન પટેલે
છાપ્યું, નં. ૯, અનંતવાડી મુંબઇ ૨.


(જીજ્ઞાસુઓને વિના મુલ્યે ભેટ.)

શ્રી

# ચારૂપનું અવલોકન.

---

હજારો વર્ષનાં ચક્રો જેના શિખર ઉપરથી વાયુની લહરીયોની માફક ફરી ગયાં છે, જૈન પ્રજાની પુરી જાહોજલાલી જેણે વારંવાર વર્ષોનાં વર્ષો જોઇ છે, શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય જેવા સમર્થ આચાર્ય અને કુમારપાળ જેવા વિદ્વાન નરેશના પ્રતાપિ સમયમાં જૈન સંઘોનું સામર્થ્ય, ઉત્તમ વ્યવસ્થા, સલાહસંપ અને આબાદીની ગર્જનાઓમાં જેણે પોતાનો સુર પુર્યો છે તે ચારૂપનું નામ જૈન સમાજથી આજે અજાણ્યું નથીઃ કલેશમય સામાજીક પરિવર્તનમાંથી હમણાંજ તે સ્વસ્થ થયું છે અને ભારતવર્ષના જૈન સમાજની દ્રષ્ટિ તેણે પોતાના તરફ આકર્ષી છે.

ગુજરાતના પ્રાચિન પાટનગર અણુહીલપુર પાટણથી તે ચાર ગાઉ દૂરનું એક નાનું ગામડું છે. ફક્ત સો દોઢસો ઘરની ખેડુતોની વસ્તીવાળા એ ગામમાં કે જ્યાં જૈનોનું એક પણ ઘર નથી ત્યાં શ્રી શામળાજી પાર્શ્વનાથનું (શામળાજીનું) જૈન દેવાલય છે કે જ્યાં ભુતકાળના જૈનોના નિવાસવાળા એક આબાદ સ્થાનનાં ખડીયેરો ભુગર્ભમાં લપાયાં છે તેવો ખ્યાલ આવે છે. જે પુણ્યપ્રતિમાજી ત્યાં વિરાજે છે તે ૫૮૬,૬૬૨ વર્ષ ઉપર ભરાવેલાં કહેવાય છે. " શ્રીકાંત નગરીનો ધનેશ નામનો શ્રાવક હરિઆઇ સફરે જવા માટે વહાણમાં બેઠો અને વહાણ હંકારવાનો હુકમ કર્યો; પરંતુ તેના અધિષ્ટાયક દેવતાએ તે વહાણને સ્થંભન કરી દીધું હતું એટલે ધનેષે તે વ્યંતર દેવતાની વિધિપૂર્વક પૂજા કરી, ત્યારે તે વ્યંતર દેવે પ્રસન્ન થઇ સમુદ્રભુમિમાંથી શ્યામવર્ણની ૩ પ્રતિમાઓ લાવી શેઠને તેની પ્રતિષ્ઠા કરવા કહ્યું. આ ઉપરથી શેઠે તેમાંની એક પ્રતિમા ચારૂપ ગામે પ્રતિષ્ઠીત કરી. પહેલી પ્રતિમાજી શામળાજી પાર્શ્વનાથજીની હતી; (જે અત્યારે બિરાજમાન છે, અને જેનો ચુ-

કાઢો લવાદે આપ્યો છે) અને બીજી શ્રી અરિષ્ઠનેમીની હતી. ત્રીજી પ્રતિમા પાર્શ્વનાથજીની હતી તેને શ્રી સ્થંભન (ખંભાત) ગામ પાસે શેઢીકા નદીના કાંઠા ઉપર તરૂજાલ્યાંતર ભુમિમાં સ્થાપન કરી છે.

"શાલિવાહન રાજાના રાજ્યની પહેલાં અગર લગભગ રસસિદ્ધિવાળો અને બુદ્ધિમાન્ નાગાર્જુન થઇ ગયો તેણે બિંબના પ્રભાવથી રસને સ્થંભન કર્યો અને તેથી તે સ્થળે સ્થંભન ગામ વસાવ્યું તે પાર્શ્વનાથજીનું બિંબ હાલ ખંભાત બંદરમાં છે. બિંબાસનના પાછલા ભાગમાં નીચેની પંક્તિઓ લખેલી હોવાનું પ્રસિદ્ધ છે.

"नमस्तीर्थे कृतस्तीर्थे वर्षद्वींके चतुष्ठये।
आषाड श्रावको गौडो काहयेत्प्रती मित्रयम् ॥

"ભાવાર્થ:—ચોવીસીના નેમિનાથ તીર્થંકરના શાસન પછી ૨,૨૨૨ વર્ષ પછી અષાડ નામનો શ્રાવક ગૌડ દેશનો વાસી હતો, તેણે ત્રણ પ્રતિમાઓ ભરાવી હતી. એ ત્રણમાંની આ પ્રતિમા પણ એક છે. આ ગણત્રીથી નિર્ણય થાય છે કે આ પ્રતિમાજી બનાવ્યાને ૫,૮૬,૬૬૨ વર્ષ લગભગ થઇ ગયાં છે. આ હકીકત મરહુમ મહારાજશ્રી શ્રીમદ્ વિજયાનંદ સૂરિશ્વર (આત્મારામજી) ના બનાવેલ "શ્રી તત્વનિર્ણય પ્રસાદ" નામના ગ્રન્થમાં પૃષ્ટ ૫૩૩–૩૪ માં લખેલી છે અને વધારે ખાતરી માટે "પ્રભાવક ચરિત્ર" તથા પ્રવચન પરીક્ષા નામના ગ્રંથ જોવા ભલામણ કરે છે.

"વળી પવાસણ જુનું કઢાવતાં તેમાં પ્રથમના પરીકરનો (પટઘડ) કેટલોક ભાગ મળી આવ્યો છે, તેના ઉપર લેખ છે જે બધો બેસતો નથી પણ તેમાં "ચારૂપ" ગામે મહાતીર્થે તથા પાર્શ્વનાથ પરીકારીત +++ પ્રતિષ્ઠીત +++" ઇત્યાદિ સ્પષ્ટ વાંચી શકાય છે. મહારાજશ્રીએ તત્વનિર્ણયમાં હકીકત લખી ત્યારે તેઓને ચારૂપ ગામની કે પ્રતિમાજીની કશી ખબર નહોતી તેમ હાલ જે લેખ નીકળ્યો છે તે તો કોઇને પણ માલમ ન-

હોતો એટલે આ હકીકત ઉપરથી આ પ્રતિમાજીની ઘણીજ પ્રાચિનતા સંબંધી જરાપણ શંકા રહેતી નથી. વળી "મહાતીર્થે "આ શબ્દો લેખમાં આપ્યા છે. તે સ્પષ્ટ સુચવે છે કે પ્રાચિન કાલે આ ચારૂપના શ્રી શામળાજી મહારાજની પ્રતિમા મહાતીર્થમાં ગણાતી હતી

'મહારાજશ્રી કાંતિવિજયજી મહારાજે શ્રી આબુજી ઉપર વસ્તુપાળ તેજપાળના તમામ કામની નોંધનો લેખ હાલમાં મેળવ્યો છે તેમાં પણ ચારૂપ ગામમાં શ્રી આદેશ્વરજી મહારાજના દહેરાનો મંડપ સુધરાવ્યો એમ હકીકત છે; તે શ્રી આદેશ્વરજીની પ્રતિમા હાલ તો શ્રી શામળાજી મહારાજની બાજુએ છે. વળી હાલના દહેરાની આસપાસની જમીન ખોદાવતાં ૨૦–૨૫ હાથ ઉંડા જવા છતાં પરથાર ખુટતો નથી ને પાઇયા ચાલુજ દેખાય છે. ને લગભગ ૩૦–૩૦ શેર વજનની ઇંટો નીકળે છે. આ ઉપરથી પણ અહીંયાં પ્રથમ જબરદસ્ત દહેરૂં હશે ને તે ઘણા કાળ ઉપર હશે એમ પ્રતીતી થાય છે.' આ દેવાલયનો વહીવટ પાટણનો જૈન સંઘ કાર્યવાહકો નીમીને કરે છે.

ચારૂપના શ્રી શામળાજીના દેવાલયમાં શ્રી શામળાજી પાર્શ્વનાથ તથા શ્રી આદિશ્વરજીની પ્રતિમાજી ઉપરાંત સ્માર્ત ભાઇઓના મહાદેવ, ગણપતી, પાર્વતી વીગેરેની પણ મુર્તિઓ હતી કે જેના ઉત્થાપનથી થયેલો જૈનો અને સ્માર્તો વચ્ચેનો ધાર્મિક ઝઘડો કોરટે ચહડીને બન્ને પક્ષના હજારો રૂપીઆ ખાઈ ચુકયો હતો.

સં ૧૯૭૧ ના ભાદરવા સુદ ૧૫ ના દીવસે આ સ્માર્તભાઇઓની મુર્તિઓનું ઉત્થાપન થયું અને તેથી સ્માર્તભાઇઓની લાગણી દુખાવાથી વડોદરારાજ્યના ના૦ દીવાન સાહેબ વી. પી. માધવરાવ એ અરસામાં દુષ્કાળની સ્થિતિ જોવા પાટણ આવેલા તેમની પાસે ચારૂપના ગામલોકોએ રાડ કરતાં દીવાનસાહેબે જાતે ચારૂપ જઇ વસ્તુસ્થિતિ જાણી કોર્ટમાં કામ ચલાવવા પોલીસને હુકમ કર્યો આથી પાટણની ફોજદારી કોર્ટમાં કેસ ચાલ્યો અને ઠરાવ સ્માર્તભાઇઓના લાભમાં થઇ આરોપીઓ–જૈનભાઇઓ–નં. ૧ ના આરોપી વાડીલાલ લલ્લુચંદને રૂ ૩૦૦) દંડ

અને તે ન આપે તો છ મહીનાની સખ્ત કેદની સજા તથા આરોપી નં. ૨-૩-૪-૫ ના અનુક્રમે રા. રા, હીરાચંદ ખેમચંદ, રા. રા. ભીખાચંદ સાંકળચંદ, રા. રા. ડાહ્યાચંદ સાંકળચંદ તથા રા. રા. ચંદુલાલ રતનચંદને દરેકને રૂ ૧૫૦) નો દંડ અને તે ન આપે તો ચારમહીનાની સખ્ત કેદની સજા ફરમાવવામાં આવી ( જુઓ જજમેન્ટ પરિશિષ્ઠ ૬૨ ) વળી આ દેવાલયમાં સ્માર્તભાઇઓએ હુવન કર્યાથી જૈનભાઈઓએ લાગણી દુખાયાની ફરિઆદ કરેલી તેમાં આરોપીઓને-સ્માર્તભાઇઓને નિર્દોષ છોડવાનો ઠરાવ સ્માર્તભાઇઓના લાભમાં થયો હતો. આથી ડીસ્ટ્રીકટની કડીપ્રાંત શેસનકોર્ટમાં મહેસાણે જૈનભાઇઓએ અપીલ કરી હતી તેમાં જૈનભાઇઓના લાભમાં થઇ જે જૈનઆરોપીઓને પાટણની કોર્ટે સજા ફરમાવી હતી તે રદ કરવામાં આવી. પરંતુ આથી જૈનભાઇઓની સંપુર્ણ જીત થઇ હતી એમ માનવા જેવું હતું નહિ કારણકે મહાદેવ વગેરે મુર્તિઓનું ઉત્થાપન કરવામાં કરનારાઓની શુદ્ધબુદ્ધિ હતી કે સ્માર્તભાઇઓની લાગણી દુખવવાની ઇચ્છા હતી એજ પ્રશ્ન કોર્ટે જોયો હતો. પાટણની કોર્ટે શિક્ષા પણ એજ પ્રશ્નને લઇ કરી હતી. શેસનકોર્ટે શિક્ષા રદ કરી તે એમ માનીને કે સનાતનીભાઇઓની લાગણી દુખાવવાના હેતુથી નહિ પણ પબાસન દુરસ્ત કરાવી પુનઃ તેજ જગાએ ઉત્થાપન કરેલી મુર્તીઓને બેસાડવાની શુદ્ધબુદ્ધિ પુર્વક ઉત્થાપન થયેલું હોઇ આરોપીઓ સજાને પાત્ર નથી. જૈનઆરોપીઓએ પોતાની જુબાનીઓમાં પણ એજ વાત જણાવેલી હતી અને પાટણની કોર્ટે જ્યારે પુછ્યું ત્યારે તે મુર્તિઓને ફરી પણ 'બેસાડીયે' એ શબ્દો જણાવ્યા હતા. (જુઓ પરિ૦ ૬૭) આથી આરોપીઓ નિર્દોષ થવા છતાં પણ તે દેવાલયમાં સનાતનીભાઇઓની એ મુર્તિઓ પુનઃ બેસાડવી કે નહિ એ પ્રશ્નનું કાંઇપણ નિરાકરણ કોર્ટે કર્યું હતું નહિ કે જે નિરાકરણ ઉપર જ બન્ને કોમોની ખરી હારજીત અવલંબીત હતી. ( જુઓ મહેસાણા શે૦ કોર્ટનું જજમેન્ટ પરિ૦ ૬૦ )

આ કેસ ચાલતો હતો ત્યારે બન્નેકોમો વચ્ચે સુલેહ સાચવવાને માટે તાલુકા ફોજદારે ( પોલીસઓફિસરે ) માગણી કરવાથી

પાટણના ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટ મે૦ મોહીતે સાહેબે તે દેવાલય પર જપ્તી બેસાડી બન્ને કોમોને માટે દર્શન બંધ કર્યાં હતાં અને પાછળથી તેજ હોદ્દાનો ચાર્જ જ્યારે શ્રીમંત સંપતરાવ ગાયકવાડ પાસે હતો ત્યારે તેઓએ તે જપતી ઉઠાવી લેવાનો હુકમ કરતાં બન્ને કોમોનાં દર્શન ખુલ્લાં કર્યાં હતાં ને દેવાલય સાર્વજનિક ઠરાવ્યું હતું. (જુઓ પરિશિષ્ઠ ૬૩)

મહેસાણાની કોર્ટમાં જૈન આરોપીઓને નિર્દોષ ઠરાવ્યા પછી તેના ઉપર વડોદરા વરિષ્ઠકોર્ટ (હાઇકોર્ટ)માં સનાતનીભાઇઓએ અપીલ કરેલી હતી જેમાં સનાતનીભાઇઓની જીત થાય તો વળી જૈનભાઇઓને તેથી પણ આગળ અપીલ કોંસીલ સુધી જઇ હજારોનો ખર્ચ ઉઠાવી પરિણામ માટે રાહ જોવાની હતી. હવ નકેસમાં જૈનભાઇઓએ મહેસાણે શેસનકોર્ટમાં અપીલ કરી હતી પણ તેમાં ફતેહ મળી નહતી તથા જે જૈનભાઇએ નાકકાન કાપવાના આરોપસર કેટલાક સનાતનીભાઇઓ પર ફરીઆદ કરેલી હતી તેમાં પણ તે આરોપીઓને નિર્દોષ છોડી મેલવામાં આવ્યા હતા; આમ હોવાથી આ પરસ્પરના કેસોનું ઘરમેળે સમાધાન કર્યા વિના વૈમનસ્ય-કલેશની શાન્તિ થાય તેમ ન° હતું.

## સમાધાન.

જે વખતે કોરટમાં અરસપરસ આ કેસો ચાલતા હતા તે અરસામાં પણ અગાઉ બન્ને કોમો વચ્ચે ઘરમેળે સમાધાન લાવ વાને બન્ને પક્ષના સ્હમજુ ગૃહસ્થો તરફથી પ્રયત્નો ચાલેલા હતા. એકવખતે પાટણમાં હાટકેશ્વરમહાદેવના મંદિરમાં જૈનભાઇઓ તથા સ્માર્તભાઇઓ વચ્ચે નિરાકરણના માર્ગો યોજવા પ્રયત્ન કરતાં જૈનભાઇઓના વકીલ મી. ચીમનલાલ બ્રોકરે "અમદાવાદના બે જૈનો અને બે સ્માર્તોને પંચ નીમવા અને શંકરાચાર્યને તેના સરપંચ રાખવા અને તેમનાથી જે નિર્ણય થાય તે બન્નેયે સ્વીકારવો" એવી દરખાસ્ત મુકી હતી પણ સ્માર્તભાઇઓએ પાટણનાજ પંચો નીમવા આગ્રહ કર્યાથી એ વાત પડતી મુકવામાં આવી હતી.

બીજી વખત વળી પુનઃ પ્રયત્ન થતાં રાજમહેલમાં બન્ને પક્ષના ગૃહસ્થોએ મળી જૈનભાઇઓ તરફથી રા. રા. મણીલાલ કેસરીસીંગ તથા રા. રા. નાગરદાસ કરમચંદ અને સ્માર્તભાઇઓ તરફથી રા. રા. કરૂણાશંકર કુબેરજી તથા રા. રા. હરગોવનદાસ ઘેલાભાઇ મોદી એ ચાર ગૃહસ્થોને પંચો નીમી લવાદનામું આપ્યું હતું; પરંતુ ચારેપંચો એકમત ન થઈ શકવાથી એ વાત પડી મુકવામાં આવી હતી.

ત્રીજી વખત બન્ને પક્ષના તરફથી સમાધાન માટે વડોદરાના ના૦ મહારાજાસાહેબના લઘુબન્ધુ તે કડીપ્રાંતના સુબાસાહેબ શ્રીમંત સંપતરાવ ગાયકવાડને પંચ નીમવામાં આવ્યા પરંતુ તેમાં સ્માર્તભાઇઓએ ખાસ લખેલું હતું કે જૈનોએ રૂ. ૪૦૦૦ દેવા અને મહાદેવ વગેરેને જ્યાંથી મુર્તિઓ ઉત્થાપન થઇ હતી તેજ જગોએ અગર જૈન દહેરાસરજીની જોડે પધરાવવા સુધીનો નિર્ણય થાય તોજ સ્વીકારીશું. આ પ્રમાણે બાંધી માગણી થતાં તે વખતે પણ નિષ્ફળતા મળી હતી.

છેવટે પાટણના જાણીતા અને આગેવાન જૈન ગૃહસ્થ શ્રીમાન્ પુનમચંદ કરમચંદ કોટાવાળાને લવાદ નીમી બન્ને પક્ષે લવાદનામું લખી આપ્યું. જૈનભાઇઓ તરફથી લવાદનામા પર રા૦ રા૦ નગરશેઠ પોપટલાલ હેમચંદ, છ ન્યાતોના શેઠો, તથા ચારૂપના દહેરાસરના વહીવટ કર્તાઓ અને આગેવાનો વિગેરેની સહીઓ હતી તેમજ સ્માર્તભાઇઓ તરફથી વૈષ્ણવોના શેઠ રા૦ રા૦ ચુનીલાલ મગનલાલ તથા બીજા આગેવાનોની સહીઓ હતી. સ્માર્તોએ વિશેષમાં ઠરાવનો અમલ લવાદેજ કરી આપવાની માગણી કરેલી હતી. ( જુઓ પરિશિષ્ઠો ૬૯–૭૦ ) વળી મુંબઇમાં વસતા પાટણ નિવાસી જૈન બન્ધુઓના સંઘે પણ શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાને લવાદ નીમવા માટે સહાનુભુતિ આપી હતી. અને તે વિષે મુંબાઇમાં શ્રી શાંતિનાથજીના ઉપાશ્રયે મળેલા સંઘના પ્રમુખ શેઠ મુળચંદ લલ્લુભાઇ તરફથી પાટણ ચારૂપ કમીટીના સેક્રેટરીપર પત્ર હતો જેમાં ત્યાંનો ઠરાવ લખી મોકલવામાં આવ્યો હતો. ( જુઓ પરિ.

૭૮) આ પ્રમાણે લવાદનામું સોંપાયા પછી પાટણના સંઘ તરફથી રા૦ રા૦ ઝવેરી ચુનીલાલ મગનચંદ તથા રા૦ રા૦ મંગળચંદ લલ્લુચંદે શ્રીમાન્ લવાદને એક કબુલાત ચીઠ્ઠી લખી આપી હતી. જેમાં રૂપીઆ એકથી માંડીને બે હજાર સુધી આપવા અમો નીચે સહીઓ કરનાર સંઘ તરફથી તમારી સાથે બંધાઇએ છીએ, એમ લખી આપ્યું હતું (જુઓ ચીઠ્ઠી પરિ. ૭૧)

શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાએ લવાદ નીમાઇને સં. ૧૯૭૩ ના પોષ વદી ૧૩ તા. ૨૧-૧-૧૯૧૭ ના રોજ ઠરાવ (એવોર્ડ) લખી આપ્યો; જેમાં જૈનભાઇઓ તરફથી રૂપીઆ બે હજારની રકમ સ્માર્તભાઇઓને ઉત્થાપન થયેલા દેવોની સ્થાપના પુજન વીગેરે સારૂ તેમજ દહેરાસરજીના કમ્પાઉંડ બહારની કુબાવાળી ખુલ્લી જમીન અને ધર્મશાળામાંથી બે ઓરડીઓ આપવી; ઓરડીનાં દ્વાર સ્માર્તભાઇઓ પોતાના કમ્પાઉંડમાં રાખે તેમજ મૂર્તીઓની સ્થાપના કમ્પાઉંડ બહારની જમીનમાં કરે અને જે નવિન મંદિર સ્માર્તભાઇઓ બંધાવે તેનું પણ દ્વાર પોતાની હદમાં પૂર્વ યા ઉત્તર તરફજ મુકે એવું નિરાકરણ કર્યું. (જુઓ એવોર્ડ પરિ. ૧) ઠરાવ શેઠ કોટાવાળાની ધર્મશાળામાં બન્ને પક્ષની સમક્ષ જાહેરમાં વાંચી સંભળાવવામાં આવ્યો હતો અને તે વખતે હર્ષનાદ થઇ રા૦ રા૦ વિદ્યાશંકર કરૂણાશંકર વકીલ તથા રા૦ રા૦ ઉમીયાશંકર મણિશંકર લાખીયાએ ભાષણો કરી ઠરાવ પ્રત્યે ખુશાલી દેખાડી લવાદ સાહેબને ધન્યવાદ આપ્યો હતો; તેમજ જૈનભાઇઓ તરફથી રા૦ રા૦ નગરશેઠ પોપટલાલ હેમચંદ અને સ્માર્તભાઇઓ તરફથી વૈષ્ણવોના શેઠ ચુનીલાલ મગનલાલે શ્રીમાન્ લવાદને હારતોરા અર્પણ કરી બન્ને પક્ષ તરફથી ઉપકાર પ્રદર્શીત કરી સંતોષ જાહેર કરવામાં આવ્યો હતો. તત્પશ્ચાત્ તે ઠરાવ "જૈન" પત્રમાં તા૦ ૪-૩-૧૯૧૭ ના અંકમાં પ્રકટ થયો હતો તેમજ તે પછી તા૦ ૧૧ મી માર્ચના "જૈન" માં અધિપતિએ લવાદના ઠરાવની પ્રશંસાનો લેખ તથા લવાદનો પરિચય (ઇતીહાસ) પ્રકટ કર્યો હતો. (જુઓ પરિ૦ ૨) "જૈન શાસન" પત્રે પણ પોતાના તા૦ ૧૪-૩-૧૭ ના અંકમાં "ચારૂપ

જૈન કેસના ચુકાદાપર દ્રષ્ટિપાત” કરી ઠરાવની પ્રશંસા કરી હતી(જુઓ પરિ૦ ૭)

શેઠ કોટાવાળાએ ચુકાદો બન્ને પક્ષ સમક્ષ જાહેરમાં વાંચી સંભળાવ્યો તેમજ "જૈન" પત્રમાં પ્રસિદ્ધ થયો તે પછી કેટલીક મુદતે મુંબાઇમાં વસ્તા પાટણના શા. લહેરૂચંદ ચુનીલાલ કોટવાલ, શા. મણીલાલ ચુનીલાલ મોદી, શા. અમીચંદ ખેમચંદ, શા. હીરાલાલ લલ્લુભાઇ કાપડીયા અને શા. મણીલાલ રતનચંદ વૈદે મળી લવાદના ઠરાવપર જુદું મથાળું આ-આપી–તે મથાળામાં મહેસાણામાં કેસ જીત્યા પછી ચારૂપનો અપાયેલો એવાર્ડ એવા શબ્દો લખી તે ઠરાવ પોતાની તરફથી છપાવ્યો તેમજ તેની સાથે એક હેન્ડબીલ છપાવી તેમાં પણ "મહેસાણે અપીલ કોર્ટમાં જૈનો જીત્યા પછી પાટણ સંઘના કેટલાક ગૃહસ્થોએ શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાને લવાદનામું આપેલું અને તે લવાદનામાના ચુકાદામાં કોટાવાળાએ જૈનધર્મના સંબંધમાં એવા કેટલાક વિચારો દર્સાવ્યા છે કે જેથી કરીને આપણા જૈન બંધુઓની લાગણી દુખાઇ." તથા "ભવિષ્યમાં આપણા તીર્થોને નુકશાન પહોંચે અને ધર્મને પણ હાની પહોંચે એવું ઘણાઓનું માનવું છે" એવો સુચક લેખ દાખલ કરી તે અરજી કેટલાક મુનિમહારાજો અને સદગૃહસ્થો ઉપર મોકલીને ઠરાવ માટે અભિપ્રાયો મંગાવ્યા. જેઓની પાસેથી અભિપ્રાયો મંગાવવામાં આવ્યા હતા તેઓની ચુકાદો કેવા સંજોગોમાં અપાયો હતો તે, સમાધાન કરવાનું શું કારણ હતું અને સમાધાન ન કરવામાં આવે તો શું પરિસ્થિતિ હતી તે તેમજ ચુકાદામાંના કયા શબ્દો કઈરીતે હાની કરે તેવા છે તે હકીકત તે હેન્ડબીલમાં ન લખતાં હેન્ડબીલની ભાષા અને ઠરાવ ઉપરનું મથાળું જોતાંજ વાંચનાર ઉશ્કેરાઇ જાય તેવીરીતની તે અરજી હોવાથી કેટલાક મુનિ મહારાજોએ ચારૂપ કેસની સંપૂર્ણ વીગતમાં ઉતરવાની તક લીધા પહેલાંજ પોતાના અભિપ્રાયો મોકલી આપ્યા હતા (તે બાબત જુઓ સદ્‌ગુણાનુરાગી મુનિ કપુરવિજયજીનો પત્ર પરિ૦ ૭૨) પોતાના

અભિપ્રાયથી કેટલાબન્ધુઓ કેવા કલહમાર્ગે દોરાશે તેનો વિચાર કે ખ્યાલ પણ કરવામાં આવ્યો હોત તો સંભવીત હતું કે તેઓ એવોડના ઉંડાણમાં ઉતરવાની તક લેત અને મહેસાણાની અપીલ કોર્ટમાં જે કહેવાતી જીત જૈનભાઇઓની થઇ હતી તેના ઉપર સનાતની ભાઇઓએ અપીલ (વડોદરા) કરેલી હતી અને મહેસાણાનો ચુકાદો પણ તે મુર્તિઓને મુળસ્થાને બેસાડવાના મુદ્દા ઉપર હોવાથી ખરીરીતે તે જીતજ ન હતી; તથા કેસને લગતી સંપુર્ણ હકીકત અને હેન્ડબીલમાં ક્યા શબ્દો હાની કરે તેવા છે તે બતાવેલું નહિ હોવાથી શાંતિપુર્વક વિચાર કર્યા પછી અભિપ્રાય લખને તો જૈનભાઇઓમાં આપસ આપસમાં થયેલો કલહ ઉપસ્થિત થાત નહિ. જો કે ચુકાદાની તરફેણના કરતાં વિરૂદ્ધના અભિપ્રાયો જુજ હતા અને મુનિશ્રી વલ્લભવિજયજી મહારાજ તથા શેઠ કુંવરજી આણંદજી જેવા પ્રતિષ્ટીત ગૃહસ્થોના અભિપ્રાયો કે જે આ બન્ધુઓની માન્યતાને અનુકુળ નહિ થયેલા તેવા જાહેરમાં નહિ મુકતાં સ્વાનુકુળ અભિપ્રાયોની જ સહાય તેઓએ લીધેલી. પરંતુ સદ્‌ગૃહસ્થો અને મુનિમહારાજો કે જેઓ આ ચુકાદાની ઉપયોગિતા અને મર્મ સમજવા માટે ઉંડાણમાં ઉતરવાને પ્રયુત્નશીલ થયા હતા તેઓના અભિપ્રાયો પણ 'જૈન' પત્રમાં બહાર પડવાથી જૈનભાઇઓમાં પ્રસરતી ગેરસમજ આગળ વધી શકી નહિ. ત્યાર પછી ઓગણીસ સહીઓથી એક હેન્ડબીલ બહાર પાડી તેમાં પણ **"ભવિષ્યમાં ધર્મ તથા તીર્થના ગૌરવને હાની પહોંચવા સંભવ છે"** એવું આગળથી લખી મુંબઇમાં પાટણ નિવાસીઓનો સંઘ બોલાવવામાં આવ્યો, પરંતુ ખરીરીતે જે ગૃહસ્થોને સંઘ બોલાવવાને સત્તા અપાયેલી છે તેમાંના ફકત એકનીજ (રા. રા. શા. ભોગીલાલ હાલાભાઇની) સહી હતી જ્યારે બીજી અઢાર સહીઓવાળાઓને સંઘ બોલાવવાની સત્તા સંઘે કોઇવખતે આપેલી ન હતી; આખરે પ્રેસિડેન્ટ ન મળવાથી તે મીટીંગ વીખરાઇ ગઇ હતી. (જુઓ હેન્ડબીલ પરિ૦ ૪)

આ રીતે જૈનભાઇઓમાં ચુકાદા વિષેની ચર્ચાઓ વધતી જવાથી તેમજ વર્તમાનપત્રોમાં પણ ચર્ચાઓ આવવાથી તે વિષે વિચાર કરવાને તા. ૧૮-૨-૧૯૧૭ ના રોજ રા. રા. શા. મંગળ-

ચંદ લલ્લુચંદ, રા. રા. શા. છગનલાલ વહાલચંદ, રા. રા. શા. લલ્લુભાઇ નથ્થુચંદ, રા. રા. શા. જેસીંગલાલ બાપુલાલ તથા રા. રા. શા. ભોગીલાલ હાલાભાઇ એ પાંચ ગૃહસ્થો કે જેઓને સંઘ બોલાવવાનો અધિકાર હતો તેઓએ પાટણનિવાસીઓના સંઘની મીટીંગ બોલાવી અને તે મીટીંગમાં જૈન ધારાશાસ્ત્રીનો એવોર્ડવિષે અભિપ્રાય લેવાને સાતગૃહસ્થોની એક કમીટી નકકી કરવામાં આવી જેમાં ઉપરોક્ત પાંચ ગૃહસ્થો તથા રા. રા. શા મણિલાલ કેશરીસીંગ અને રા. રા. શા. ચુનીલાલ ખુબચંદ મળી સાત ગૃહસ્થો હતા. આ સંઘે નીમેલી સત્તાવાર કમીટીએ તા. ૨૧-૨-૧૯૧૭ ના રોજ મળી જૈન ધારાશાસ્ત્રી રા. રા. મકનજી જુઠાભાઇ બેરીસ્ટરનો અભિપ્રાય લેવા ઠરાવ કર્યો; અને તા, ૨૯-૩-૧૯૧૭ ના રોજ શેઠ મકનજી જુઠાભાઇ બેરિસ્ટરનો અભિપ્રાય **"ચુકાદામાં રૂ. ૨૦૦૦ તથા જમીન આપવામાં લવાદ ગૃહસ્થે ઠરાવ્યું છે તે આપણને બંધનકર્તા છે તે સીવાય ચુકાદામાં જે વિવેચન કર્યું છે તે તેમનો અંગત અભિપ્રાય છે અને તે કાયદેસર ધર્મને બંધનકર્તા નથી"** એ પ્રમાણેનો બહાર પડયો. ( જુઓ પરિશિષ્ઠ ૨૧ )

સંઘે નીમેલી આ સત્તાવાર કમીટીનો અભિપ્રાય બહાર પડે ત્યાં સુધી શાંતિ રાખવાને બદલે ચુકાદાના સામે પુષ્કળ ચર્ચાપત્રો, ટીકાઓ અને અભિપ્રાયોથી છાપાંઓ ખીચોખીચ ભરવાનો ઉદ્યમ કંઇ પણ પ્રમાદ વગર ચાલ્યો ! સમાજ અને કોમની ઉન્નતિના પ્રયત્નોમાં જો આવો સતત્ ઉદ્યમ થતો હોત તો જૈનસમાજનો ઘણો ઉત્કર્ષ કરી શકાત.

પેલા સુચક લખાણવાળા હેન્ડબીલ તથા એવોર્ડ પરના જુદા મથાળાની અસરથી કેટલાક ચુકાદા સામે અભિપ્રાયો મળ્યા હતા પણ એ સુચકલખાણની અસર મહારાજ શ્રી વલ્લભવિજયજી તથા શેઠ કુંવરજીભાઇ પર થઇ શકી નહતીઃ ( જુઓ પરિ૦ ૪૫ તથા પરિ૦ ૩૯ બ. ) તે વિષે આગળ લખીશું

લવાદે આપેલા ચુકાદા અનુસાર તા. ૧૬-૨-૧૭ ના રોજ ચારૂપમાં જમીન વીગેરેનો કબજો પણ સનાતની ભાઇઓને અપાઇ

ચુકયો હતો એટલુંજ નહિ પણ વડોદરારાજ્યના મે. સરસુબા ગુણાજીરાવ રાજબા નીંબાળકરના હસ્તે ત્યાં નવિન શિવાલયનો પાયો નંખાયો; જે બિના તા. ૨૩-૩-૧૭ ના 'સયાજીવિજય'માં તેમજ બીજાં વર્તમાનપત્રોમાં પ્રગટ થઇ ચુકી હતી. ( જુઓ પરિ૦ ૧૩ ) જે અત્રે જણાવવું ઉચિત છે.

## ચર્ચાઓ

તા. ૧૧-૩-૧૭ ના 'જૈન'માં ચુકાદાને સહાનુભુતિ આપનારા આણુંદજી કલ્યાણજીની પેઢીના ટ્રસ્ટી અને વકીલ રા. રા. હરિલાલ મંછારામ, રા. રા. વકીલ સાંકળચંદ રતનચંદ તથા સોલીસીટર્સ સુરજમલ એન્ડ કંનનીના અભિપ્રાયો પ્રકટ થયા હતા. તેટલામાં પેલાં સુચકહેન્ડબીલો અને અભિપ્રાયો માગવાની અરજીના પરિણામે મુનિ હંસવિજયજી તથા મુનિ લબ્ધિવિજયજીના ચુકાદાની સ્હામે અભિપ્રાયો તા. ૧૪-૩-૧૭ ના "સાંઝવર્તમાન"માં પ્રકટ થયા; જ્યારે તા. ૧૧-૩-૧૭ ના "જૈન"માં અને તા. ૧૪ ૩-૧૭ ના 'જૈન શાસન"માં અધિપતિની નોંધોમાં ચુકાદાની પ્રશંસાઓ પ્રકટ થઇ. તા. ૧૫-૩-૧૭ ના 'હીંદુસ્તાન' પત્રમાં "જૈનધર્મગુરૂઓ શું કજીયો વધારવા માગેછે?' એ લેખ તેના અધિપતિએ પ્રકટ કરી જૈન સાધુઓ તરફથી જૈનોને થતી અઘટીત ઉશ્કેરણી વિષે જનસમાજનું ધ્યાન ખેંચી કજીયો વધારવાની નીતિને વખોડી કહાડી. વળી 'સાંઝવર્તમાન'ના તા. ૨૦-૩-૧૭ ના અંકમાં બે 'તટસ્થ' લેખકોએ પણ આવી અઘટીત ઉશકેરણીને વખોડી કહાડી તથા ચારૂપના કેસમાં મળેલો વિજય (મહેસાણામાં) ખરો વિજય નહતો પણ ચારૂપનું મંદીર સાર્વજનિક ઠરેલું હતું તથા સનાતનીભાઇઓએ અપીલ પણ હાઇકોર્ટમાં કરેલી હતી અને તેમાં ફેસલો જૈનભાઇઓના વિરૂદ્ધ પણ જવા સંભવ હતો વીગેરે જે પ્રતિકુળસંજોગો હતા તે દરશાવી ઘરમેળે સમાધાન કરવાની આવશ્યક્તા તથા સંજોગો જોઇ એવોર્ડ આપવામાં આવ્યો તેની દક્ષતાની પ્રશંશા કરી હતી.

આ અંદરની ફાટાફુટ એટલેથી અટકી નહિ. અણસમજ તથા ઇર્ષ્યાએ દીવસે દીવસે ગંભિરરૂપ લીધું અને ચર્ચાપત્રો ઉપર ચર્ચાપત્રો બહાર આવવા લાગ્યાં, જે બધાં આ પુસ્તકમાં દાખલ કરવામાં આવ્યાં છે. જેમ એવોર્ડના સામે પુષ્કળ ચર્ચાપત્રો લખાયાં છે તેમ એવોર્ડને પસંદ કરનારાઓ તરફનાં તેના રદીયાનાં પણ પુષ્કળ ચર્ચાપત્રો વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થયેલાં તેની પણ નકલો આ પુસ્તકમાં દાખલ કરવામાં આવી છે; જે ઉપરથી વાંચનારને ચુકાદાની સામે ઉઠાવવામાં આવેલા પોકારમાં શું મુદ્દા હતા તથા તે કેટલી વજુદવાળા હતા તે જાણવાનું મળી શકશે.

## વાંધા

ચારૂપના એવોર્ડના સંબંધમાં એવોર્ડ સામે શરૂઆતમાં તો કાંઇ વાંધા બતાવવામાં જ આવ્યા ન હતા પણ પછી કોઇ લખવા લાગ્યા કે રૂપીઆ બે હજાર અપાવ્યા તથા જમીન અપાવી તેથી જૈનભાઇઓ નારાજ નથી પણ એવોર્ડમાં જે ટીકા કરી છે તેથી ભવિષ્યમાં જઇન ધર્મના ગૌરવને હાની થવા સંભવ છે. વળી કોઇ કહેવા લાગ્યા કે રૂપીઆ અને જમીન બન્ને આપી તે સનાતનીભાઇઓ તરફ પક્ષપાત કર્યો છે. આ મતલબનાં ચર્ચાપત્રોના સામે જ્યારે જણાવવામાં આવ્યું કે સમાધાનની તજવીજ પ્રથમ થઇ હતી તેમાં રૂ. ૪૦૦૦) જેટલી રકમ સનાતની ભાઇઓને આપવાને જઇનભાઇઓ તૈયાર હતા છતાં તેઓ મુર્તિઓ ખસેડવાને તૈયાર થયા ન હતા અને મુર્તિઓ જે જગાએથી ઉત્થાપન થઇ તેજ જગોએ બેસાડવાનો તેમનો અત્યાગ્રહ હતો, કોરટ પણ સનાતનીભાઇઓની એ ઇચ્છાની વિરૂદ્ધ ગઇ ન હતી, જઇન આરોપીબન્ધુઓએ પણ તે મુર્તિઓ તેજ જગોએ બેસાડવાની હતી એમ કોર્ટમાં જણાવ્યું હતું અને તેમ જણાવવાથી જ ઉત્થાપન કરવામાં શુદ્ધબુદ્ધિ હતી એમ જજ સાહેબે સ્વીકારી શિક્ષાનો હુકમ રદ કીધો હતોઃ કોરટોમાં ચાલેલી તકરારો સનાતનીભાઇઓની લાગણી દુખાયા વિષેની હતી અને તેમાં મુર્તિઓને બીજી જગોએ લઇ જવાનો પ્રશ્નજ ન હતો. ચારૂપના દેવાલયને

ફર્સ્ટ ક૦ મેજીસ્ટ્રેટ ( પાટણ વિ૦ નાયબ સુબા ) સાહેબે સાર્વજનિક ઠરાવ્યું હતું અને તે રીતે દહેરાસરજીમાં સનાતનીભાઇઓ પોતાની ધાર્મિક ક્રિયાઓ કરવાને ચુકત નહિ અને જૈનભાઇઓને તે પાલવતું નહતું. સનાતનીભાઇઓએ કરેલા હવન વિરૂદ્ધ જૈન ભાઈઓએ કરેલી ફરિયાદમાં જૈનભાઇઓને નિષ્ફળતા મળી હતી જયારે જૈનઆરોગીઓને પાટણની કોર્ટે ફરમાવેલી સજા કાયમ રાખવાને વડોદરા હાઈકોર્ટમાં સનાતનીભાઇઓએ અપીલ કરેલી હતી. આવા સંજોગોમાં એને બદલે બાર હજાર રૂપીઆ આપતાં પણ સનાતનીભાઇઓ પોતાની મુર્તિઓ ખસેડવા તૈયાર થાય તેમ નહતા અને જૈનભાઇઓ તે મુર્તિઓને કમ્પાઉંડની બહાર ખસેડવાની નેમમાં ફાવી શકે તેમ ન હતા. એટલા માટેજ સનાતનીભાઇઓ ઉપર છાપ પાડી શકે અને સનાતનીભાઇઓ જેની પ્રતિષ્ઠા તથા ન્યાયતુલનાત્મકશક્તિ માટે વિશ્વાસ ધરાવી શકે તેવા લવાદ વડેજ આ તકરારોનું સમાધાન થાય તેમ હતું અને એમ કહેવું જોઇએ કે શેઠ કોટાવાળા તરફની સનાતનીભાઇઓની સદ્‌ભાવના, વિશ્વાસ તથા તેમની પ્રતિષ્ઠા માટે માનનિય વિચારોને લીધેજ તેમને લવાદ તરીકે પસંદ કર્યા હતા અને તેમનો ઠરાવ તેઓએ અંગીકાર કરી લઈ મુર્તિઓ ઉઠાવી લીધી. જયારે આ દલીલો આપવામાં આવી ત્યારે ચુકાદાના પ્રતિપક્ષીઓને તે કબુલ કરવી પડી; પણ પછી તેઓએ એ વાંધો કહાડયો કે મહાદેવજીની સ્થાપના શામળાજીના દહેરાસરજીથી ફક્ત ૫૦) ફીટ જેટલે નજદીક છે તેથી દહેરાસરજીમાં ધાર્મિકક્રિયા કરતાં સનાતભાઇઓના ઘંટનાદ વગેરેથી વારંવાર ધ્યાનભંગ થવા સંભવ છે. આ વાંધા સામે 'જૈન' પત્રકારે ચારૂપનો માપ સાથે નકશો પ્રકટ કરીને જણાવ્યું કે તે અંતર ૧૫૦) ફીટ કરતાં પણ વધારે છે ( જુઓ નકશો ) ત્યારે તે બાબતમાં પણ કંઇ ઉત્તર દીધો નહિ. વળી એવું તો કોઇપણ સ્થળે બની શકવું અશક્ય છે કે જૈનભાઈઓના કમ્પાઉંડની બહાર પણ અન્ય ધર્મીઓ પોતાની ધર્મક્રિયા ન કરી શકે. ચારૂપમાં તો સનાતનીભાઇઓ છે અને એવોર્ડમાં તેઓને કંઇપણ તકરારી વલણ નહિ કરવાને બાંધી લેવામાં આવ્યા છે પરંતુ કોઇપણ જૈન દેવાલયમાં કમ્પાઉંડની

બહારની જમીન પડતર કે વેચાઉ હોય તો તે કોઇપણ ધર્મ-વાળા ખરીદીને ત્યાં પોતાની ધાર્મિક ક્રિયા કરી શકે. વળી એક વાંધો એવો કહાડવામાં આવ્યો કે "તે દેવ પાસે શ્રી મહાદેવજી, ગણુપતિ વીગેરે દેવોની પ્રતિમાઓ પણ **બિરાજમાન છે**" એ વાકયમાં (એવોર્ડમાં) "બિરાજમાન છે" એ શબ્દો કેમ લવાદે લખ્યા? આ વાંધો તો તદ્દન હાસ્યાસ્પદજ છે. તકરાર પહેલાંની દેવાલયની સ્થિતિ કે જે સ્થિતિ કોર્ટમાં જૈન બંધુઓ–આરોપીઓ–સાક્ષીઓએ પોતાની જુબાનીઓમાં પણ જણાવી છે તેજ સ્થિતિ લવાદે લખી છે.

રા૦ રા૦ વાડીલાલ લલ્લુચંદે પોતાની જુબાનીમાં લખાવ્યું છે કે "ચંદુલાલ નહાલચંદે મને પુછયું કે દહેરામાં મહાદેવજી (એકાદશરૂદ્ર) છે......" (જુઓ પરિ૦ ૬૪)

રા૦ રા૦ કેશવલાલ મંગળચંદ પણ પોતાની જુબાનીમાં લખાવે છે કે "આરૂપના દહેરામાં ગણુપતિ છે" (જુઓ પરિ૦ ૬૫)

રા૦ રા૦ પુનમચંદ રામચંદ પોતાની જુબાનીમાં જણાવે છે કે "જૈન દેવળમાં ઘણામાં ગણુપતિ, દેવિઓ તથા એવા દેવો વીગેરે હોય છે" તથા "**એવા ઉપરના બધા દેવને અમે માન આપીએ છીએ અને પુજીએ છીએ**" જુઓ પરિ૦ ૬૬)

રા૦ રા૦ ચંદુલાલ નહાલચંદ પોતાની જુબાનીમાં લખાવે છે કે "અમારા દેવળમાં ગણુપતિ, દેવિઓ વીગેરે હોય છે તથા ભૈરવ અને હનુમાનની મુર્તી હોય છે" (જુઓ પરિ૦ ૬૭)

## રા૦ કુંવરજીભાઇને પુછેલી પ્રશ્ન પત્રિકા.

આગળ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ એવોડનાં ચુંથણાંનો પ્રયત્ન ચાલુજ રહ્યો: રા૦ રા૦ શેઠ કુંવરજી આણુંદજીના તરફ પાંચ પ્રશ્નો લખી મોકલવામાં આવ્યા. રા૦ રા૦ શેઠ કુંવરજીભાઇને એવોર્ડ વિષે જાહેર ખુલાસો "જૈન ધર્મ પ્રકાશ" (પુસ્તક ૩૩ અંક ૧ લો ચૈત્ર ૧૯૭૩) માં કરેલો છે તે અત્રે ઉતારીએ છીએ:—

'ફેંસલાની અંદર જેવી કહેવામાં આવે છે તેવી જૈન
" સિદ્ધાંતને બાધકારી હકીકત અમારા સમજવામાં આવતી
" નથી, તો આવા સામાન્ય કારણુસર જૈન વર્ગમાં કલેશ
" ઉપસ્થિત કરવો કોઇ રીતે યોગ્ય નથી. સામાપક્ષવાળા
" એક જૈન ગૃહસ્થ ઉપર વિશ્વાસ મુકે એજ આપણે
" મગરૂર થવા જેવું છે........" વીગેરે (વધુ માટે જુઓ
પરિશિષ્ઠ ૨૬)

૨૦ શેઠ કુંવરજીભાઇને નીચે પ્રમાણે પાંચ વાંધાઓ
દર્શાવી પાંચ પ્રશ્નો પુછયા હતા:—

" લવાદનામામાં લખાયલા શબ્દો

" ૧ 'અરસપરસ રહેવાસથી સનાતન ધર્મના સિદ્ધાંતોની રૂઢીઓ જૈન ધર્મના લોકોમાં દાખલ થવા પામી છે જેવી કે લગ્નાદીક ક્રિયા.'

" ૨ 'કેટલાક જૈનો અંબિકા વિગેરે દેવોને પુર્ણ આસ્તાથી માને છે'

" ૩ 'હરકોઈ જાતને હરકોઇ ધર્મ માનવાની છુટ છે'

" ૪ '**જૈન ધર્મ મુજબ કોઇપણુ જીવ ઉત્પન્ન કરનારી વસ્તુ દેવને સ્પર્શ કરવાથી** તેમજ જૈન વિધિ ક્રિયા વિરૂધ્ધ દેવનું સ્થાપન પુજન કે ક્રિયા થાય તો **શ્રી તિર્થંકર પ્રભુની આશાતના થઈ ગણાય છે**'

" ૫ 'પોતાની જગ્યામાં શાસ્ત્ર મુજબ શંખ, ભેર, નોબત વીગેરે વાજીંત્ર વાગે તેમ હવન હોમાદી ક્રિયા થાય તેથી જૈન મંદીરના પ્રભુની આશાતના થવા ભય નથી.

* અમારી માન્યતા

૧ સ્માર્તો પણુ તેમના સિદ્ધાન્તની રૂઢીએ લગ્ન કરતા નથી અને જો કરે તો મહાન ખળભળાટ થાય તો પછી જૈનો તો કરેજ કેમ?

---

* 'અમારી' એટલે આ પ્રશ્નો પુછનારાની માન્યતા.

તેમના સિદ્ધાન્તમાં લગ્ન વખતે જે ક્રિયા કરવામાં આવે છે તેના દાખલાઓ.

(૧) પા. ૭૧ કૃષ્ણ યજુર્વેદ શાસ્ત્રમાં થાય છે (વીવાયજ્ઞ)

(૨) પા. ૮૬ આપ સ્તંભીય ગ્રહ્યસુત્ર ખંડ ત્રીજો.

૨ અંબીકાને પુર્ણ આસ્તાથી માનનારને જૈન કહેવાય કે કેમ? તેનો આપ વિચાર કરશો. તિર્થંકર સિવાય બીજો કોઇ જૈન બીજા દેવોને પુર્ણ આસ્તાથી માને નહિ.

૩ શું જૈનોને પણ બીજો ધર્મ માનવાની છુટ છે ખરી?

૪ લાઇન કરેલાં વાકયો પ્રમાણે પ્રભુ ઉપર પખાલમાં ઘી દુધ, પાણી અગર ફુલ ચઢાવીએ છીએ તે ચીજો પોતે જીવ અને જીવ ઉત્પન્ન કરનારી છે તો પછી તેથી આશાતના થાય (લવાદના કહેવા પ્રમાણે) તો આપણે વાપરવી કે કેમ?

૫ આપણા અને તેના દહેરાનું અંતર ચાળીસથી પચાસ ફુટ લગભગ છે ત્યારે તેમના મંદીરમાં શંખ ભેર, નોબત વાગતાં હોય અને તેજ વખતે આપણા ધર્મગુરૂઓ ક્રિયા આપણી ધર્મશાળામાં કરતા હોય તો તે ક્રિયાઓમાં ખલેલ પડે કે નહિ?

આ પ્રમાણે લવાદના એવોર્ડના શબ્દો ટાંકીને તે શબ્દોથી પોતાની 'માન્યતા' પ્રમાણે જે વાંધાઓ તેઓને (કુંવરજીભાઇને) દરશાવેલા તે ઉપર પ્રમાણે છે. (જુઓ પરિ૦ ૪૩)

ઉપરોકત વાંધાઓ કેવા છે તે હવે નીચે સમજાવીએ છીએઃ-

## વાંધાઓ કેવા છે?

૧ લવાદે 'અરસપરસના સ્હેવાસથી સનાતન ધર્મના સિદ્ધાન્તોની રૂઢીઓ જૈન ધર્મમાં દાખલ થવા પામી છે જેવી કે લગ્નાદિક ક્રિયા" એમ લખ્યું એ શબ્દોને તેઓ ધર્મના ગૌરવને હાનીકર્તા જણાવવાનો પ્રયત્ન કરતાં કોઇ મજબુત દલીલ ન મળવાથી કહે છે કે "સ્માર્તો પણ તેમના સિદ્ધાંતની રૂઢીએ લગ્ન

કરતા નથી." અને યજુર્વેદ તથા બ્રહ્મસુત્રનાં નામો લખી એ પ્રતિપાદન કરવા કોશીષ કરે છે કે સ્માર્તો પણ તેમના સિદ્ધાંતની રૂઢીએ લગ્ન કરતા નથી. અમે સમજી શકતા નથી કે સ્માર્તો પોતાના સિદ્ધાંતની રૂઢીએ લગ્ન કરતા નથી કે કરે છે એ વિષયમાં તેઓને ઉતરવાની શું જરૂર પડી છે ? લવાદના જે શબ્દો તેઓ ટાંકે છે તે ખરા છે કે ખોટા છે એટલુંજ માત્ર જોવાનું હતું. લવાદ શું ખોટું કહે છે? જૈન ધર્મના લોકોમાં શું જૈનેતર રૂઢી લગ્નાદિમાં પ્રવેશવા પામી નથી ? અને જો પ્રવેશવા પામી છે તે વાત ખરીજ છે તો તેમ થવાનું કારણ લવાદે જણાવ્યું છે તે સિવાય બીજું કંઇ છે? જો હોય તો તે જણાવવું જોઇતું હતું. સ્માર્તો તેમના સિદ્ધાંત પમાણે લગ્ન નથી કરતા માટે જૈનો પણ પોતાના સિદ્ધાંત પ્રમાણે શું કરવા કરે ? એમ તેઓ કહેવા માગતા હોય તો તે નિરર્થક છે.

૨ ' કેટલાક જૈનો અંબિકા વિગેરે દેવોને પુર્ણ આસ્તાથી માને છે " એ લવાદના વાકયના સામે પણ કંઇજ દલીલ મળી આવી નહિ ત્યારે સંબંધ વગરનોજ પ્રશ્ન ઉભો કરેલો લાગે છે, તે એ કે ' અંબીકાને પૂર્ણ આસ્તાથી માનનારને જૈન કહેવાય કે કેમ? " લવાદ કયારે ફરજ પાડે છે કે અંબીકાને માનનારને જૈન કહો. જોવાનું માત્ર એટલુંજ હતું કે કેટલાક જૈનો અંબિકા વગેરેને માને છે એમાં કંઇ ખોટું છે ? જૈન શ્વેતાંબર કોનફરન્સ હેરલ્ડે પણ પોતાના ૧૯૧૭ ના એપ્રીલના અંકમાં પાન ૧૦૪ પર ચોકખું જણાવી દીધું છે કે " જૈનો દેવદેવિને માને છે કે નહિ તથા માનવા માટે શાસ્ત્રનું પ્રમાણ છે કે નહિ તે માટે દાખલા દલીલવાળો લેખ જરૂર પડશે તો મુકવા અમે તૈયાર છીએ " ( જુઓ પરિશિષ્ઠ ૫૬) વળી " જૈન " પત્રમાં પણ ત૦ ૩-૯-૧૯૧૭ ના અંકમાં (જુઓ પરિ૦ ૫૧) ચોકખો પ્રત્યુત્તર આપી દીધોછે કે "જો ઇચ્છા હશે તો તેમના મેમ્બરોમાંથી જ નવરાત્રીમાં દેવિને નામે દ્રવ્ય ખર્ચનારા અને માથે રોટલામુકી દેવિ સામે નાચ કરનારના અહવાલો જરૂર પડયે બહાર મુકવામાં આવશે." વળી 'જૈનરીવ્યુ' પોતાના ૧૯૧૭ ના ૭-૮ અંકમાં લખે છે કે "મુંબઇમાં દર શનિવારે સેંકડો જૈનો મહાલક્ષ્મિના મંદિરે

જાય છે! અંબાજીમાતાનાં દરશને સેંકડો જૈનો જાયછે દરેક ગોત્ર દેવિ અને કુલદેવીઓને પણ માનેછે પાટણમાંથીજ ઘણા આગેવાનો અંબીકા, અંબાજી વિગેરે ઠેકાણે જાયછે" તેમજ "જૈન હિતેચ્છુ" ના ૧૯૧૭ ના જુનના અંકમાં પાન ૨૭૯ પર (જુઓપરિ૦ ૫૭) સાફ લખેછે કે "જૈનો પૈકીના કેટલાક અંબાજીની માનતા માને

" છે, દર્શને જાયછે ઇત્યાદિ બાબતની હકીકત
" (fact) સ્હામે વિરોધ ઉઠાવવા તૈયાર થવું એ
" પોતાની જાતને પોતેજ જુઠી પાડવા જેવી મુર્ખ-
" તા છે. એક નહિ પણ અગીયારસો જૈનો તે
" દેવીની માનતા માને છે. મોટા અગ્રેસરોને તેમ
" કરતાં હું જાણુ છું."

વળી આગળ જતાં તે લખે છે કે "જૈનોને પોતાનાં શાસ્ત્રોની

" આજ્ઞા તોડીને દેવ–દેવીયોની માનતામાં ભટ-
" કતાં–એ મિથ્યાત્વ તથા અંધકારમાં સુખ ઢુંઢ-
" તાં–શરમ કે અપમાન લાગતું નથી અને જ્યારે
" તેમનાં કામોનું કોઇ ચિત્ર આપે છે ત્યારે
" તેમને અપમાન લાગી જાય છે. જબરી સ્વ-
" માનની પુતળીઓ!" (જુઓ પરિ૦ ૫૭)

૩ એવોર્ડમાં " હરકોઇ જાતને હરકોઇ ધર્મ માનવાની છુટ છે" શબ્દો લખાયા છે તે સામે વાંધો ઉઠાવતાં તેઓ લખે છે કે "શું જૈનોને પણ બીજો ધર્મ માનવાની છુટ છે ખરી?" પણ આ પ્રશ્ન તદ્દન અસ્થાને છે. દરેક મનુષ્યને કોઇપણ ધર્મ પાળવામાં જનસમાજ કે ખુદ સરકાર પણ વચ્ચે આવતી નથી. એક જૈન પોતાની ઇચ્છા થાય તો ગમે તે અન્ય ધર્મ પાળવા માગે તો શું જૈનસમાજ તેને અટકાવી શકશે? લવાદ એમ કહેવા માગતા નથી કે જૈનોએ અન્ય ધર્મ પાળવો તે સારૂં છે; પણ લવાદ એમ કહેવા માગે છે કે દરેક મનુષ્ય કોઇપણ ધર્મનો સ્વીકાર–અસ્વીકાર કરવાને સ્વતંત્ર છે. આત્મા જ્યાં જ્યાં સત્ય જુએ ત્યાં ત્યાં વિહરી શકે છે એટલુંજ નહિ પણ વખતે મિથ્યાત્વમાં પણ ભ્રમીત થઇ ભટકે તો પણ જનસમાજ કંઇ

સત્તાથી તેને રોકી શકતો નથી. "જૈન" પત્રમાં પણ તા૦ ૨૭-૫-૧૭ ના અંકમાં લખ્યું છે કે "ધર્મ એ કેદખાનું નથી કે કોઇને વાડામાં ઠાંસી દેવાય. ધર્મ એ આત્માની સ્વતંત્રતા છે અને જ્યાં સ્વતંત્રતા છે ત્યાં છુટજ સંભવી શકે." જો દરેક માણસને કોઇપણ ધર્મ માનતાં અટકાવી શકાતું હોત તો જૈનાચાર્યોએ કેવી રીતે અન્ય ધર્મ પાળનારાને જૈન ધર્મમાં દાખલ કરી જૈન ધર્મ પાળવાની છુટ આપી? કેવી રીતે શ્રીમદ્ આત્મારામજી મહારાજે પંજાબમાં પરિભ્રમણ કરીને, અથાગશ્રમ વેઠીને સ્થાનકવાસીઓ વીગેરેને શ્વેતાંબરીજૈન બનાવ્યા? જો છુટ ન હોત તો એમ શી રીતે બની શકત? વાંધો દરશાવનારાઓ શું વિદ્વાન મુનિઓએ કરેલા ભવ્ય પ્રયત્નો અને આપેલી છુટને ગેરવ્યાજબી ગણે છે? બેશક, જૈન ધર્મનું રહસ્ય જાણનારા ને તેને સર્વાંશે સત્ય માનનારા અન્ય ધર્મમાં જાયજ નહિ; તેવીજ રીતે કોઇ ઈતર ધર્મને સર્વાંશે સત્ય માનનારા 'જૈન' ધર્મમાં આવે નહિ પરંતુ તેથી કોઈપણ ધર્મ પાળવાની છુટ માણસ જાત પાસેથી કોણ ખુંચાવી શકે તેમ છે?

૪ એવોર્ડમાં એક વાકય એવું છે કે જૈન ધર્મ મુજબ કોઇ પણ જીવ ઉત્પન્ન કરનારી વસ્તુ દેવને સ્પર્શ કરવાથી તીર્થંકર પ્રભુની આસાતના થઇ ગણે છે આ વાકય લખવાનો લવાદનો આશય જૈનભાઇઓ માટે કેટલો બધો લાભ કર્તા હોવા છતાં વાંધા ઉઠાવનારા તે સમજી શકયા નથી એ આશ્ચર્યની વાત છે. લવાદે આ શબ્દો લખી શ્રી તીર્થંકરની આસાતના ન થાય એટલા માટે સનાતનીઓની મુર્તિઓ દહેરાસરમાંથી બહાર કહાડવાની અગત્ય જણાવી છે છતાં તે સમજી ન શકવાથી વાંધો એવો કહાડવામાં આવ્યો છે કે "પ્રભુ ઉપર પખાળમાં જે દૂધ, પાણી અગર ફુલ ચડાવીયે છીયે તે ચીજો પોતે જીવ અને જીવ ઉત્પન્ન કરનારી છે તો પછી તેથી આશાતના ના થાય?" વાંધો કહાડનારાને જો વાકયના વાચ્યાર્થ, લક્ષ્યાર્થ અને વ્યંગાર્થ એવા ત્રણ શાસ્ત્રીય પ્રકારોની ખબર હોત તો 'જીવ ઉત્પન્ન કરનારી' શબ્દોનો અર્થ આવો કરી દૂધ, પાણી અને ફુલને તે કદી

પણ લાગુ કરત નહિ. એમ તો મનુષ્યો પોતે પણ જીવ છે તેમજ જીવ ઉત્પન્ન કરનાર છે તેથી મનુષ્યોએ દહેરાસરમાં જઈ પ્રતિમાજીને સ્પર્શ ન કરવો એવું લવાદ કહેવા માગે છે એમ સમજી લેવું? એવોર્ડમાં લવાદ કંઇ જીવ અજીવ, સચિત-અચિત વસ્તુઓના ભેદો સમજાવંવાને અર્થાત કોઇ જૈન સિદ્ધાંતનું પુસ્તક લખવાને બેઠા નહોતા પરંતુ જે કારણને માટે તેઓએ એવોર્ડ લખ્યો અને જે ન્યાય (જજમેન્ટ) તેઓ આપવા માગતા હતા–સનાતનીભાઇઓની મુર્તિઓ ત્યાંથી ખસેડવા માગતા હતા તેનું કારણ જ માત્ર દર્શાવવાને એ શબ્દો કીડીયાળું વીગેરે દેખી શકાય એવા મલિન જંતુઓ ઉત્પન્ન કરતા–ભરાઇ રહેતા–સડવા પામતા પાણીના અને કરમાયલાં–ચ્હુડેલાં–પાણીમાં સડતાં પુલોને માટે વપરાયા હતા. તાજાં સુગન્ધમય પુષ્પો, વિશુદ્ધ પવિત્ર જળ અને દુધને લવાદે પખાળમાં વાપરવાની મના કરવાના અર્થમાં એ શબ્દો વાંપર્યા હતા એમ કોઇપણ બુદ્ધિશાળી માણસ ધારી શકે નહિ.

૫ પાંચમો વાંધો જણાવતાં "આપણા અને તેના દહેરાનું અંતર ચાળીસૂથી પચાસ ફુટ લગભગ છે ત્યારે તેમના મંદિરમાં શંખ, ભેર, નોબત વાગતાં હોય અને તેજ વખતે આપણા ધર્મગુરૂઓ ક્રિયા આપણી ધમશાળામાં કરતા હોય તો તે ક્રિયાઓમાં ખલલ પડે કે નહિ?'. એવું લખે છે તે વાંધા વિષે તો અમો અગાઉ જણાવી ગયા છીએ કે તે અંતર પચાસ ફીટ નહિ પણ દોઢસો ફીટ કરતાંયે વધારે છે (નકશામાં જુઓ) અને એવી રીતે ધ્યાનમાં ભંગ થવા પણ સંભવ નથી. કારણ કે કેટલાક ઠેકાણે એક કમ્પાઉંડમાં જૈનોનાં, વૈષ્ણવોનાં અને ઇતરધર્મીઓનાં ધર્મસ્થાનો સાથે સાથે બહુ નજદીક રહેલાં હોય છે. જ્યારે ચારૂપમાં તો ૧૫૦ ફીટનું અંતર છે. (જુઓ નકશો)

## મુસદ્દો

પ્રિય વાચકો! આ રા. રા. શેઠ કુંવરજીભાઇ પર મોકલેલી પ્રશ્નપત્રિકામાં બતાવેલા નિરર્થક વાંધાઓની સમાલોચના કર્યા પછી એવોર્ડમાંના શબ્દો વાંધા વગરના એટલુંજ નહિ પંણ ઘણાજ

ઉપયોગી, મહત્વના અને જૈનભાઈઓ માટે લાભદાયક છે તે સમજાયું હશે. છતાં પણ આપની જીજ્ઞાસાની તૃપ્તિ અર્થે આપ આશ્ચર્ય પામશો તેવો એક મુસદ્દો આ ચારૂપના દિગ્દર્શન રૂપી પ્રેક્ષણિય પ્રદર્શનમાં મુકયોછે (જુઓ પરિ૦ ૬૮) તેના તરફ જરા આપનું લક્ષ ખેંચવું અસ્થાને નથી. એ મુસદ્દો "જૈન" ભાઇઓએ જ પોતાના વકીલ પાસે તૈયાર કરાવી લવાદને આપ્યો હતો કે જેની અંદર લવાદ પાસે જઇનભાઈઓ કેવો એવોર્ડ માગતા હતા તેનું દિગદર્શન છે. જે વાકયોને માટે ઉપરની પ્રશ્નપત્રિકા ઉપસ્થિત થઈ છે તે લવાદનાં વાકયોની સાથે આ નીચલાં વાકયો સરખાવતાં વ્હાલાવાચક! તુમેજ બન્નેની તુલના કરી શકશો કે એ મુસદ્દાનાં વાકયો કે જેના નીચે અંડરલાઇન કરેલી છે તે જો એવોર્ડમાં લખાયાં હોત તો કેટલો અનર્થ થાત? એ મુસદ્દામાં આ પ્રમાણે છેઃ—

૧ „ કેટલાક જઇનો શ્રી **અંબિકા વિગેરે દેવને** પુર્ણ આસ્તાથી **પોતાના દેવ તરીખે** માને છે"

૨ „ આવી રીતે મિશ્રણ અરસપરસ **ધર્મનાં તત્વોમાં** પણ થયું છે"

૩ „ **સનાતન ધર્મવાળા જૈનવર્ગને ઉતરતા** ગણે છે."

જૈનભાઇઓએ લવાદને આપેલા મુસદ્દાનાં આ વાકયો અને લવાદે એવોર્ડમાં વાપરેલાં વાકયોની તુલના વાચકો! આપજ કરી લેશોઃ એવોર્ડમાં સનાતન ધર્મની રૂઢીઓ મિશ્ર થવાનુંજ લખવામાં આવ્યું કે જે સત્ય (Fact) છે ત્યારે આ મુસદ્દામાં તો મિશ્રણ અરસપરસ **ધર્મનાં તત્વોમાં** પણ થયું છે એમ લખાયું છે. એવોર્ડમાં કેટલાક જૈનો અંબિકા વગેરે દેવોને પુર્ણ આસ્તાથી માને છે એવું લખાયું છે અને તેવા સેંકડો દાખલા આપણી દ્રષ્ટિગોચર છે જ્યારે જૈનભાઈઓના મુસદ્દામાં તો તે દેવોને **પોતાના દેવો** તરીખે માને છે એમ લખેલું છે. વળી મુસદ્દામાં એક વાકય "**સનાતન ધર્મવાળા જૈન વર્ગને** ઉતરતા ગણે

છે" લખાયું છે તે વાકય શા આશયથી લવાદની પાસે એવો-ર્ડમાં ઉતરાવવા ઇચ્છા કરી હશે અને તે વાકય લખાવવામાં શું હિત જૈનભાઇઓનું સધાય તેમ હશે તેનો વાચકોજ વિચાર કરશે. પરંતુ જૈન કોમનું એ સદ્‌ભાગ્ય હતું કે મુસદ્દામાંના એ શબ્દો કે જે જૈન કોમને નુકશાનકારક થાય તેવા હોઇ એવોર્ડમાં નહિ વાપરવામાં લવાદે જૈન કોમની એક મોટી સેવા બજાવી છે એમ વિચારશીલ વાચકોને લાગ્યા વગર રહેશે નહિ. અને મુસદ્દાના જેવા વિચારો લવાદની પોતાની ન્યાય બુદ્ધિને વ્યાજામી જણાયા તેજ એવોર્ડમાં લીધા છે કે જેની ઠરાવને પુષ્ટીકારક, સકારણ અને ઉપયોગી નીવડે તેવીજ રચના અને વ્યવસ્થા કરી છે.

આ મુસદ્દાપરથી બીજી પણ એક વાત તરફ વાચકોએ દુર્લક્ષ કરવું જોઇતું નથી, કે મુસદ્દામાં જમીન તથા રૂપીઆ સનાતનીભાઇઓને આપવાનું પણ લખેલું છે અને આગળ અમો-એ રા૦ રા૦ શેઠ મંગળચંદ લલ્લુચંદ તથા રાં૦ રા૦ ઝવેરી ચુનીલાલ મગનલાલ એ બન્નેએ જૈનભાઇઓ તરફથી લવાદને લખી આપેલી ચીઠ્ઠી પણ બતાવી ગયા છીએ કે જેમાં રૂપીઆ બે હજાર સુધીં સનાતનીભાઈઓને આપવા વિષે કબુલત મળેલી છે તેમજ ધર્મશાળામાંથી જમીન આપવા વિષે પણ કબુલ કર્યું હતું એટલે એ વિષે કરેલો પોકાર તદ્દન અસ્થાને ને ઇર્ષ્યાભર્યોજ હોવાનું સંભવે છે કારણ કે આ મુસદ્દોજ એમ સ્પષ્ટ કહે છે કે જૈનભાઈઓ સનાતનીભાઇઓને તેમની મુર્તિઓ સ્થાપીત કરવા માટે મંદિર બાંધવા ધર્મશાળામાંથી જમીન તથા રૂપીઆ આપ-વાને ખુશી હતા. જો તેમ ન હોત તો મુસદ્દામાં એ વિષે ઉલ્લે-ખજ ન હોત. (જુઓ મુસદ્દો પરિ૦ ૬૮)

## એક નિષ્ફળ પ્રયત્ન.

જ્યારે સઘળેથી નિષ્ફળતાજ મળવા લાગી ત્યારે એક નવી યુકિત-ચારૂપના તીર્થનો વિચ્છેદ કરી પ્રતિમાજી પાટણ લાવવાની તેઓને જડી આવી અને તેમાં જો ફતેહમંદ થયા હોત તો જૈનસમાજને તો એક પ્રાચીન તીર્થનો વિચ્છેદ થવાથી દુખ

થાતજ પરંતુ આ મહાશયોનો પુરૂષાર્થ બર આવી શકત. તેઓએ પાટણના સંઘમાં આ વિષે ઉહાપોહ કરી તીર્થવિચ્છેદક કમીટી નીમી. આ યુકિતને માટે “ જૈન શાસન ” પત્રે ઘણોજ અણુગમો દેખાડયો છે અને “ ત્યાંના * સંઘે કરેલો અતિ હાનીકર ઠરાવ ” એ ઉપશિર્ષક નીચે તેના તા૦ ૨૫-૪-૧૭ ના અંકમાં અગ્રલેખ પ્રકટ થયો છે (જુઓ પરિ૦ ૩૧) તેમજ મુંબાઇથી પણ કેટલાક ગૃહસ્થોએ પાટણ નગરશેઠ તથા છ ન્યાતોના શેઠોને પત્ર લખ્યો હતો કે ચારૂપ તીર્થનો વિચ્છેદ કરવો તે ઠીક નથી. ( જાઓ પરિશિષ્ઠ ૭૭ ) આ જગોએ એટલું જણાવવું જરૂરનું છે કે એવોર્ડનો અમલ કરવાંમાં અંતરાય ઉભો થાય અને એવોર્ડ મુજબ સનાતનીભાઇઓને આપવાની કુબાવાળી જમીન મેળવવામાં મુશ્કેલી ઉભી થાય તેવો એક પ્રયત્ન પણ કરવામાં આવ્યો હતો કે જેને લીધે સંઘને રૂ. ૪૦૦) ના નુકશાનમાં ઉતરવું પડયું ( જુઓ કુબાવાળી જમીન લીધાની પાવતી પરિ૦ ૭૫ )

## ચારૂપમાં યાત્રીઓને હરકત

પ્રતિમાજી પાટણ લાવવામાં પણ સફળતા મળી શકી નહિ જો કે તેમ કરવાને અનેક પ્રયત્નો આદરાયા હતા. ચારૂપમાં દર્શનાર્થે જતા યાત્રીઓને મુશ્કેલીઓ પડે છે, ત્યાંના સ્થાનિક રાજપુત લોકો તોફાન કરે છે વીગેરે મતલબનાં ચર્ચાપત્રો ‘ જૈનશાસન’ માં પ્રકટ થયાં હતાં પણ તે ખરી વાત ન હતી. ચારૂપમાં યાત્રાળુઓ નિર્ભયતાથી જઇ શકેછે એવા સપ્રમાણ પત્રો ‘ જૈન ’ પત્રમાં કેટલાક યાત્રીઓએ પ્રકટ કર્યા જેથી જનસમાજના જાણવામાં આવ્યું કે ચારૂપમાં અગવડોની વાત કપોલકલ્પીતજ છે. કોઇ રણુંજ સ્ટેશને સ્ટેશનસ્ટાફના માણસનું નામ ‘ જૈનશાસન ’ માં પ્રકટ થયું હતું પણ જૈન પત્રમાં તર્તજ ખુલાસો આવ્યો હતો કે રણુંજ સ્ટેશને તે નામનો કોઇ માસ્તરજ નહતો ! તો ચારૂપની યાત્રાએ

---

* ખરી રીતે એ ‘સંઘ’ ન હતો પણ એક તરફી જુજ માણસોની મીટીંગ હતી.

જવાની અને ત્યાં તોફાન થવાની વાત કેવળ બનાવટીજ હોવી જોઇએ. આ વિષેનાં ચર્ચાપત્રો આ પુસ્તકમાં સામેલ છે ( જુઓ પરિ૰ ૪૭-૪૮-૪૯ ) વળી ચારૂપમાં યાત્રાની મુશ્કેલીઓ સાબીત કરવાને મુનિમહારાજશ્રી બુદ્ધિસાગરજીને પણ ગભરાવ્યા તેથી ચારૂપ જઇ શકયા નહોતા એમ "જૈનશાસન" માં પ્રકટ કરવામાં આવ્યું હતું પણ મુની મહારાજશ્રી બુદ્ધિસાગરજીએ તતંજ એક પત્ર 'જૈન' માં પ્રકટ કરી ખુલાસો કર્યો હતો કે "કોઇ તોપમારૂઓએ આચાર્યશ્રી બુદ્ધિસાગરજી મહારાજને ચારૂપની યાત્રા જતાં ગભરાવ્યા તેથી તે યાત્રા ગયા નહિ એમ બીજે પ્રકટ થયેલ છે એવું જણાય છે તે અયોગ્ય છે"–"અમારી ખાસ મનોવૃત્તિ નહોતી તેથો ગયા નહોતા" (જૈન તા. ૧૩ મી મે ૧૯૧૭ પાન ૩૬૮, જુઓ પરિ૰ ૪૦) આ વિષેનાં સઘળાં ચર્ચાપત્રો અને તેના જવાબમાં "જૈન" માં પ્રકટ થયેલાં ચર્ચાપત્રો–ખુલાસા ખાસ વાંચી જોવાથી વાંચકો જાતેજ તુલના કરી શકશે. ચારૂપની યાત્રાએ જવામાં કંઇ પણ મુશ્કેલી નથી, અંતરાય નથી કે ત્યાંના સ્થાનિક નિવાસીઓ કંઈ પણ ઈર્ષ્યા રાખતા નથી પણ ઉલટા ઘણી મમતાથી તેઓ વર્તે છે અને ઘણા યાત્રીઓ ત્યાં આવે જાય છે. જો ત્યાંના લોકોએ કોઇપણ જાતનું તોફાન કર્યું હોત તો કયારનીયે તેઓના ઉપર ફોજદારી અદાલતોમાં ફરિઆદો થઇ હોત પણ તેવો એકે બનાવ બન્યો નથી,

## કબજો સોંપાયો અને માફી પત્રો.

ચારૂપનો એવોર્ડ અપાયા પછી તા૰ ૧૬ મી ફેબરૂઆરી ૧૯૧૭ ના રોજ લવાદ શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાની હાજરી સમક્ષ સનાતનીભાઇઓને ચારૂપમાં જમીનનો કબજો સોંપવામાં આવ્યો; ત્યાર પછી તા. ૯ મી મે ૧૯૧૭ ના 'જૈનશાસન' ના ૭મા અંકમાં (એ અંકપર તા૰ ૯ ને બદલે ભુલથી તા૰ ૩ છાપેલી છે) પાટણમાં મળેલા સંઘનો રિપોર્ટ પ્રકટ કરી તેમાં નગરશેઠના સવાલ જવાબ પ્રકટ થયેલ. છે (જુઓ પરિ૰ ૩૯ અ) તેમાં લવાદનામામાં રા૰ રા૰ મંગળચંદ લલ્લુચંદે છ ન્યાતના શેઠો વીગેરેની સહીઓ ખોટી રીતે મેળવી છે વીગેરે તથા રા૰ રા૰ ઝવેરી ચુનીલાલ

મગનલાલે કબજો સોંપ્યા બદલ માફી માગી છે એવું લખવામાં આવ્યું છે કે જે લખાણ ખોટું હોઈને તે વિષે ખુલાસો કરવાને અમોએ નગરશેઠ રા. રા. પોપટલાલ હેમચંદને રીતસર રા. રા. વકીલ માધવલાલ ગોપાળલાલ વહીયા મારફત નોટીસ આપતાં નગરશેઠ પોતાના લેખી ખુલાસામાં જણાવે છે કે સંઘમાં અમારી સાથે સવાલ જવાબ તે પ્રમાણે થયા નથી જે લેખ પ્રકટ થયો છે તે બાબત અમે કશું જાણુતા નથી ને અમે પ્રકટ કરાવ્યો કે છપાવેલો નથી તેથી તે બીના ખોટીછે. લવાદનામામાં સહી કરતી વખતે કંઇ સરત થઇ નથી, ઝવેરી ચુનીલાલે માફી માગ્યાના શબ્દો સાંભળ્યા નથી (જુઓ પરિ૰ ૨૨). તેમજ તા ૨૩-૫-૧૯૧૭ ના "જૈન શાસન" માં નગીનદાસ મંગળચંદની સહીનો લેખ પ્રકટ થયો છે (જુઓ પરિ૰ ૪૫) તેમાં તો વળી 'જે **ઇસમો** કબજો સોંપી આવેલા **તેઓએ** પોતાની ભુલ સંઘ વચ્ચે કબુલ કરી તેથી સંઘે **તેઓને** માફી બક્ષી છે' એવું લખેલું છે. એટલે એમાંથી એકલા ઝવેરીએજ નહિ પણ 'ઇસમો' બહુવચન વાપરી બીજાઓએ પણ માફી માગ્યાનું સુચવ્યું છે. પણ ખરી વાત એ છે કે સંઘમાં પ્રોસીડીંગજ રહેતું નથી તો તે રિપોર્ટ કયા આધારે મોકલાયો? ઝવેરીએ માફી માગ્યાની વાત પણ તદન પાયા વગરની છે અને 'જૈન' ના તા. ૨૭ મી મે ૧૯૧૭ ના અંકમાં પાન ૪૧૩ ઉપર શા. અમથાલાલ પ્રેમચંદે તે વિષે ખુલાસો પણ પ્રકટ કરેલો છે (જુઓ પરિ૰ ૪૭) વળી 'જૈન શાસન' ના ઉપરોક્ત રિપોર્ટમાં ઝવેરી માફી માગે છે એમ લખવામાં આવ્યું છે જ્યારે નગીનદાસ મંગળચંદ લખે છે કે ભુલ કબુલ કરી તેથી સંઘે માફી બક્ષી છે. માફી 'માગી' કે 'બક્ષી' એ શંકા જ એ લેખોમાં અસંભવદોષ સિદ્ધ કરી આપે છે. 'જૈન શાસન' ના અધિપતિને પણ પાછળથી જ્યારે ખબર પડી કે આવા રિપોર્ટો મોકલનારાઓએ તેઓને આડે માર્ગે દોર્યા હતા અને સત્યપર ઢાંકપીછોડો કર્યો હતો ત્યારે તેઓએ શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળા પાસે મિચ્છામિદુક્કડં (માફી) માગી હતી (જુઓ પરિ૰ ૫૪) અને પોતાની વર્તણુંકના ખુલાસામાં તેમણે 'જૈન શાસન' તરફ આવેલા રિપોર્ટો કોણે મોકલેલા તે જણાવી તેમનાં નામો, તેઓએ લખેલા સહી સાથના

પત્રો વગેરે કાગળીયાં પણ શેઠ કોટાવાળાના વકીલ રા. રા. માધવલાલ ગોપાળલાલ વહીયા તરફ મોકલ્યાં હતાં (જુઓ પરિ૦ ૭૯). અને એ લેખો બેરિસ્ટર વેલીનકર તથા સોલીસીટર કામદારે તપાસીને લાઇબલ થઇ શકે છે એવા અભિપ્રાયો જણાવ્યા હતા. પણ क्षमा वीरस्य भूषणम् એ ધર્મ શેઠ કોટાવાળાએ ધારણ કર્યો હતો.

રા. 'જૈન શાસન' ના અધિપતિને ધન્યવાદ ઘટે છે કે જ્યારે તેઓના જાણવામાં સત્ય હકીકત આવી ત્યારે સ્પષ્ટ રીતે તેઓએ પોતાનો ખુલાસો પ્રકટ કર્યો કે અમોને એકતરફીજ ખબરો મળી હતી. વળી શાસનકાર એવોર્ડની પણ પ્રસંશા કરી લવાદને ધન્યવાદ આપી અભિવંદન આપે છે; એટલુંજ નહિ પણ જે વાકયોને વાંધાવાળાં પોતે લખ્યાં હતાં તેનાપર વિચાર કરી તે ઉપયોગી હોવાનું લખે છે. જમીન અને ઓરડીઓ અપાવી તે વ્યાજબી છે એમ માને છે તેમજ ચારૂપમાં યાત્રાઓની હાડમારી વિષે લખતાં પણ ત્યાં કોઇ જાતની અડચણ નથી એમ અમને જણાયું છે વીગેરે લખે છે; તે લેખ અમોએ આ પુસ્તકમાં દાખલ કરેલો છે. (જુઓ પરિ૦ ૫૪).

## ઉપસંહાર

આ પ્રમાણે ચારૂપકેસ ઉપસ્થિત થયાપછી જે જે પ્રવૃત્તિ એવોર્ડ સ્હામે થઇ તથા તે વિષે જે જે ખુલાસા સત્ય અને સપ્રમાણ છે તે સંક્ષિપ્તમાં જણાવ્યા છે અને સઘળાં ચર્ચાપત્રો, અભિપ્રાયો, વર્તમાનપત્રોમાંના લેખો વગેરે પણ પાછળનાં પરિશિષ્ઠોમાં દાખલ કરવામાં આવ્યાં છે. મુનિ મુક્તિ વિજયજીને સમજાવી ફોસલાવી સહી લેવાનો આક્ષેપ લવાદ ઉપર મુકવામાં આવ્યો હતો તેનો ખુલાસો પણ તેજ મુનિનાપત્રથી સપ્રમાણ વાચકો જ કરી લેશે કે ખરીવાત શું હતી. (જુઓ મુનિ મુકિતવિજયજીનો પત્ર પરિ૦ ૭૩) સદ્ધર્માનુરાગી કપુરવિજયજી મહારાજ પણ લખે છે કે મને સંપુર્ણ હકીકત સમજાવવામાં આવી ન હતી.

(જુઓ પરિ૦ ૭૨ નં. ૧૦) 'જૈન' તથા 'જૈનશાશન' માં પણ આ તકરાર વિષે લાંબો વખત અગ્રલેખોની હારાવલી પ્રકટ થઇ હતી જે સઘળા લેખો પણ આ પુસ્તકમાં દાખલ કરેલા છે.

ચારૂપ વિષે અપાયેલો એવોર્ડ, પાટણ અને મહેસાણાની કોર્ટોએ આપેલા ફેસલાઓ જૈન સાક્ષીઓની જુબાનીમાંના જે વાકયોનો આ પુસ્તકમાં આધાર લેવામાં આવ્યો છે તે ફકરાઓ, તથા ચારૂપના દેવાલયને સાર્વજનિક ઠરાવવામાં આવ્યા વિષેનો મે૦ પાટણ વિ. નાયબસુબાના ઓરડરની નકલ વગેરે પણ પુસ્તકમાં સામીલ છે. ચારૂપના પ્રાચિન અને મહાન તીર્થમાં જૈનેતર દેવોની મુર્તિઓ એકજ પવાસન ઉપર હોવાથી તે તીર્થને નિરાબાધ કરવાનું અતિ કઠિન અને ભગીરથ કાર્ય આ કુશળ લવાદે કરીને આપણા તીર્થને સ્વતંત્ર કરી એક અપુર્વ અને અલભ્ય લાભ આપ્યો છે અને આ પરમપુનિત તીર્થના પાંચલાખ વર્ષના ઇતિહાસમાં એક મહત્વનો પ્રસંગ ઉમેરીને લવાદે ભવિષ્યના કલેશને નિર્મુળ કરી કોમની અમરઆશિષો પ્રાપ્ત કરી છે એમ કહેવામાં કંઇ પણ અતિશયોકિત નથી.

અમો આશા રાખીએ છીએ કે આ સર્વ ધ્યાનપુર્વક વાંચ્યા પછી વાચકોને ખાત્રી થશે કે એવોર્ડ ઘણીજ ડહાપણભરી રીતે અને કેટલી કુનેહથી લખાયોછે અને તે જૈનકોમને તથા ધર્મને કેટલો લાભદાયીછે તથા મુનિ મહારાજાઓ અને વિદ્વાનોના એવોર્ડની તરફેણ અને પ્રશંશા કરનારા લેખો અને અભિપ્રાયો જૈનકોમની આવી મહાનસેવા બજાવનાર લવાદ શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળા કોણ છે તે 'જઇનશાસન' પત્રના અધિપતિ કે જેઓએ એવોર્ડ સામે ઘણા લેખો લખ્યા હતા તેઓ-શા. પુરૂશોતમ ગીગાભાઇ શાહે પોતાના 'ભગવતીસુત્ર' નામના પુસ્તકમાં શેઠ કોટાવાળાની કારકીર્દીનો વૃતાંત લખેલો છે તે આ પુસ્તકમાં જુઓ પરિ૦ ૮૦) તેઓના ફોટા સાથે સામેલ છે તે પરથી વાચકોને લવાદની પ્રતિષ્ઠા વિષે ખ્યાલ આવી શકશે

કે જે સદ્‌ગૃહસ્થને બન્ને કોમોએ લવાદ તરીકે સ્વીકારી બીજા પંચો નહિ નીમતાં એકજ વ્યક્તિપર વિશ્વાસ મુકયો હતો તે વ્યાજબી હતો.

લી૦ સેવકો,

મંગળચંદ લલ્લુચંદ અને

ચુનીલાલ મગનચંદ ઝવેરી

ના જયજીનેંદ્ર.



# પરિશિષ્ઠો.

જેમાં એ વોર્ડ, વર્તમાનપત્રોનાં ચર્ચાપત્રો અને આર્ટીકલો, લીડીંગ આર્ટીકલો, બીજા મહત્વના કાગળો અને ચારૂપનો (તીર્થનો) નકંશો વગેરે મુકવામાં આવ્યાં છે.

परिशिष्ट १.

# ચારૂપનો
# શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાએ આપેલો
# એવોર્ડ.



હું શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળા ઠરાવ કરૂં છું કે શ્રી ચારૂપ તા૦ પાટણ ગામમાં શ્રી શામળાજી પાર્શ્વનાથનું જૈન શ્વેતામ્બર આમ્નાયનું દેવાલય છે. સદરહુ દેવાલયમાં શ્રી જૈન ધર્મના દેવ શામળાજી પાર્શ્વનાથ બીરાજે છે, તે દેવ પાસે શ્રી મહાદેવજી ગણપતિ વિગેરે દેવોની પ્રતિમાઓ પણ બીરાજમાન છે. સદરહુ પ્રતિમાઓનું ઉથાપન થવાથી સનાતન ધર્મવાળી પ્રજાની લાગણી દુખાઇ કહી, ચારૂપ તથા પાટણ વસ્તા સનાતન ધર્મવાળા સમુદાયની જૈન સંઘ વિરૂદ્ધ લાગણી ઉશ્કેરાઇ તેમ સનાતન ધર્મવાળાએ શામળાજીના દેવાલયમાં હવન કર્યો જેના પરીણામે જૈન સંઘની લાગણી દુખાણી. પરીણામે અરસપરસ મહાભારત કલેશ ઉત્પન્ન થયા છે. સનાતન ધર્મના અનુયાયીઓ તરફથી કેટલાક ઇસમો ઉપર પાટણ ફોજદારી ન્યાયાધીશી વર્ગ ૧ માં ગુ. મુ. નં. $\frac{१८२}{१५-१६}$ ની ફરીયાદ દાખલ કરી, જેમાં તે કામના આરોપીઓને દંડ થયો. જેના ઉપર કડી પ્રાન્ત ફોજદારી ન્યાયાધીશીમાં ગુ. વી. નં. $\frac{१२९}{१५-१६}$ આરોપીઓ તરફથી દાખલ કરવામાં આવ્યો, જેમાં આરોપીઓ દોષમુક્ત ઠર્યા, જે વિરૂદ્ધ નામદાર વરીષ્ટ ન્યાયાધીશીમાં મુળ ફરીયાદીનો વિવાદ દાખલ થયો છે. બાજી તરફ શામળાજીનો વહીવટ કરનાર જૈન સંઘવાળા ચંદુલાલ મારફત મંદીરમાં હવન કરી ધર્મસ્થાન ભ્રષ્ટ કર્યા કહી પાટણ ફોજદારી ન્યાયાધીશી વર્ગ ૧ માં ગુ. મુ નં. $\frac{७४०}{१५-१६}$ ની ફરીઆદ દાખલ કરી જેમાં તે કામના આરોપીઓને બીન તહોમતે છોડી મુકયાથી કડી પ્રાંત ફોજદારી ન્યાયાધીશીમાં તપાસણી અરજ નં૦ ૧૧૨ નો દાખલ થયો પરિણામે

કામની ફરી અગાડી ચોકસી કરવા હુકમ થયો છે, જે કામ હાલ મહેસાણા ફો૦ ન્યા૦ વર્ગ ૧ માં ચાલુ છે.

ઉપર મુજબ બંને કોમો વિરૂદ્ધ અરસપરસ ફરીઆદો થઇ પૈસાનો નિરર્થક વ્યય થયા કરે છે, એટલુંજ નહીં પણ પાટણ શહેરની વસ્તીમાં તથા ચારૂપમાં મહાભારત કુસુંપ અને કલેશ ચાલુ છે. સદરહુ કલેશ અને કુસંપનું હમેશાં સારૂ નિવારણ થાય અને તમામ લોકો હળીમળીને રહે એવા હેતુથી પાટણના તથા ચારૂપ ગામના સનાતન ધર્મવાળાના આગેવાનો તેમજ પાટણ જૈન સંઘના આગેવાનો તથા શામળાજીના વહીવટ કરનાર આગેવાનો વિગેરેએ મારા ઉપર વિશ્વાસ રાખી મને લેખી પંચાતનામાથી નિરાકરણ કરવા પંચ નીમી ઠરાવ કરવા અધીકાર આપ્યો છે, તેથી બંને પક્ષની તકરારો રૂબરૂમાં સાંભળી લીધી છે. તેમજ હકીકતથી માહીત થઇ બંને પક્ષના આગેવાનોથી વાતચીતનો ખુલાસો મેળવી મારા અંતરઆત્માએ જે પ્રેરણા મને કામની હકીકત ઉપરથી કરી છે તે ઉપરથી નીચે પ્રમાણે નિર્ણય કરૂં છું.

સનાતન ધર્મવાળા તેમજ જૈન ધર્મના અનુયાયીઓ લાંબા વખતથી હળીમળીને રહેતા આવેલા છે, અરસપરસ તેમના આચાર વિચારમાં કેટલીક બાબતમાં મીશ્રણ થઈ ગયું છે. અરસપરસના રહેવાસથી સનાતન ધર્મના સિદ્ધાંતોની રૂઢીઓ જૈન ધર્મના લોકોમાં દાખલ થવા પામી છે. જેવી કે લગ્નાદિક ક્રિયા બ્રાહ્મણો કરાવે છે વિગેરે; કેટલાક જૈનો શ્રી અંબીકા વિગેરે દેવોને પણ આસ્તાથી માને છે ને બાધા આખડીઓ રાખે છે. સનાતન ધર્મવાળા જૈન મંદીરમાં પુજારીનું કામ કરે છે, અને તે સાથે કેટલીક વર્ણના લોક જૈન દેવોને માને છે. એટલુંજ નહિ પરંતુ પર્યુષણાદિ પર્વમાં ઉપવાસ પણ કરે છે. જૈન એ ધર્મ છે કંઈ જાતી નથી હરકોઇ જનને હરકોઇ ધર્મ માનવાને છુટ છે. આવી રીતે અરસપરસ કેટલુંક મીશ્રણ થયું છે. ખરી રીતે જોતાં સનાતન ધર્મના શાસ્ત્ર મુજબ જૈન મંદીરમાં તેમની માનતાના બીરાજતા દેવમાં જે તે દેવનું પ્રતિમામાં આવ્હાન થાય નહીં શ્રી પાર્શ્વનાથના સ્પર્શીત જળથી તે દેવ પવિત્ર રહેતા નથી, એવી તેમની માન્યતા છે. જૈન ધર્મ મુજબ કાંઇ પણ જીવ ઉત્પન્ન કરનાર વસ્તુ દેવને સ્પર્શીત કર્યાથી તેમજ જૈન વિધિ ક્રિયા વિરૂદ્ધ દેવનું

સ્થાપન કે પુજન કે ક્રિયા થાય તો શ્રી તીર્થંકર પ્રભુજીની આશાતના થઇ ગણે છે. એવા સંજોગોમાં એક બીજાથી વિરૂદ્ધ મતના શાસ્ત્રના દેવો એકજ મંદીરમાં તેમજ નજીક એવી જગામાં કે જેથી ભવિષ્યમાં પોતાના ધર્મના આચરણ કરતાં પણ અરસપરસ મન દુખાય તેવી સ્થીતિમાં દેવ રાખવા એ યોગ્ય નથી. સનાતન ધર્મવાળાને તેજ મૂર્તિઓ ઉપર મોહ છે ને તેમની માન્યતા પ્રમાણે તેજ મૂર્તિઓ તેમની શાસ્ત્ર વિધિથી દેવનું આવાહન થાય તોજ તેમની ઇચ્છા સંતુષ્ટ થાય તેમ છે, અને તે જૈન મંદિરમાં તેમ થઇ શકે નહીં. કેટલાક જૈનો તે દેવોને બેસવ્યાથી રાજી નથી, પણ જ્યારે સર્વે સમાધાનનો પ્રશ્ન છે, અને એ મૂર્તિઓ શ્રી જૈન મંદીરમાંથી લઇ જઇ બીજે યોગ્ય સ્થળે સનાતન ધર્મના શાસ્ત્રાનુસાર દેવોને પ્રતિષ્ટિત કર્યાં વિના છુટકો નથી તેથી એમ જણાવું છું કે—

સદરહુ દેવોની મૂર્તિઓ સનાંતન ધર્મવાળાને જૈન મંદીરમાંથી બીજે સ્થળે પ્રતિષ્ઠિત કરવા આપવી, તે માટે જૈન સંઘે સ્થળ કયું આપવું તથા ખરચ વિગેરેનો નિર્ણય એમ કરૂં છું કે-

મંદિરની બહારની નવી ધર્મશાળા જૈન સંઘે બાંધેલી છે. તેને ફરતો કોટ નાંખેલો છે. તેમાં ઉત્તર તરફના કોટમાં પૂર્વ દિશાના ખૂણા તરફ ખૂણાની કોટડી ૧ તથા તે કોટડીની પશ્ચિમ બાજુએ તેને લગતી કોટડી ૧ જે હાલ બંને કોટડીઓ બાંધેલી છે, તેનાં બારણાં હાલ દક્ષિણ તરફ છે. તે બંને કોટડીઓની જમીન તથા તમામ બાંધકામ ઇમારત સાથે ઓસરી સાથે જૈન સંઘે સનાતન ધર્મવાળાને આપવી; અને જૈન સંઘે પોતાના ખરચે જે કોટડી ખુણાની છે તે કોટડીનો દક્ષિણ તરફનો કરો પશ્ચિમ તરફ લંબાવીને આપેલી બીજી કોટડીના પશ્ચિમ બાજુના કરા સુધી તુરત મેળવી લેવો અને તે બંને કરા દક્ષિણ-પશ્ચિમના બંને પક્ષોના સીયારા ગણવા, પણ તે કરાઓમાં બંને પક્ષોએ કોઇબી વખતે કાંઇ પણ નશાનો મુકવાં નહીં. આ સિવાય ધર્મશાળાના ઉત્તર તરફના કોટની બહાર પુર્વ તરફના ખુણા આગળ જે જમીન છુટી પડેલી છે, તે જૈન સંઘની શા. ચંદુલાલ નહાલચંદના નામ ઉપર વેચાણ લીધેલી છે, તે જમીન ઉત્તર દક્ષિણ લાંબી ફુટ ૩૬ તથા પુર્વ પશ્ચિમ પહોળી ફુટ ૪૧ આશરે છે. તે જમીન તેના હદ નીશાન મુજબ જૈન

સંઘે સનાતન ધર્મવાળાને આપવી. તે પ્રમાણે ઉપર લખેલી તમામ મીલકત જૈન સંઘે સનાતન ધર્મવાળાને આપવી; અને તે મીલકત ઉપરથી પોતાનો હાથ ઉઠાવી લેવો; અને કોઇ પ્રકારે હક્ક દરદાવો કોઇ પણ વખતે કરવો નહીં.

ઉપર લખેલી સનાતન ધર્મવાળાને આપેલી જગામાં તેઓ પોતાનું દેવાલય બંધાવી તેમાં સદરહુ દેવોની મુર્તિઓ પધરાવી પ્રતિષ્ઠિત કરે. મંદીરનું મુખ્ય દ્વાર પોતાની હદમાં પુર્વ યા ઉત્તર તરફ મુકે અને પોતાની જગામાં શાસ્ત્ર મુજબ શંખ, ભેર, નોબત વિગેરે વાજીંત્રો વાગે તેમજ હવન હોમાદિક ક્રિયા થાય તેથી જૈન મંદીરના પ્રભુજીની આશાતના થવા ભય નથી. આવી રીતે અલગ થવાથી બંને દેવાલયનું અને બંને પક્ષના લોકોનું માન પ્રતિષ્ઠા અને ઉભયની લાગણી જળવાશે.

વિશેષમાં વળી હું એમ જણાવું છું કે સદરહુ દેવો માટે દેવાલય બાંધવાનું છે તથા પ્રતિષ્ઠા વિગેરે કરવાની છે તથા દેવોને પુજન અર્ચનાદિ સવડ માટે જૈન સંઘ જેવી દયાળુ કોમે તે સવડ કરી આપવી તે તેમને શોભાભરેલું છે, માટે જૈન સંઘે તેના આગેવાનોએ રૂ૦ ૨૦૦૧) અંકે બે હજાર એક સનાતન ધર્મના આગેવાનોને સદરહુ દેવો લે એટલે આપવા.

ઉપર પ્રમાણે ઠરાવ વસ્તુસ્થીતિને અનુસરીને કરવામાં આવ્યો છે. હવે એ વાત સ્પષ્ટ થાય છે કે ફોજદારી કામો જે અરસપરસ ચાલે છે, તે બંને પક્ષ તરફથી બંધ કરવાં. બંને પક્ષના આગેવાનોએ ખુલ્લે મને કબુલ કર્યું છે એટલે તે કેસો હવે આ ઠરાવથી બંધ પડશે અને ભવિષ્યમાં કોઇ પણ દીવાની દાવો કે ફોજદારી ફરીયાદો કોઇ પક્ષે કરવાની નથી, એટલુંજ નહિ પણ કોઇ પણ નીમીત્ત કરી ધર્મના બહાનાથી કજીયા કોઇ પણ કોમ ઉપસ્થીત નહીં કરે એમ હું આશા રાખું છું.

સનાતન ધર્મવાળાઓએ તેમના મને આપેલા પંચાતનામામાં ઠરાવનો અમલ મારે કરાવી આપવો એમ સુચન કર્યું છે, તેથી હું એમ પણ ઠરાવું છું કે બંને પક્ષે આ ઠરાવને કાયદેસર કોરટના હુકમનામામાં ફેરવી નંખાવવા તજવીજ કરશે અને તે માટે જૈન સંઘ તરફથી કબુલાત જવાબ આપવા તૈયાર છે, એમ મને જૈન સંઘના આગેવાનોએ

સુચીત કર્યું છે. તો પછી વિશેષ અમલ કરાવવો જો કે રહેતો નથી તોપણ જે જગો તથા રકમ જે જૈન સંઘે સનાતન ધર્મવાળાઓને આ ઠરાવ પ્રમાણે આપવાની છે, તે જગોનો કબજો તથા રોકડ જૈન સંઘના આગેવાન શેઠ ચુનીલાલ મગનલાલ ઝવેરી તથા શેઠ મંગળચંદ લલ્લુચંદ મારા થ્રુથી સનાતન ધર્મવાળાના આગેવાનોને આપવા તૈયાર છે, પણ જે વિવાદ વરીષ્ટ ન્યાયાધીશોમાં હાલ દાખલ છે, તે કાઢી નંખાવ્યા પછી તથા સદરહુ દેવોની મૂર્તિઓ લઇ લે એટલે તુરત તેમને સોંપી આપશે.

આ પ્રમાણે ઠરાવ થયો છે માટે ભવિષ્યમાં હવે કોઇ પણ જાતની શામળાજી પાર્શ્વનાથના મંદીર કે તેની જગોમાં હરકત કે દખલ સનાતન ધર્મવાળાએ કરવાની નથી તેમજ મહાદેવજીના મંદીર કે તેની જગોમાં કોઇ પણ જાતની હરકત કે દખલ જૈન સંઘના લોકોએ કરવાની નથી.

ઉપર મુજબ ઠરાવ કર્યો છે તેના ખબર બંને પક્ષો તરફ આપવા. છેવટે જણાવીશ કે હું જૈન હોવા છતાં મારા ઉપર વિશ્વાસ રાખી સનાતન ધર્મ બંધુઓએ મને ઠરાવ કરવા સોંપ્યું, તેમ બંને પક્ષના આગેવાન ગૃહસ્થોએ સમાધાન સંબંધે દરેક વિચારો મેળવી મદદ કરી તે માટે સરવે ભાઇઓનો અંતઃકરણપુર્વક આભાર માનું છું. તા. ૨૧ જાનેવારી સને ૧૯૧૭ સંવત ૧૯૭૩ ના પોસ વદ ૧૩ રવીવાર.

પુનમચંદ કરમચંદ સહી દા. પોતે

## પરિશિષ્ઠ ૨.

### જૈન તા૦ ૧૧ મી માર્ચ સને ૧૯૧૭.

## ચારૂપ કેસના લવાદ શેઠ પુનમચંદ કરમચંદનો પરિચય.

જૈન પુરી પાટણના આગેવાન કુટુંબમાં ઉછરેલા શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળા કે જેમણે ચારૂપના કેસમાં એક જન લવાદ તરીકેની લાયકાત પુરવાર કરી છે, તેઓની કર્તવ્યબુદ્ધિનો પરિચય કરાવવો અસ્થાને ગણાશે નહિ.

તેમનો જન્મ ૧૯૩૦ ના જેઠ શુદ ૧૧ ના રોજ થવા પછી તુર્ત માતા ગુજરી જતાં અપર માતાના લાલનપાલનથી ઉછરવા છતાં તેમને જે કેળવણીના સંસ્કારો મળ્યા હતા. તેથી તેમણે પાટણ અને કોટા ઉપરાંત મુંબઇમાં પણ વ્યાપારમાં સારી નામના મેળવવી શરૂ કરી અને પોતાના પૂર્વથી ચાલતા કાપડના ધંધા ઉપરાંત, બીઆં અને અફીણના ધંધાને હાથમાં લઇ એક કુશળ વ્યાપારી તરીકે સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવા સાથે લાખો રૂપિયાની પેદાયશ કરી શકયા છે કે જે પ્રસંગ એક સ્વતંત્ર અને સાહસિક વેપારીના અભ્યાસ માટે અનુકરણીય છે.

રાજદ્વારી કુશળતા અને લાગવગ માટે પણ તેમનું જીવન અભ્યાસ કરવા યોગ્ય જોવાય છે, લોકહિતને અનુસરી પ્રજાકીય અવાજ રાજ્યસત્તા પાસે રજુ કરવો અને સગવડ ભરેલી રીતે રાજ્યમાં એકદીલી વધારી તે માટે ઘટતી દાદ મેળવવી. એ રાજ્ય અને પ્રજાના ઉભય પક્ષે પ્રતિષ્ઠાપાત્ર લેખાય છે. શેઠ કોટાવાળા આ સ્થિતિ પ્રાપ્ત કરી શકયા છે. કેમકે કડી પ્રાંતની મહાજન સભાના પ્રમુખ તરીકે તેમજ વડોદરા રાજ્યની ધારાસભાના મેંબર તરીકે પ્રતિષ્ઠિત હોદ્દો પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થયા હતા અને દરમિયાન અનેક પ્રજાકિય હાજતો પર વિચાર કરવાના પ્રસંગો લીધા હતા જેથી પાટણ શ્રી હેમચંદ્રાચાર્ય પાઠશાળા તરફથી એક માનપત્ર આપવામાં આવ્યું હતું. તેમજ નામદાર ગાયકવાડ સરકાર તરફથી રાવબહાદુરનો માનવંતો ચાંદ તે સત્તાની તે વખતની યાદ તરીકે મળ્યો હતો. તેજ તેમની કર્તવ્ય નિપૂણતા બતાવે છે.

દેશની ઔદ્યોગિક ઉન્નતિને પણ તેઓ વિસરી ગયા જણાતા નથી, એમ પાટણમાં ભરાએલ પ્રદર્શન કે જે શ્રીમાન્ રોમેશચંદ્ર દત્તના હાથે ખુલ્લું મુકાયું હતું તેની સ્વાગત કમિટિના પ્રમુખ તરીકે બજાવેલી સેવાથી પુરવાર થાય છે. આ ઉપરાંત અમદાવાદ નેશનલ કોંગ્રેસ પ્રસંગે સને ૧૯૦૩માં આપેલ ગાર્ડન પારટી તેમજ સને ૧૯૧૫માં શ્રીમાન ગાયકવાડ સરકાર શિયાજી રાવબહાદુર અને શ્રીમાન સંપતરાવ ગાયકવાડ વગેરેને પોતાને ઘરે પધારતાં કરેલ સત્કાર પ્રસંગના વિચારોથી જોવાઇ શકે છે.

પ્રાસંગિક પરમાર્થ એ પણ તેના કર્તવ્યમાં દશ્ય થાય છે. કેમકે સંવત ૧૯૫૬-૬૮ ના દુષ્ટ કાળ પ્રસંગે પાટણમાં અન્નગૃહ ખોલવા અને નિરાધાર કુટુંબોને આશ્રય આપવાને પણ તેઓ ચુકયા નથી.

આ સઘળા સાથે તેઓ ધાર્મિક સેવાને પણ વિસરી ગયા જણાતા. નથી જ્ઞાનોદ્ધાર માટે પાટણના પ્રાચિન જૈન ભંડારોનો પુનરોદ્ધાર કરવાને જ્ઞાનોદ્ધાર ભંડાર ફંડ તેમના હાથેજ ખોલાયું હતું. મુંબઇની બીજી જૈન કોન્ફરન્સ પ્રસંગે ડેલીગેટોને પાર્ટી અને પાટણ જૈન કોન્ફરન્સ પ્રસંગે મોટા ખર્ચે અને જાતિભોગે સ્વાગત કમિટિના પ્રમુખ તરીકેની બજાવેલી સેવા ચિરસ્મરણીય છે. એટલુંજ નહિ પણ પાલીતાણામાં યાત્રિકોની સગવડ અર્થે ખોલેલી ધર્મશાળા તેમજ પાટણમાં ઢમણાજીની ધર્મશાળાની સગવડ તેમની ઉદારતાને આભારી છે.

આ ઉપરાંત પાટણના આખા શહેરને જમણ તેમજ જુદા જુદા તિર્થો માટેના સંઘો, અઠ્ઠાઇ મહોત્સવો, સ્વામીવાત્સલ્યો અને ઉજમણાદિ ધાર્મિક ઉન્નતિનાં કાર્યોમાં પણ તેમણે ખર્ચેલ દ્રવ્યનો સરવાળો ચાર લાખ ઉપરાંત થાય છે. આ તેમની કાર્ય પરાયણતા માટે વિસ્તારથી બોલવા કરતાં દીલ્હી કોરોનેશન દરબાર પ્રસંગે તેમની હાજરીની લેવાયેલ નોંધ અક્ષરસઃ ઉતારી લેવી ઉચિત ધારી છે.

*"The Imperial Coronation Durbar (illustrated) Delhi, 1911." In his Vol. I. Publishers Mr. Khoila Brothers writes :—*

SHETH PUNAMCHAND K. KOTAWALA is an inhabitant of Patan, in the Gaekwar's Territory. His ancestors opened a Cloth Shop, in Kota, 150 years ago. His age is 37 years, and is a Jain by nationality, and when his father died, he fed 1 Lakh persons in

his district on a particular day, since then this day is being observed as a holiday in the district.

He was a Chairman, of the Reception Committee of the Jain Conference held at Patan, and his speech delivered on this occasion was really very instructive and full of high ideals. He was a member of His Highness the Gaekwar's Council and is still the President of the Mahajana Sabha of Kadi. He is a Pioneer Merchant of Opium Jewellery and Corn.

There is a famine, in Gujarat, this year, and he has opened a charitable House where he gives food to the poor without having any caste distinction. Amongst his charities a few may be mentioned; different Jain Tiarths, Rs. 2,00,000; Help in different Jain Funds, Rs. 1,00,000; One dinner to residents of Patan, Rs. 40,000; Ujamnas ( Jain ceremony ), Rs. 50,000; Jain in Palitana, Rs. 40,000; Jain Temple, Palitana, Rs. 25,000; Spent in famine of 1956, Rs. 25,000; Several others of lakhs of Rupees.

આવા એક રાજકિય અને વ્યહારિક તેમજ ધાર્મિક સેવામાં પ્રતિષ્ટા પામેલા ગૃહસ્થ જૈન અને ઇતર સમાજના ધાર્મિક ઝઘડામાં ઉભયપક્ષ તરફથી એકલા લવાદ ચુંટાવાનો જે પ્રસંગ લેવાગો છે તે તેમની કર્તવ્ય બુદ્ધિની કદર કરાવે છે આવા એક આગેવાન જૈન શ્રીમાનનો પરિચય કરાવતાં અમને આનંદ થાય છે. એટલુંજ નહિ પરંતુ તેમના વધારે પરિચય અર્થે તેમનો ફોટો પણ ગ્રાહકોને ભેટ આપવા ઇચ્છીએ છીએ કે જે પ્રાયશઃ આવતા અંકમાં આપી શકીશું તેમ વકી છે.

## પરિશિષ્ટ ૩.

**જૈન તા. ૧૧ મી માર્ચ ૧૯૧૭.**

## શેઠ પુનમચંદજી કરમચંદજી કોટાવાળાના ફેસલા તરફ સ્હાનુભુતિ દર્શાવનારા સંદેશા.



(૧)

ચારૂપના દહેરાસરની બાબતમાં જૈન અને સનાતન લોકો વચ્ચે જે તકરાર ચાલતી હતી તેનો નિકાલ કરવાને બન્ને તરફવાળાએ આપને પંચાતનામું લખી આપી સોંપેલું તે ઉપરથી આપે તા. ૨૧-૧-૧૭ ના રોજ તે બાબતમાં લખીતવાર ફેસલો આપેલો છે, તે ફેસલો અમોએ તમામ વાંચી જોયો છે. અને તે જોતાં બન્ને તરફ નકામો કજીઓ ચાલતો હતો તેનો નિકાલ બરોબર રીતે કરવામાં આવેલો છે. અને વળી તે નિકાલ એવી રીતે કરેલો છે કે ભવિષ્યમાં એક બીજાને તકરાર કરવાનો સંભવ રહે નહીં. અને તે ફેસલામાં ધર્મવિરૂદ્ધ કાંઇ પણ વિચારો છેજ નહીં તેમજ તિર્થોના ગૌરવને હાનિ કરતાં કાંઇ શબ્દો છેજ નહીં, પરંતુ જે ફેસલો થયો છે તેથી આપણા ચારૂપના તિર્થને રક્ષણકર્ત્તા છે અને એ ફેસલો એવો છે કે હવેથી કોઇ પક્ષને તકરાર કરવાનું કંઇ પણ કારણ છેજ નહીં. મુ. અમદાવાદ તા. ૨૪-૨-૧૭

HARILAL MANCHHARAM.

**આણંદજી કલ્યાણજીની પેઢીના ટ્રસ્ટી અને વકીલ.**

(૨)

શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાએ ચારૂપના દેહેરા સંબંધમાં પંચ તરીકે તા. ૨૧-૧-૧૯૧૭ એવોર્ડ કરેલો તે અમોને વંચાવવામાં આવ્યો છે. અને પંચ તરીકે જે નિર્ણય કરેલ છે તે વાસ્તવીક જણાય

છે. એવોર્ડમાં જે લખાણ કરેલ છે તે વ્યવહારીક નજરથી જોતાં બરોબર અને તેમા કાંઇ પણ ધર્મ વિરૂદ્ધ લખાણ નથી તેમજ તીર્થોના ગૌરવને હાનીકારક નથી. એવોર્ડ જોતાં હવે આપણે જૈન બંધુઓને અને બીજા સ્માર્ત ધર્મવાળાઓના વચમાં ભવિષ્યમાં ઝઘડો ઉઠે તેમ એવોર્ડમાં કરેલા ઠરાવથી સંભવ રહેતો નથી. તા. ૨૪-૨-૧૯૧૭ મુ. અમદાવાદ.

**લી. વકીલ સાંકળચંદ રતનચંદ.**

(૩)

મુંબઇ તા. ૭-૩-૧૯૧૭ શેઠ પુનમચંદજી કરમચંદજી કોટાવાળા મુ. પાટણ શેઠજી સાહેબ, વિ. આપનો તા. ૪-૩-૧૯૧૭ નો કાગળ તથા તેની સાથે ચારૂપ કેસમાં આપે આપેલ ચુકાદાની છાપેલ નકલ મળી છે તે બાબત અભિપ્રાય પુછવાથી વિચાર કરી આપને જણાવવાનું કે તે ચુકાદાથી કોઇ રીતે જૈન ધર્મની લાગણી દુઃખાય તેવું નથી, તેમજ જૈન તીર્થો તથા ધર્મના ગૌરવને હાની થાય તેવું કાંઇ છેજ નહીં.

લી. આપના સેવકો,

**સુરજમલ એન્ડ કંપની.**
સોલીસીટર્સ હાઇકોર્ટ-મુંબઇ.

## પરિશિષ્ટ ૪.

## શ્રી પાટણ જૈન સંઘની જાહેર સભા.



**સુજ્ઞ જૈન બંધુઓ,**

સવિનય જણાવવાનું કે ચારૂપ કેસના અંગે પોતાના લવાદનામા ના ચુકાદામાં મી૦ પુનમચંદ કરમચંદ કોટાવાલાએ આપણા ધર્મ વિરૂધ્ધ વિચારો દર્શાવ્યા છે અને તે ચુકાદામાં આપણા તીર્થોના તથા ધર્મના ગૌરવને હાની કરેલી છે અને તેવો ચુકાદો જો રજીષ્ટર થાય તો ભવિષ્યમાં આપણા તીર્થો તથા ધર્મને હાની પોંહચાવાનો સંભવ છે તે અટકાવ કરવાની ખાસ આવસકયતા છે માટે સંવત ૧૯૭૩ ના માહા વદી ૧ ને ગુરૂવાર તા૦ ૮-૨-૧૭ ના રોજ રાત્રીના ૭॥ વાગે (સું. ટા.) શ્રી સાંતીનાથજીના દેહરે સંઘની જાહેર સભા બોલાવવામાં

આવે છે માટે પાટણ નીવાસી દરેક જૈન બંધુને પધારવાની વિનંતી કરવામાં આવે છે.

લી૰ સંઘનો સેવક છે.

શેઠ સુરજમલ લેહેરચંદ દા૰ મણીલાલ કેસરીસંગ
,, ભોગીલાલ હાલાભાઇ
,, ચુનીલાલ ખુબચંદ
,, મણીલાલ ડાહયાભાઇ સંઘવી
,, મંગળચંદ અનોપચંદ
,, જેસંગલાલ બાપુલાલ લલ્લુભાઇ
,, લેહરૂભાઇ ચુનીલાલ
,, અમીચંદ ખેમચંદ
,, મણીલાલ ડાહયાભાઇ
,, બાબુ સાહેબ રતનલાલ ચુનીલાલ ઝવેરી
,, મોહનલાલ જવેરચંદ
,, હીંમતલાલ લલુભાઇ લાનોલીવાલા
,, પોપટલાલ પાનાચંદ
,, મણીલાલ ખુબચંદ ગાંધી
,, ગંભરૂચંદ સરૂપચંદ
,, મોહનલાલ નાગરદાસ
,, ભોગીલાલ નગીનચંદ
,, મણીલાલ રતનચંદ
,, હીમતલાલ નહાલચંદ

## પરિશિષ્ટ ૫.

જૈન તા. ૧૧ મી માર્ચ સને ૧૯૧૭.

## ચારૂપ કેસનું લવાદથી આવેલ છેવટ.

### જૈન સમાજે અનુકરણ કરવા યોગ્ય પ્રસંગ.



ધર્મ જેવી પવિત્ર ભાવના કે જેના સેવનથી આત્મા નિર્મળ બની પરમ શાંતિને પ્રાપ્ત કરી શકે છે. એ બદલે આજકાલ ધર્મના નામે

ઘરમાં અને બહાર, જ્ઞાતિ અને કુટુંબમાં, પ્રાંત અને દેશમાં જે ઝઘડા વધી પડયા છે તેનો વિચાર કરતાં એટલું તો કહયા વિના ચાચાલતું નથી કે આવા ધર્મના નામે વધી પડેલા ઝઘડામાં જેમ ધર્મનું ગૌરવ અને મહત્તાને હાની પહોંચે છે; તેમ દેશનું ઐક્ય, શૌર્ય અને ગૌરવ આવા નિરર્થક આંતર વિખવાદમાં ખરચાઇ જવાથી આપણે હમેશાં પાછળ પડતા જઇએ છીએ; એટલુંજ નહિ પણ અનેક પરિશ્રમે મેળવેલ પરસેવાનો પૈસો પણ તેમાં જળપ્રવાહની પેઠે વહી જાય છે.

આવા વિક્ષેપો કે વિચારભેદો દુર કરવાને જેમ માનસિક વિચારમાં નિર્મળતા અને વિશાળતાના સંસ્કારો પોષાય તેટલા અંશે ધમનું ઉદાર સ્વરૂપ જગતની દરેક વ્યક્તિને શિખવાએલું હોવું જોઇએ પરંતુ તે સ્થિતિ પ્રાપ્ત કરવાને લાંબા કાળનો અવકાશ જોઇશે. દરમ્યાન આવા વિચારભેદોને કોર્ટની દેવડીએ ઘસડી જઇ પરસ્પર પાયમાલ થવા સાથે ધર્મને વગોવવા કરતાં આવા વિચારભેદોનું છેવટ સમજુ પંચ કે લવાદથી લાવવાને શિખવું હિતાવહ છે

આપણા દેશમાં પૂર્વ કાળમાં આવી લવાદની યોજના એજ કોર્ટ હતી. સ્ટાંપના ખર્ચો વગરની વાતચીત એ મુખ જુબાની હતી અને વકીલ કે બેરીસ્ટરના ખીસ્સા તર કરવા સિવાય બન્ને પક્ષોની દલીલો તેજ રજુવાત હતી. જે સમય શાંત ઐકયરક્ષક અને સુખી હતો. કે જે પ્રાચિન શાંતિમય સમય પુનઃ પ્રાપ્ત કરવાને હવે સમજુ વર્ગ હિમાયત કરતો થયો છે અને નામદાર સરકાર પાસે ગ્રામ્ય પંચાયતો ઉભી કરવાને માગણી થવા લાગી છે તે આશાજનક શુભ ચિન્હ છે.

હાલમાં આપણા માટે આવા વિવાદક બે પ્રસંગો મુખ્ય હતા તે પૈકી સમેત શિખરના કેસ માટે લવાદથી છેવટ લાવવાને મી. વાડીલાલ મોતીલાલે પ્રયત્ન શરૂ કર્યો હતો; જો કે તે વિચારો નિર્ણયાત્મક સ્વરૂપ લે તે અગાઉ આ કેસનો કોર્ટથી નિર્ણય થઇ ગયો છે તોપણ એટલું તો ખરૂં છે કે મી. વાડીલાલની આ પ્રગતિએ આવા ઝઘડાઓનું લવાદથી છેવટ લાવવાના વિચાર કરવાને તક આપી છે.

પાટણ (ગુજરાત) પાસે આવેલ પ્રાચિન તિર્થ ચારૂપ કે જ્યાં સ્યામળા પાર્શ્વનાથનું ભવ્યં જીનાલય છે. ત્યાં જૈન વસ્તી બીલકુલ ન

હોવાથી તેની સેવાના કાર્ય માટે બ્રાહ્મણ પૂજારી રોકાએલ ગોયને, દરમિયાન ત્યાં શંકર આદિની મૂર્તિ દેરાસરમાં મુકાએલ હતી આ હકીકત તરફ જૈન પ્રજાનું ત્રણ વર્ષ પર લક્ષ ખેંચાતાં તેને ફેરવવા ગોઠવણ થવાથી જૈન અને સનાતનધર્મીઓ વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન થવા પામ્યું હતું. અને એ વાત ચરસ ઉપર જતાં મારામારી અને પાછળ પૈસાની બરબાદી શરૂ થઇ હતી.. આ કેસ માટે જુદી જુદી કોર્ટોમાં એક બીજાના લાભમાં ફેંસલા થવા પછી અપીલો આગળ વધતી ચાલવાથી તેનું પરિણામ લાવવામાં બંને પક્ષને ખર્ચ અને ઝેર વેરની વૃદ્ધિ થતી રહેવાના દરેક સંભવ હતા, પરંતુ સુભાગ્યે આ ધર્મના નામે વધતાં ઝેર વેર દુર કરવાના વિચાર પર બંને પક્ષે જઇ લવાદથી તેનું છેવટ લાવવાને ઠરાવ્યું અને તે માટે પાટણનો સનાતનપક્ષ તેમજ પાટણ અને મુંબઇમાં વસ્તા પાટણના સંઘે શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાને લવાદ તરીકે નીમ્યા હતા.

આ તકરારી કેસનો છેવટનો ફેંસલો શેઠ પુનમચંદ તરફથી અપાઇ ગયો છે જે અમારા વાચકોની જાણ માટે ગયા અંકમાં પ્રકટ કર્યો હતો, તેથી જોઇ શકાશે કે જૈન અને સનાતનધર્મીઓ વચ્ચેના રસે ચઢેલા ઝઘડાનો આ રીતે લવાદથી અંત લાવવાને વિચાર થાય અને તે માટે બંને પક્ષે એકમતે એક જૈન શ્રીમાનને લવાદ તરીકે સ્વીકારે તે જૈન સમાજ માટે માન લેવા યોગ્ય પ્રસંગ છે.

વધારે ખુશી થવા જેવું એ છે કે લવાદ તરીકે જે ફેંસલો શેઠ કોટાવાળાએ આપેલ છે. તે ઉપરથી સ્પષ્ટ જોવાઇ શકે છે કે તેમાં તેમણે જેમ પોતાની જવાબદારીનો વિચાર કરી નિર્ણય કર્યો છે, તેમજ જૈન પ્રજાની ઉદારતા સુસ્પષ્ટ કરવાને તેમણે શૈવ મૂર્તિને ત્યાં અલાહેદો કંપાઉન્ડ વાળી આપી પ્રતિષ્ઠિત કરાવી આપવાને રૂા. ૨૦૦૧) ની રકમ ઉચક એવા આશયથી આપવા ઠરાવ્યું છે કે 'જૈન જેવી દયાળુ કોમે તે સગવડ કરી આપવી. તે તેમને શોભા ભરેલું છે' એમ જણાવી આ વિચારોથી જેમ જૈન કોમની દયાળુ ઉદારતાનું સૂચન કરેલ છે તેમ સનાતનધર્મીના સમાધાનની શાંતિ અર્થે બહુ વિચારપૂર્વક યોજના થઇ હોય તેમ માનવું ખોટું નથી. વળી તેવા ઉદાર નિર્ણય માટે ઝવેરી ચુનીલાલ મગનચંદ તથા શા. મંગળચંદ લલુચંદ વિગેરે આગેવાનોની લેખીત સંમતિ પણ નિર્ણયના તોલનાશ્રમ માટે વધારે વજનદાર લેખાશે.

ફેસલામાં મુખ્ય સ્વાલ ઉત્થાપનનો તપાસવાનો હતો. કે જે આખ્-તના સમાધાન અર્થે આટલી ઉદારતા વગેરે કરીને પણ શિવ વગેરે સનાતન ધર્મની મૂર્તિઓને ત્યાંથી અલગ લઇ જવાનો નિર્ણય કરવા અને તે રીતે હમેશને માટે તેમના હવનાદિ ધર્મક્રિયાના પ્રસંગોમાં વિખવાદના કારણરૂપ ભયનો અંત આણ્યો છે તે જૈન પ્રજાને ખુશી થવા યોગ્ય છે.

આવા નિર્ણયથી પાટણની જૈન પ્રજા ઉપરાંત શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના ટ્રસ્ટી વકીલ હરીલાલ મંચ્છારામ તેમજ વકીલ સાંકળચંદ રતનચંદ સોલીસીટર્સ, સુરજમલ બી. મહેતા વગેરેએ ફેસલા માટે સંતોષકારક અભિપ્રાયો મોકલી પોતાની લાગણી જાહેર કરી છે તે કાર્ય કર્તાના પ્રોત્સાહન માટે અનુકરણીય છે.

આપણા સમાજે હવે સમજવું જોઇએ કે આવા ધાર્મિક ઝઘડાનો શાંનતિથી અને એકત્ર દીલીથી અંત લાવવામાં આવે તેવા પ્રયત્નો કરવા જરૂરના છે. એટલું જ નહિ પણ આજકાલ અંગત દ્વેષ ભાવોને આવા પ્રસંગો સાથે ઘુંસાડી દઇને તેવાં કાર્યોને આઘાત પહોંચાડવાના જે છુપા પ્રયત્નો થાય છે તે પણ સમાજના હિતને ખાતર છોડી દેવાનું ડહાપણ દર્શાવતાં શીખવું જોઇએ છે.

જૈન પ્રજા આવા મતભેદના પ્રશ્નોનો નિર્ણય લાવવાને પોતાની કોમમાં સમાન વિશ્વાસવાળા આગેવાનો ધરાવે છે તે માટે મગરૂર થવા જેવું છે. અને શેઠ પુનચંદ કરમચંદ કોટવાળાના આવા સેવા ભોગ માટે અમારા તરફથી અંતઃકરણથી મુબારકબાદી આપીએ છીએ. અને જૈન પ્રજા પણ તેમના સેવાધર્મ માટે મુબારક બાદીના સંદેશા મોકલી તેમના કર્તવ્યધર્મને વધારે અવકાશ આપવાને તક આપશે તેમજ તેવા આપણા સમાજ માટે અનેક કોટાવાળા ઉત્પન્ન કરવાને પ્રેરશે તેમ આશા રાખીએ છીએ.

# પરિશિષ્ટ ૬

સાંઝ વર્તમાન તા૦ ૧૪-૩-૧૭

## ચારૂપ કેસની લવાદી.

## જઇન ધર્મગુરૂઓ શું કહે છે?

---

નીચલી હકીકત પ્રગટ કરવાની અમોને અરજ કરવામાં આવી છે:—

ગુજરાત પાટણની નજીક આવેલા ચારૂપ ગામમાં જઇનોના પ્રાચીન શ્રી શામળાજી પાર્શ્વનાથના તીર્થને અંગે મહેસાણા અપીલ કોર્ટમાં જઇનો જીત્યા પછી મી૦ પુનમચંદ કરમચંદ કોટાવાળાએ લવાદ તરીકે આપેલા ચુકાદાના અંગે જઇનોનાં ધર્મગુરૂઓએ આપેલા અભીપ્રાયો નીચે મુજબ છે :—

શ્રી

મુા૦ છોટા ઉદેપુરથી
તા. પંન્યાસ સંપત વીજયાદી
હંસવીજયજી મુનીઓનો ધમલાભ વાંચવો
મુંબઇ બંદર

સુશ્ર શ્રાવક શ્રીયુત લેહેરૂચંદ ચુનીલાલ તા. મણીલાલ ચુનીલાલ તા. અમીચંદ ખેમચંદ તા. હીરાલાલ લલ્લુભાઇ તા. મણીલાલ રતનચંદને માલુમ થાય કે આપે મોકલેલી અરજી તથા લંવાદનામાની અને તેના ચુકાદાની નકલો બીડી તે પહોંચી છે તે બાબત લખવાનું કે લવાદની ચુકાદો દીલગીરીદાયક અને અરૂચીકર છે વાસ્તે કોર્ટમાં રજીસ્ટર્ડ થવા દેવો યોગ્ય નથી ધર્મસાધન વીશેષ કરવું.

ફાગણ વદ ૩.
સુરત તા૦ ૧૦- ૩- ૧૭.

૨

મુ. શ્રી સુરતથી લી. મુનીલબધી વીજય તથા કુલમુની વર્ગના તરફથી શ્રી મુંબાઇ મધ્યે શા. અમીચંદ ખેમચંદજી વીગેરે સંઘ સમુદાયજોગ ધમલાભ વાંચશો. તમારો પત્ર પહોંચ્યો છે. હેન્ડબીલ વીગેરે મળ્યા, વાંચ્યા

દીલગીરી સાથે. કોટાવાલા શેઠ. પુનમચંદ કરમચંદે જે ચારૂપ બાબત ફેસલો કરેલ છે તે પણ વાંચ્યો. જણાવવાનું એજ કે જે કેસનો ફેસલો, મહેસાણા મુકામે થઇ ગયો છતાં લવાદનામું કોટાવાળાને સોંપવાનું કારણ કાંઇ હતું નહી. છતાં પણ તેમણે જે ચુકાદો કરેલ છે તે કેવળ એક તરફી ચુકાદો કર્યો છે. તે જો કાયમ રાખવામાં આવશે તો મને લાગે છે કે હવેથી ઉપરોકત ચુકાદાથી આપણાદરેક તીર્થો અને દરેક ગામનાં દેરાસરોને ભવીષ્યમાં મોટુ નુકશાનસહન કરવું પડશે માટે આ ચુકાદા વાસ્તે તમારા પાટણના સંઘે આગલ કંઇ પણ પગલાં સત્વેલા લેવાં એમ મને જણાય છે આ ચુકાદો વાંચી સર્વે કોઇ ધર્માષ્ટિ મનુષ્યોનાં મન દુખાય છે. ખરબર કોટાવાળાએ જે ચુકાદો કર્યો છે તે તદન એકતરફી છે. એમાં જરા પણ શક થાય તેમ નથીજ. આથી ધર્મ અને ધર્મીઓને અત્યંત નુકસાન થાય તેમ છે સંવત ૧૯૭૩ ના ફાગણ વદ ૨ ને શનીવાર. દા૦ લબ્ધી વીજયના ધર્મ લાભ વાંચજો. આ પત્ર પાટણના સંઘ સમુદાય ને વંચાવજો અને આ ઉપરથી જેમ બને તેમ કટીબંધ થઇને આગલ પગલાં ભરશો એવી આશા રાખીએ છીએ જેથી ભવીષ્યમાં સર્વ સંઘનું સંપુરણ રીતે કલ્યાણ થાય, ઉપદ્રવ રહીત થવાય તેમ શ્રીસંઘે વરતવું જોઇએ આ લસ તજીને.

## પરિશિષ્ટ ૭

**જૈનશાસન તા૧૪-૩-૧૭.**

## ચારૂપ જૈન કેસના ચુકાદા પર દ્રષ્ટિપાત



'ચારૂપ' જૈન કેસ આજ ત્રણ વર્ષ પર્યંત સનાતન ધર્મવાળાઓ અને જૈન કોમવચ્ચે ચાલી ઉભય પ્રજાનાં અંતઃકરણમાં વૈમનસ્ય ઉત્પન્ન કરી અંતે પાટણના પ્રસિદ્ધ શેઠ પુનમચંદ કોટાવાલાના લવાદપણા નીચે અંત આવી ઉભય કોમમાં તત્પૂર્તિ શાંતિ ફેલાવનારા સમાચારો ફરીવલ્યા છે. અને તે રીતે ઉભય પક્ષની ચાલતી તકરારોનો અંત આવ્યો છે, તેમ જોઇ શકાયછે. જોવાનું માત્ર એટલુંજ છે કે ચારૂપ ગામના શ્રી દેરાસરમાં હિન્દુ મૂર્તિ સ્થાપિત થવાનું કારણ શું હશે એ વિચારણિય પ્રશ્નછે. ઉકત ગ્રામ, જયાં વસતી પ્રજામાં જૈન ધર્મ પાળનારનો અભાવ છે તેથી પ્રભુની સેવા

પુજા માટે જેમ અન્ય સ્થળોમાં ભાવસાર માળી આદિ જૈનશાસનને માનનાર વ્યકિતને ગોઠીનું કામ સોંપાય છે તેમ અહીં બ્રાહ્મણ દ્વારા એટલે કે સનાતન ધર્મવાલા જૈન મંદિરમાં પુજારીનું કામ કરે છે આ પ્રથા લાંબા સમયથી ચાલી આવતી હોવાથી ઉકત સનાતન ધર્મી પુજારીએ સ્વધર્મની મૂર્તિઓ જૈન પ્રતિમાજી પાસે સ્થાપીત કરી હોય એ સંભવિત છે. એ પછી પણ એની એજ પ્રથા ચાલુ રહેલી હોવાથી જૈન પ્રતિમાજી સાથેજ તેમને સ્થાન મળેલું ગણાય એવું અનુમાન કરી શકાય છે. હવે ભિન્ન ભિન્ન ધર્માવલંબીઓના દેવની પુજા અને વિધિ એકજ સ્થાને એકને જે વિધિ માન્ય તે બીજાને અમાન્ય છે એવી જયાં સ્થિતિ ત્યાં પરસ્પર કલહ ઉત્પન્ન થાય એ બનવા જોગ છે અને તેનુંજ પરિણામ આ ચારૂપ કેસ છે આ કેસનો નિર્ણય અંતે લવાદ નીમીતે કરવાનું જે પગલું ઉભય પક્ષે ભરી ડાહપણ વાપર્યું છે તે ચાલુ પરિસ્થિતીએ યોગ્યજ લેખી શકાય. આવા ધાર્મીક કેસો કોર્ટની દેવડીએ ચડાવી પૈસાની જે હાનીઓ થવા પામે છે તેના કરતાં આવી લવાદીથી નીકાલ લાવવો તેજ લાભપ્રદ ગણી શકાય છે.

લવાદ તરીકે આપણા જાણીતા અને લોકપ્રીય એક જૈન ગૃહસ્થ છે અને જૈન પ્રજા શાંતિને ઇચ્છનારી હોઇ સુલેહ સંપથી રહેવાય એ ઉદ્દેશથી સનાતનધર્મવાળાઓને રાજી રાખવા અને સુલેહ જાળવવાની ખાતર તેમના દેવની મૂર્તિ તે સ્થાનમાંથી અન્ય સ્થાનમાં સ્થાપવા જે ૩–૨૦૦૧ તથા શ્રી દેરાસર બાહારની ધર્મશાળા કે જે જૈન સંઘે બાંધેલી છે. જેની ફરતો કોટ છે તેના ઉત્તર ભાગના પૂર્વ દિશાના ખુણા તરફની બે કોટડીઓ તથા જમીન તથા ઇમલા સાથે આપવાનું ઠરાવ્યું છે એકજ સ્થાનમાં મંદિરનાજ એક ભાગમાં જૈન ધર્મથી ભિન્ન વિધિથી ક્રિયાથી પુજનાદિક કાર્ય થતાં એજ ઇચ્છવા યોગ્ય નહતું. તેમજ શ્રી દેરાસરમાં પૂજન દર્શન માટે આવેલા મુનિમહારાજો શ્રાવકોની હૃદયધ્યાનની મહાક્રિયામાં આ પગલાથી અડચણ આવવા સંભવ હતો. અહીં હૃદયધ્યાન થાય એજ સમયે દેરાસરના અંગભૂત વિભાગમાં ઘંટો આદિના સ્વરને લીધે ધ્યાનભંગ થતો આથી એક પ્રકારે પ્રભુની આશાતના થએલી માની શકાય. વળી હોમ હવનાદિ ક્રિયાઓ પણ તેમની ધર્માજ્ઞાનુસાર જિન મંદિરના વિભાગમાં કરવા લાગ્યા એ પણ આપણી ધર્મિક માન્યતાથી વિરૂદ્ધ હતું એમ માનવાનાં કેટલાંક કારણોને લઇ આપણા સમજુ અને દાનેશમંદ તરીકે ઓળખાતા

લવાદેતત્ સંબંધી યોગ્ય વિચાર કરી શ્રી સંઘને અત્યારે આ કેસને લીધે રૂ. ૨૦૦૧ તથા જમીન ઇમલો વગેરે જે આપવાનું ઠરાવ્યું છે તે યોગ્ય છે, જો કે એથી પણ વિશેષ દ્રવ્ય આપી શ્રી જિનમંદિરથી કેવળ અલગ સ્થાનેજ સનાતન ધર્મીઓના દેવોનું મંદિર સ્થાપવાનું ઠરાવ્યું હોત તો વિશેષ યોગ્ય ગણી શકાત આ ભાવિભય હોવા છતાં પણ સાંપ્રતની પરિસ્થિતિ નો વિચાર કરતાં શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાએ જે નિર્ણય કર્યો છે તેને માન આપી સંતોષ માની લેવો તે કોઇ રીતે પણ અયોગ્ય નહીંજ લેખી શકાય. અમો ઇચ્છીશું કે હવે આ લવાદનો નિર્ણય છેવટનોજ ગણવામાં આવે તો ઉભય પક્ષને લાભદાયક નીવડવા સંભવ છે.

## પરિશિષ્ટ ૮

હિંદુસ્થાન. તા૦૧૫-૩-૧૭.

## જૈન ધર્મ ગુરૂ શું કજીયો વધારવા માંગે છે!



પાટણથી થોડેક દુર ચારૂપ નામના નાના ગામડામાં જૈન અંદીરમાં હિંદુ દેવોની મુર્તી છે, તેને લીધે પાટણના જૈનો અને સનાતનીઓ વચ્ચે લાંબા વખતથી ઝઘડો ચાલતો હતો. આ બાબદમાં થોડા વખત ઉપર બંને પક્ષે પાટણના જાણીતા જૈન શેઠીયા શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાને લવાદ નીમ્યા હતા. આ શેઠીયાએ બંને પક્ષની તકરાર સાંભળી લઇ થોડા વખત ઊપર ચુકાદો આપ્યો હતો. હંમેશા કોર્ટ દરબારે લડવા જઇએ તો એક પક્ષ હારે કે જીતે. આ મુકદમામાં લવાદનામું જેને આપવામાં આવ્યું હતું તે એક જૈન શેઠીયા હતા, અને તેમની પક્ષને હરાવવાનો તેમનો ઇરાદો હોય એ સંભવેજ નહિ. તેમણે સમાન દ્રષ્ટિથી ચુકાદો આપવો જોઇએ. ફરીયાદ કરવાને કારણ ઉત્પન્ન થાય તો તે જૈનોને નહિ પણ સનાતનીઓને હતું, પણ જોઇને અજાયબી ઉપજે છે કે જૈન શેઠીયાએ લવાદનામામાં આપેલા ચુકાદા સામે થવાને જૈન ધર્મગુરૂઓ બહાર આવ્યાછે તેઓ જૈન કોમને લવાદે આપેલો ચુકાદો સ્વીકારવા ના પાડે છે અને જૈનોનં કોર્ટ દરબારે લડવાને સલાહ આપે છે. છેલ્લા દશ વર્ષથી જૈન કોમમાં જે ઝઘડા ચાલ્યા છે તેમાં અંદરખાને

જૈન ધર્મગુરૂઓનો હાથ જોવામાં આવ્યો છે. જૈનો પોતાના ધર્મગુરૂઓ ઉપર આસ્થા રાખે છે અને તેઓની સલાહ નહિ માને એમ અમારે કહેવાનું નથી, પણ જૈન ધર્મગુરૂઓએ તો કોર્ટ દરબારમાં જૈનોને લડવાને ઉશ્કેરવા માંડયા છે તે જોઇ અમોને દલગીરી ઉપજે છે. કદાચ શેઠ પુનમચંદે આપેલો ચુકાદો જૈનોને અરૂચીકર હોય તો લવાદનામું સોંપવામાં આવ્યું તે પહેલાં વિચાર થવાની જરૂર હતી. જૈન કોમ લવાદનામું સોંપે અને પછી તે ઉપર પાણી ફેરવવા બહાર પડે તો બીજી કોમો તેમની સાથના ઝઘડાઓ લવાદનામાથી કેમ પતાવે! આ લવાદનામાની સામે થઇ જૈન કોમ કોર્ટમાં જીતશે તેની શી ખાત્રી! જો લવાદનામા કરતાં પણ ખરાબ ચુકાદો આવ્યો તો બંને પક્ષને હજારો રૂપીયાના ખાડામાં ઉતરવાનો દોષ કોને માથે ! શેઠ પુનમચંદનો ચુકાદો અમે સભાળથી વાંચ્યો છે, તેમણે પાટણની બને કોમ સુલેહથી કેમ રહે તે દ્રષ્ટિએ કામ લીધું છે. સનાતનીઓ અમારા મિત્ર નથી તેમ જૈનો અમારા દુશ્મન નથી.આ જમાનામાં જયારે હિંદુસ્થાનને આગળ વધવાનું છે તેવા વખતમાં જૈનો અને સનાતનીઓ વચ્ચે સંપ થવાની જરૂરછે. આપણા ઝઘડા કોર્ટ દરબારથી પતવા કરતાં લવાદનામાથી પતાવવા જોઈએ. જૈનોને કાંઇ ઓછું પડયું હોય તો તેઓએ સનાતનીઓ પણ તેઓના બંધુ છે એમ સમજીને કામ લેવાની જરૂર છે. અમે લવાદનામાના ગુણદોષમાં ઉતરવા માંગતા નથી, પણ જૈન કોમે એક વખત લવાદનામું આપ્યું અને તે લવાદનામાના ચુકાદા સામે જૈન કોમને ઉશ્કેરવામાં આવે તે જૈન ધર્મગુરૂઓને શોભતું નથી. આગલા જૈન ધર્મગુરૂઓ જયાં જતા ત્યાં શાંતી ફેલાવતા, જૈન કોમના ઝઘડામાં નહિ પડતા, પોતાની પ્રતિષ્ટા સાચવવા તેમનાથી દુર રહેતા. દીગમ્બરીઓ અને શ્વેતામ્બરીઓ વચ્ચે ચાલતા ઝઘડા, આપણા ઇલાકામાં લાલન શિવજીનો ચાલતો ઝઘડો જૈન ધર્મગુરૂઓ વચ્ચે પડી પતાવી શકતે. આજે જૈન કોમમાં એક પણ બળવાન પત્ર નથી. ખાસ કરીને આ ચુકાદો રદ કરવાને સુરતના સાધુઓએ પત્ર લખ્યો છે, તેમાં નીચલાં વાકયો છેઃ—"શેઠ પુનમચંદ કરમચંદે જે ચારૂપ બાબદ ફેસલો કરેલ છે તે વાંચ્યો છે. જણાવવાનું એજ કે જે કેસનો ફેસલો મહેસાણા મુકામે થઇ ગયો છતાં લવાદનામું કોટાવાળાને સોંપવાનું કાંઇ કારણ હતું નહિ. છતાં પણ **તેમણે જે ચુકાદો કરેલ છે તે કેવળ એકતરફી અને પ્રથમથી ગોઠવી રાખેલ ચુકાદો કર્યો છે.** તે જો કાયમ રાખવામાં આવશે તો મને લાગે છે કે હવેથી ઉપરોકત ચુકાદાથી આપણા દરેક તીર્થ

અને દરેક ગામનાં દેરાસરોને ભવિષ્યમાં મોટું નુકશાન સહન કરવું પડશે. માટે આ ચુકાદા વાસ્તે તમારા પાટણના સંઘે આગળ કાંઇપણ પગલાં સવેળા લેવાં એમ મને જણાય છે. આ ચુકાદો વાંચી સર્વે કોઇ ધર્મીષ્ટ મનુષ્યોનાં મન દુ:ખાય છે. ખરેખર કોટાવાળાએ જે ચુકાદો કર્યો છે તે અન્યાય, અવિચારીત અને એકતરફી છે આમાં જરાપણ શંકા થાય તેમ નથી." આ જૈનધર્મગુરૂઓ ઉપલા શબ્દોમાં જૈનોને લડવાને શુર ચડાવવા સાથે પોતાની કોમના માનવંત શેઠીયાનું અને જૈન કોમે જેને લવાદનામું આપ્યું હતું તેનું કેવું હડહડતું અપમાન કરે છે? ચુકાદો એકતરફી અને અવિચારીત છે એટલુંજ નહિ પણ આગળથી લખી રાખેલ ચુકાદો કર્યો એમ કહેવાની પણ તેઓ હિમ્મત કરે છે, તો તેઓની ફરજ એ હતી કે જૈન કોમના એક માનવંત શેઠીયાને અપમાન આપતાં પહેલાં પોતાની પાસે કાંઇ ચુકાદા હોયતો બહાર લાવી પછી હુમલો કરવો હતો. અમે શેઠ પુનમચંદને ઓળખતા નથી. પાટણના એક જૈન શેઠીયા તથા સખાવતી નર તરીકે તેમનાં કામો બહાર આવ્યાં છે અને સનાતનીઓએ પણ પોતાનું લવાદનામું તેમને સોંપ્યું તે ઉપરથી પાટણમાં તેમનું માન કેટલું હોવું જોઇએ તે જણાઇ આવે છે. આવી રીતે એક પોતાની કોમના આબરૂદાર ગ્રહસ્થના ચુકાદાસામે જૈનોને ઉસ્કેરવાને જૈન સાધુઓ ભાગ લે એ જૈન સાધુઓ માટે અન્ય કોમમાં જે માનની વૃત્તિ છે તેમાં ખલેલ પહોંચાડે છે. જૈનો પોતાની ફરજ સારી રીતે સમજે છે અને આ બાબદમાં શાંતચિત્તે જૈન કોમ વિચાર ચલાવી બંને કોમ વચ્ચે જે ઝઘડો ચાલે છે તે દાબી દેવાને પ્રયત્ન કરી પોતાની કીર્તિમાં વધારો કરશે એવી આશા રાખીએ છીએ.

# પરિશિષ્ટ ૯

## પ્રજામિત્ર અને પારસી તા૦ ૧૫-૩-૧૭

## ચારૂપ (પાટણ)જઇન કેસનો મી૦ કોટાવાલાનો ચુકાદો.

## હીંદના જઇન સાધુઓએ તે સંબધમાં જાહેર કરેલો અભીપ્રાય.



'પ્રજામીત્ર અને પારસી' ના અધીપતી જોગ.

સાહેબ,-ગુજરાતમાં પાટણ નજીક ચારૂપ ગામમાં જઇન દેહરાસર જીના સબંધમાં જે કેસ ચાલતો હતો, તે કેસમાં મહેસાણાની કોરટે જઇનોની તરફેણમાં ચુકાદો આપયો હતો. આ ચુકાદો અપાયા બાદ આ કેસના સબંધમાં મી૦ કોટાવાલાએ જે ચુકાદો આપ્યો છે, તે ચુકાદો રજીસ્ટર થતો અટકાવવો કે કેમ તે બાબત જાણીતા જઇન ધરમગુરૂઓના અભીપ્રાયો મને મલ્યા છે. આ અભીપ્રાયોમાંથી હું ફકત એ અભીપ્રાયો હાલ જાહેર પ્રજાના અને ખાસ કરીને પાટણની જઇન પ્રજાની જાણ માટે પ્રગટ કરવાને હું અરજ કરીશ. આ અભીપ્રાયો નીચે મુજબ છે:-

શ્રી મુ. છોટાઉદેપુરથી

મુનીમહારાજશ્રી હંસવીજયજી તા, પન્યાસ સંપત વીજયાદી મુની-ઓનો ધર્મલાભ વાંચવો મુંબઇ બંદર

સુજ્ઞ શ્રાવક શ્રીયુત લહેરૂચંદ ચુનીલાલ તા. મણીલાલ હીરાલાલ તા. અમીચંદ ખેમચંદ તા. હીરાલાલ લલ્લુભાઇ તા. મણીલાલ રતનચંદને મા-લુમ થાય કે આપે મોકલેલી અરજી તથા લવાદનામાની અને તેના ચુકા-દાની નકલો બીડી તે પહોંચી છે. તે બાબત લખવાનું કે લવાદનો ચુકાદો દીલગીરીદાયક અને અરૂચીકર છે વાસ્તે કોર્ટમાં રજીસ્ટરડ થવા દેવા યોગ્ય નથી. ધર્મસાધન વીશેષકરવું.

ફાગણ વદ ૩.

સુરત, તા. ૧૦-૩-૧૭.

મુ. શ્રી સુરતથી લી૦ મુના લબ્ધીવીજયજી તથા કુલ મુની વર્ગ તરફથી શ્રી મુંબઇ મધ્યે શા. અમીચંદ ખેમચંદજી વીગેરે સંઘસમુદાય

જોગ ધર્મલાભ વાંચશો. તમારો પત્ર પહોંચ્યો છે. હેન્ડબીલ વીગેરે મળ્યાં, વાંચ્યાં દીલગીરી સાથે કોટાવાળા શેઠ પુનમચંદ કરમચંદે જે ચારૂપ બાબત ફેસલો કરેલ છે તે પણ વાંચ્યો. જણાવવાનું એજ કે જે કેસનો ફેસલો મહેસાણા મુકામે થઇ ગયો છતાં લવાદનામું કોટાવાળાને સોંપવાનું કારણ કાંઇ હતું નહી. છતાં પણ તેમણે જે ચુકાદો કરેલ છે તે કેવળ એકતરફી અને પ્રથમથીજ ગોઠવી રાખેલ ચુકાદો કરેલ છે તે જો કાયમ રાખવામાં આવશે તો મને લાગે છે કે હવેથી ઉપરોક્ત ચુકાદાથી આપણા દરેક તીર્થો અને દરેક ગામના દેરાસરોને ભવીષ્યમાં મોટું નુકશાન સહન કરવું પડશે માટે આ ચુકાદા વાસ્તે તમારા પાટણના સંઘે આગળ કંઇ પગલાં સવેળા લેવાં એમ મને જણાય છે. આ ચુકાદો વાંચી સર્વે કોઇ ધરમીષટ મનુષ્યોનાં મન દુઃખાય છે. ખરેખર કોટાવાળાએ જે ચુકાદો કર્યો છે તે તદન અવીચારીત અને એકતરફી છે. આમાં જરાપણ શંકા થાય તેમ નથીજ. આથી ધર્મ અને ધર્મીઓને અત્યંત નુકશાન થાય તેમ છે. સંવત ૧૯૭૩ ના ફાગણ વદ ૨ ને શનીવાર.

દા૦ લબ્ધીવીજયના ધર્મ લાભ વાંચજો.

આ પત્ર પાટણના સંઘ સમુદાયને વંચાવજો.

લી૦ પાટણનો એક જૈન.

## પરિશિષ્ટ ૧૦

જૈન તા. ૧૮-૩-૧૭.

### જૈન જઘડાઓના અંતના બે પ્રસંગો વચ્ચે મુકાબલો.



જેમાં જૈન પ્રજા સંડોવાએલી હતી તેવા બે મુખ્ય જઘડાનો હાલમાં અંત આવ્યો છે તે સમેતશીખર કેસ અને ચારૂપ કેસના તિર્થ સંબંધના હતા. આ બંને કેસના ફેસલાઓ અમો પ્રગટ કરી ગયા છીએ છતાં તે તરફ પુનઃ ધ્યાન ખેંચવાની જરૂર એટલા માટે પડે છે કે સમેતશીખરનો કોર્ટથી થયો છે જ્યારે ચારૂપ કેસનો ફેસલો લવાદથી અને તે પણ એક જૈન ગૃહસ્થની બાંહેધરી નીચે સુપ્રત થએલ સત્તાથી થવા પામેલ છે. આ પ્રમાણે બંને વાંધાઓના નિરાકરણ તથા સત્તાસ્થાનો ભિન્ન ભિન્ન હોયને

તેના સંબંધમાં વધારે બારીક વિચાર કરવાથી ભવિષ્યમાં આવા તકરારી પ્રસંગોએ કયો માર્ગ લેવો વધારે હિતકર છે તે વિચારવાને ઠીક તક મળે તેમ છે.

સમેતશીખર કેસનો ફેસલો અમે અક્ષરશઃ છેલ્લા આઠ અંકથી પ્રગટ કરતા રહ્યા છીએ અને તે આ અંક સાથે પૂરો થાય છે. કોમના સમજુ અને વિચારક આગેવાનોએ આ ફેસલો અથથી ઇતિસુધી વાંચ્યો હશે. અગર લંબાણુથી કંટાળી તે તરફ ધ્યાન આપવું દુરસ્ત ન ધાર્યું હોય તો અત્યારે તે ફેસલો સંપૂર્ણ વાંચી જવા પુનઃ આગ્રહ કરીએ છીએ. અમે આ ફેસલાના સંબંધમાં જો કે જાણીતા સોલીસીટરો અને બારીસ્ટ-રોની સલાહ પુછી છે તે હવે પછી પ્રગટ કરવા તક લઇશું, પરંતુ આ ફેસલો જોવા પછી એટલું તો સાદી દ્રષ્ટિએ કહેવું જોઇએ કે લાખોનો ખર્ચ કરીને જૈનપ્રજા પછી તે શ્વેતાંબર હો કે દીગંબર હો પણ દરેક ઉંદર માટે ડુંગર ખોધો છે અરે એટલુંજ નહિ પણ સ્વમેવ કૂવામાં પડ-વાનો ઉધમ કર્યો છે. એકજ પરમાત્માના પુત્રોએ પોતાના પિતાની સેવા માટે વાંકા ઉભા રહેવું કે સીધા ઉભા રહેવું-અગર પહેલુ ઝાડ કે બીજ તેનો ઇન્સાફ કરાવવામાં ઐક્ય અને દ્રવ્યનો એકત્ર ભોગ આપેલ છે. જ્યારે ફેસલામાં ન્યાયાધીશે પક્ષકારોની દલીલોને બીડી સંકેલવાનો ઉધડો ન્યાય પતાવી મોટા ભાગે ડુંગર અને જમીન તથા ટુંકોના તરફ દોડી જઇ મૂળ વસ્તુને એટલી તો છિન્ન ભિન્ન સ્થિતિમાં મૂકી જોવાય છે કે તે માટે ભવિષ્યમાં જૈન પ્રજાને બેવડા બળથી વિચાર કરવો પડશે.

દાયકા પહેલા સમેતશીખર ઉપર આ પ્રાંતના હાકેમ એન્ડ્રુફ્રેજરની બંગલા બાંધવાની ઇચ્છાને રોકનાર જૈન પ્રજાનું ઐક્યબળ હતું. અને અત્યારે તેજ ડુંગરના જમીનના ભાગો માટે કંપની સરકાર અને પછીના વખતના નકશાઓ અને સરવેમાં ડુંગરના ભાગો અને તેના હક્ક માલે-કીના રૂપાંતર જાણે કે સત્તાથી સ્થાપિત થતાં હોય તેવા શબ્દો જૈનો સાંભળે છે. જગતગુરૂ મહાત્મા શ્રી હીરવિજયસૂરિએ અકબર બાદશાહ પાસેથી જૈન પ્રજા માટે અચળ પટ્ટે અપાવેલાં તીર્થોના મુદ્રાલેખો અને બાદશાહી મહોરો કે જે પ્રાચિન મહોરને તદન મળતી હોવાનું ન્યાયકાર કબુલે છે તેજ મહોર અને તેજ લેખોને શકમંદ સ્થિતિમાં દર્શાવવાના આડા વિચારો ચર્ચી એક ન્યાય કોર્ટના હાથે ફેસલો કરાવવા જતાં

જૈનોએ બકરૂં કાઢતાં ઉંટ પેસાડયું છે. એમ સમજુ લોકો કહેછે છતાં હજુ તે તરફ જૈન પ્રજાનું લક્ષ ગયું હોય તેમ અમારા જાણવામાં આવ્યું નથી.

એક તરફથી જયારે આપણી સમગ્ર જૈન કોમની સમેતશિખરના ફેસલાએ કફોડી સ્થિતિ કરી છે ત્યારે આપણો સમાજ શાંત નિદ્રામાં જાંખી પણ કરતો નથી. અને પોતાનું ભવિષ્ય કેટલું ભયંકર નુકશાનમાં છે તેનું ભાન પણ નથી ત્યારે બીજી તરફથી પોતાનીજ કોમમાં મધ્યસ્થ બુદ્ધિથી માજીસ્ટ્રેટનું કામ કરવાને એક જૈન બચ્ચો બહાર આવે તે જાણે અસહ્ય ઉત્પાત થતો હોય તેમ ચારૂપના ફેસલા સામે કેટલીક વ્યકિતઓએ હોહા મચાવી મૂકી છે. અને 'નબળો માટી બૈરી ઉપર શૂરો રહે' તેમ માંહો માંહે સાથિયા પુરવા લાગેલ જણાય છે

અમોને આ અઠવાડીયામાં ચારૂપના ફેસલાને રજીષ્ટર થતો અ -કાવવાને આગ્રહ કરનારાં પત્રો મળ્યાં છે તેમાં મુખ્ય એક વ્યકિત અને બે મુનિઓના પત્રો છે. લખનારના નામ સાથે કોમને કામ નથી તેમ ફેસલો કરનારના નામ કે શ્રીમંતાઇથી કોમને વિચાર કરવાનો નથી. પરંતુ ઇન્સા-ફને ખાતર આવા ચર્ચાપત્રીઓના મુદ્દા ઉપર વિચાર કરવો જરૂરનો છે. તેઓ પુછે છે કે ફેસલો કરનાર અથવા તેના માટે અભિપ્રાય આપનાર શું શાસ્ત્રજ્ઞ છે? અમને આશ્ચર્ય એ થાય છે કે બે પક્ષોની તકરારનો ફેસલો કરવા માં કે તેના સંબંધમાં કાયદાની દષ્ટિએ વિચાર કરવામાં જો શાસ્ત્રજ્ઞોની જરૂર હતે તો કોર્ટના આસને સઘળા ધર્મશાસ્ત્રીઓને રોકવા જોઇતા હતા. અને કાયદાઓ બધા ધર્મગ્રંથોમાંજ સમાવી દેવા જોઇતા હતા લવાદ એ શું છે તેજ સમજવાની જ્યાં બુદ્ધિ નથી, ત્યાં પછી આવી બાબતમાં વધારે શું કહેવું. ચર્ચા કરનારે પ્રથમ તો સમજવું જોઇએ કે લવાદ એ વાદી અને પ્રતિવાદી પક્ષની એકમતે સ્થાપીત થએલ વરિષ્ટ કોર્ટ છે. અને તેનો ફેસલો તે છેવટનો સહીસીકકો છે. જો આ બાબતમાં ચર્ચાપત્રીને સ્વતંત્ર ઐચ્છિક નિર્ણય જોઇતો હતો તો આવું લવાદ નીમાવા પહેલાં અને તે માટે સર્વાનુમતે સત્તાવાળી સંમતિ અપાવા અગાઉ તે માટે ચર્ચા ઉપસ્થિત કરવી જોઇતી હતી

આપણામાં કેટલા મનાતા આગેવાન પછી તે ત્યાગી હો કે રાગી હો, પણ તેઓને તકરારો ચાલુ જોવાને એવાં તો વ્યસન પડી ગયાં હોય

છે કે તેમના જીવનમાં એક પછી એક પક્ષાપક્ષના યુદ્ધ ન હોય તો તેવી રાત્રીમાં તેમને નિવૃત્તિએ નિદ્રા આવતી હશે કે કેમ? તે તેઓ જાણે. પરંતુ આવા પ્રસગો શોધી રજમાંથી ગજ કરવા અને તે રીતે જઘડાઓ વધારતા રહી તે માર્ગે કોમને હજારોના ખર્ચમાં ઉતારી સંતોષ માનવાનું વ્યસન હવે ઓછું થાય તો લાભપ્રદ છે અને તેજ ઉદેશથી અમે આવા ચર્ચાપત્રોને મુલતવી રાખી ઇચ્છીશું કે આવા વાંધાઓના વિચારપૂર્વક અંત લાવવા અને ન્યાયબુદ્ધિથી હિતાહિત તપાસીને ભલામણ કરવાને આપણા ભાઇઓ શીખશે.

## પરિશિષ્ટ ૧૧.

'સાંજ વર્તમાન' તા. ૨૦-૬-૧૭

## 'ચારૂપ' કેસનો ચુકાદો અને ધર્મગુરૂઓ.



(૧)

"સાંજ વર્તમાન"ના અધીપતી જોગ:—

સાહેબ,

વી. વી. મહેરબાની કરીને નીચલું ચર્ચાપત્ર આપના લોકપ્રીય પત્રમાં પ્રગટ કરી ખરી વાત જાહેરમાં મુકવાની આ પ્રવૃત્તીને સ્થાન આપશોજી.

'ચારૂપ'ના મહાદેવ સંબંધી પાટણના જૈનો અને સનાતનીઓ વચ્ચે મોટો ઝઘડો કોરટોમાં ચાલતો હતો, અને હજારો રૂપીયાની બરબાદી બન્ને કોમોની થતી હતી, તે અટકાવવાને બન્ને કોમોના દીર્ઘદર્શી આગેવાનોએ લવાદ નીમી તેનો અંત લાવવાનું વિચારી પાટણના પ્રતીષ્ઠીત ગૃહસ્થ શ્રીમાન શેઠ પુનમચંદ કરમચદ કોટાવાળાને તે કામ સોંપ્યું. તેમણે નીષપક્ષપાત ચુકાદો આપ્યો, અને તદનુસાર વડોદરા રાજ્યના મે. સરસુબા સાહેબના હાથે ત્યાં નવીન શીવાલયનો પાયો પણ નંખાયો.

શ્રીમાન શેઠ કોટાવાળા એક ચુસ્ત જૈન છે અને જૈન ધર્મની તેમણે ઘણી સેવાઓ બજાવી છે તથા જાહેર સેવાઓમાં પણ તેઓ સારો ભાગ લેતા

હોવાથી બંને કોમોએ તેમને પસંદ કર્યા હતા અને લવાદ તરીકેનો ઠરાવ પણ ન્યાયપુર્ણ દ્રષ્ટીએ બંને કોમોના હિતાહિતનો વિચાર કરી ઘણો વિદ્વતા ભરેલો આપ્યો છે. છતાં કેટલાક જૈન સદગૃહસ્થોની તેમાં ગેરસમજ થયેલી લાગે છે અને જૈન ધર્મગુરૂઓએ પણ તેને ટેકો આપી તેમાં વધારો કર્યો છે થોડીક જમીન તથા ૨૦૦૦) રૂપીઆ જૈન સંઘે સનાતનીઓને આપવાનું એવોર્ડમાં લખેલું છે તે વાત જૈન આચાર્યોને 'અરૂચીકર' લાગી છે!

'એવોર્ડ' કેવા સંજોગોમાં લખાયો છે. તેનો બરાબર અભ્યાસ જેઓએ કર્યો છે તેઓ એવોર્ડ માટે માનબુદ્ધિ ધરાવે છે પણ જૈન ધર્મ ગુરૂઓએ કે જેમના અભિપ્રાયો ગઇ તા. ૧૪ મીના સાંજ વર્તમાનમાં પ્રગટ થયા છે, તેઓએ તે વખતના ખરા સંજોગોપર ઢાંકપીછોડો કરીને જૈન કોમને કજીયો વધારવા ઉશ્કેરણી કરી છે એ દીલગીર થવા જેવું છે. દરેક ધર્મગુરૂઓએ દેશમાં સુલેહશાંતી વધારવાને મથવું જોઇએ એ સિદ્ધાંત સમજીનેજ સઘળા જૈનાચાર્યો આજ સુધી એવોર્ડની બાબતમાં ન્યાય વિચારી શાંત બેઠા હોવા છતાં એક બે મુની મહારાજોને કેટલાક જૈનોએ પુરી હકીકત સમજાવી નથી, અને તે છતાં તે મહારાજોએ એવોર્ડ માટે પોતાનો અભિપ્રાય આપી દીધો છે એ આશ્ચર્ય પામવા જેવું છે

ખરી બીના એવી છે કે પાટણની કોર્ટમાં ચારૂપને લગતા કેસોમાં જૈનોની હાર થઇ હતી. મહેસાણામાં ફેંસલો મહાદેવ ઉત્થાપનના કેસમાં જૈનોના લાભમાં થયો હતો પણ વડોદરા હાઇકોર્ટમાં તે ઉપર સનાતનીઓએ અપીલ કરેલી હોવાથી મહેસાણાની જીતથી જૈનોએ ફુલાઇ જવાનું નહોતું. કારણકે હાઇ કોર્ટમાં પણ જીતજ થશે, એવી જૈનોને શું ખાત્રી? હવન કેસ અને નાક કાન કાપ્યાના કેસમાં પણ પાટણમાં સનાતનીઓની જીત. મહેસાણામાં જૈનો-ની અપીલથી ફરી તપાસણીનો હુકમ થતાં ફરી તપાસણીમાંયે સનાતનીઓની જીત અને વડોદરા હાઇ કોર્ટમાં મોટા કેસમાં શું ચુકાદો થશે તે અનીશ્ચીત એટલે વીરૂદ્ધ પણ કેમ ન જાય એ ભય; આવાં કારણોને લઇને જૈનોએ તેનો અંત લવાદથી લાવવાનું યોગ્ય ધાર્યું હતું. કોર્ટોમાં જો જૈનોને સંપૂર્ણ વીજય મળ્યો હોત અને આગલી કોર્ટોનો ભય ન હોત તો તેઓ કદી પણ સમાધાન કરવા તઇયાર થાત નહીં. વળી શેઠ કોટાવાળાએ પણ એ કોર્ટોના સંજોગોનો બારીક અભ્યાસ કરીનેજ આ ચુકાદો આપેલો છે એમ તેમાંના બુદ્ધિ ભરેલા શબ્દોથી જણાઇ આવે છે. ચુકાદો લખતી વેળા શેઠજીએ નીષ્પક્ષ-પાતપણેજ લખવું જોઇએ અને તેમ લખાયું છે.

એવોર્ડમાં પણ શેઠ કોટાવાળાએ જૈન ધર્મના ગૌરવ તરફ માનબુદ્ધિ રાખીને શબ્દો લખ્યા છે, અને તેથીજ ૨૦૦૦) રૂપીઆ જૈનોએ ઉદાર અને દયાળુ તરીકે આપવા લખ્યું છે, જો કે તે રૂપીઆ જૈનો દયા કરીને આપવા તઇયાર હતા નહિ પણ તેઓ સમજતા હતા કે મહાદેવને અસલ જગાએથી ખસેડવાના છે માટે આપવાના છે અને સનાતનીઓ પણ આવી બાબતમાં દયા કયાં છે એ સમજી શકે છે પણ ઐકય અને સુલેહની ખાતર તથા લવાદ તરફ અને ન્યાય તરફના સન્માનની ખાતર તે શબ્દોને વંચાવી લીધા છે.

એકંદર જોતાં કેટલાક જૈન વકીલો અને ધારા શાસ્ત્રીઓ એવોર્ડ વાંચીને તેની પ્રશંશા કરી ચુકયા છે અને એવોર્ડમાં બને કોમો તરફ અને બંને કોમોના ધર્મ તરફ ન્યાય પુરઃસર માન રાખવામાં આવ્યું છે જૈનોના ધર્મ સંબંધી કે તીર્થો સંબંધી હાનીકર્તા એકપણ શબ્દ તેમાં લખાયો છેજ નહિ પરંતુ બેરીસ્ટર જીન્હાએ હિંદુ મુસલમાનો વચ્ચે અઇકય વધારવાને લકનોમાં પોતાના ભાષણમાં બંને કોમોને ઉદ્દેશીને જે શબ્દો કહ્યા હતા તેવાજ ઉદ્દેશથી શેઠ સાહેબે જૈનો અને સ્માર્તોની કેટલીક રૂઢીઓનું મળતાપણું બતાવ્યું છે. રૂઢીઓ એ કંઇ ધર્મ નથી અને રૂઢીઓ માટે લખાયેલા શબ્દો ધર્મને કોઇપિણ રીતે બાધક નથી એ પણ જૈન ગુરૂઓએ જોયું નથી.

પુજ્ય મહારાજશ્રી લબ્ધીવીજયજી તથા મહારાજશ્રી હંસવીજયજી કોર્ટોના તે વખતના સંજોગો અને ઐકય તથા સંપની કીંમતનો અભ્યાસ કરીને પોતાનો એવોર્ડ માટેનો અભીપ્રાય પોતેજ ફરીથી વાંચી જોશે તો તેઓને જણાયા વગર રહેશે નહીં કે એવોર્ડ તદન ન્યાયપુર્ણ અને વ્યાજબી તથા બંને ધર્મો માટે માનપ્રદ અને શોભાપ્રદ છે. લવાદે હંમેશાં સમાનતા પ્રથમ જાળવવી જોઇએજ.

લી૦

"તટસ્થ."

(૨)

"સાંજ વર્તમાન"ના અધિપતી જોગઃ—

સાહેબ,

તમારા પત્રના ગઇ તા. ૧૫મીના અંકમાં પાટણના જાણીતા જૈન આગેવાન શેઠ પુનમચંદ કોટાવાળાએ ચારૂપ કેસ સંબધમાં જે ચુકાદો

આપ્યો છે તે સામે કોઇ એ વ્યક્તિઓએ એ મુનીરાજોના અભિપ્રાયો મેળવી છપાવ્યા છે તે યોગ્ય થયું નથી. એ રીતે એક સારા કામને તોડી પાડવા માટેની કોશેશ કરવામાં આવી છે. જે જૈન કોમ માટે એક કુસુંપનું ચીન્હ છે.

એ ચુકાદો શું છે તે આપ જોઇ શકો તે માટે આ સાથે તેની એક નકલ મોકલું છું, જે ઉપરથી આપ જોઇ શકશો કે તેમાં જૈન ધર્મ વિરૂદ્ધ કાંઈ છે કે નહીં?

શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળા જૈન ધર્મના ચુસ્ત અનુયાયી છે અને જૈન કોમના તેમ પાટણના જૈન સંઘના એક આગેવાન છે એતો એક જાણીતી વાત છે. પાટણ ખાતે મળેલી જૈન કોન્ફરન્સની રીસેપ્શન કમીટીના પ્રમુખ તરીકે, કડી પ્રાંત મહાજનસભાના પ્રમુખ તરીકે અને વડોદરાની ધારાસભાના એક સભ્ય તરીકે તેઓએ મેળવેલી ફતેહો જૈન કોમ હંમેશ યાદ કરે છે, એટલુંજ નહીં પણ જૈન ધર્મપરની તેમની ચુસ્ત શ્રદ્ધા પણ જગજાહેર છે. એક એવી વ્યક્તિ એવું કામ કરે, કે જે જૈન ધર્મને નુકશાન કરનારૂં હોય તે તદ્દન અસંભવિત છે અને તેમનો ચુકાદો વાંચતાં આપને તેમ માલુમ પડયા વગર નહીં રહે.

મહેસાણા કોર્ટમાં જૈનોએ ફતેહ મેળવ્યા છતાં પણ પાટણના જૈન સંઘે તેમને લવાદ નીમ્યા હતા. તેજ બીના સાબીત કરે છે કે તેમાં કાંઇ પણ હેતુ હોવો જોઇએ. વળી સ્માર્ત પ્રજાએ પણ તેમને લવાદ તરીકે કબુલ્યા હતા એ બીના તેમના ન્યાય ઉપર દરેક કોમને સંપુર્ણ વિશ્વાસ હતો એમ સુચવે છે. વળી મુંબઇમાં પણ એ ચુકાદા પર વિચાર ચલાવવા એક કમીટી નીમવામાં આવી છે તેથી જો કોઇને પણ લવાદના ચુકાદાપર કાંઇપણ સલાહ આપવાનો કે ટીકા કરવાનો ખરો હક હોય તો તે પાટણના જૈન સંઘને અને તે પછી કમીટીને છે. તેઓમાંના કોઇએ હજી પોતાના અભીપ્રાયો બહાર પાડયા નથી તે છતાં દોડાદોડી કરી પોતાની મરજી માફકના અભીપ્રાયો મેળવીને છાપામાં દોડી જવાની જે તજવીજ કરવામાં આવી છે તે અર્થસુચક છે. આથી જે ભાઇચારાની લાગણી જૈનો અને અન્યદર્શનીઓ વચ્ચે છે તેને મોટો ધોકો પહોંચવાનો ભય રહે છે. આ વખત કોમ કોમ વચ્ચે કુસુંપ વધારવાનો નથી પણ જે કુસુંપ હોય તેને દુર કરી ઉલટી એકયતા વધારવાનો છે, છતાં ધર્મને નુકશાન થવાનાં બ્હાનાં હેઠળ આવી કોશેશો કરવામાં આવે છે, એ જૈન કોમનું દુર્ભાગ્ય છે.

# પરિશિષ્ટ ૧૨

હિંદુસ્થાન તા૦ ૨૦-૩-૧૭

## ચારૂપ જૈન કેસ. ચુકાદા સામે વાંધો શું છે?

હીંદુસ્તાનના અધીપતી જોગ.

સાહેબ,

પાટણ નજીક ચારૂપ તીર્થના સંબંધમાં જૈનો અને સ્માર્ત ભાઇઓ વચ્ચે ચાલેલા ઝઘડાના સંબંધમાં પાટણના જૈન સંઘના આગેવાનો પઇકી એક આગેવાન પુનમચંદ કરમચંદ કોટાવાળાએ જે લવાદ તરીકે ચુકાદો આપ્યો છે, તે ચુકાદાપર અગ્ર લેખ લખવા માટે આપે આપની કીમતી કટારો રોકી તે માટે અને તેની અંદર આપે જે વીચારો આપને પ્રમાણીકપણે યોગ્ય લાગે તે જાહેર કર્યા તે માટે જૈન કોમ આપનો આભાર માનશે. આપે આ લવાદનામાની બાબતમાં જે ટીકા કરી છે, તે ટીકાના પ્રમાણીકપણાપર શક લઇ જવાને મને અથવા કોઇને કોઇપણ કારણ નથી. હું પોતે તો ખાત્રીપુર્વક માનું છું કે તમારા જેવા સ્વતંત્ર પત્રમાં હમેશાં સ્વતંત્ર અને પ્રમાણીક વીચારોજ અગ્રલેખમાં જાહેર કરવામાં આવે છે.

કમનસીબે આ લેખમાં આપે જે ટીકા કરી છે તે ટીકા સંપુર્ણ વીગતો ની ગેરહાજરીમાંજ અને આ બાબતની પરીસ્થીતીના ઓછા જ્ઞાનથીજ થવા પામી છે. જો તમો પાસે સંપુર્ણ વીગતો હતે તો આપ જરૂરજ આપના લીડર નું રૂપજ કદાચ ફેરવતે. હું તેથી આપના પ્રમાણીકપણાપર વીશ્વાસ રાખી નીચેની વીગતો આપશ્રીના તેમજ આપના હજારો જૈન તેમજ જઇનેતર વાંચનારાઓની જાણ માટે પ્રગટ કરવાને અરજ કરીશ.

મહારે પહેલાં તો આપશ્રીને જણાવી દેવું જોઇએ કે લવાદ તરીકે શેઠ કોટાવાળાએ સ્માર્તોને જૈન ધર્મશાળામાંથી બે ઓરડાઓ અપાવી અને રૂા. ૨૦૦૦, તેમ ૪૫ ચોરસવાર જેટલી બીજી જમીન અપાવી તેથી જઇનો નારાજ થયા નથી. અલબત જો કે પાટણના જૈનોનો અમુક વર્ગ એમ બી માને છે કે આપવામાં આવેલો બદલો કાંઇક વધારે પડતો તો છે. પણ પાટણના અગર દેશાવરના જૈનોમાં અને જૈન સાધુઓ આ ચુકાદાની

નારાજ થાય છે, તેનું કારણ રૂપીઆ જેવી નજીવી બાબત નથી. જૈન કોમ બે હજાર તો શું? પણ તેથીબી વધુ રકમ ધર્મરક્ષણ અથવા સુલેહ રક્ષણ માટે આપવાને અચકાઇ નથી અને આ બાબતમા પણ અચકાઇ નથી, પણ ચુકાદાની વીરૂદ્ધતાનો મુદ્દોજ જુદો છે. શેઠ કોટાવાળાને લવાદનામું લખી આપ્યું ત્યારે લવાદ તરીકે શેઠ કોટાવાળાની જે ફરજ હતી તે માત્ર સંજોગો ધ્યાનમાં લઇ કોર્ટના કેસોનું પરીણામ ધ્યાનમાં લઇ સુલેહ સચવાય તેવી રીતે બંને પક્ષોનાં મન સાચવીને અમુક યોગ્ય લાગે તે બદલો નકકી કરવાનું હતું. પણ કોટાવાળા શેઠે પોતાના લંબાણ એવોર્ડમાં બીન જરૂરી ધાર્મીક ટીકા કરી છે, તેથી પાટણ અને પાટણની બહારના જૈનો અને જૈન સાધુઓમાં આ ચુકાદા સામે મજબુત અભાવ છે. આપ વ્યાજબી રીતે કહો છો કે કોઇબી ઝઘડાઓમાં જૈન સાધુઓએ ઉતરવુ જોઇએ નહિ. જૈન ધર્મ પણ સાધુઓને ઝઘડામાંથી દુર રહેવાને જણાવે છે પણ જૈન ધર્મ રક્ષણ વાસ્તે, શાસન સેવા વાસ્તે જૈન સાધુઓને પોતાનો મત આપવાને મના કરતું નથી બલકે દરેક ધર્મના ગુરૂઓની ફરજ છે કે તેઓએ પોતપોતાના ધર્મપરના હુમલાઓમાંથી પોતાના ધર્મનો બચાવ કરવો.

કોટાવાળા શેઠ જૈન છે. જેઓ જૈનોના અગર જૈન ધર્મના દુશ્મન નથીજ તેમ તેઓ સ્માર્તોના ખાસ મિત્ર નથી. તેઓએ જે • ટીકા ધર્મની બાબતો પર કરી છે, તે તેઓએ તો પ્રમાણીકપણેજ અગર ધાર્મીક તત્વોની સંપુર્ણ સમજની ગેરહાજરીમાંજ કરી હશે. પણ જો આ ટીકા તેથી ચાલી જવા દેવામાં આવે તો તેનું પરિણામ જૈન તીર્થોના બીજા ચાલતા મુકરદમામાં કદાચ બીનઇચ્છવાયોગ્ય આવે કારણકે આ ચુકાદો (ટીકા સાથે) પુરાવા તરીકે સામા પક્ષવાળાઓ રજુ કરે. આવા તીર્થોના મુકરદમાઓના ચુકાદા હમેશાં પુરાવા તરીકે તીર્થોના જઘડાઓમાં વપરાય છે. આ સંજોગોમાં જો જૈન સાધુઓ મૌન રહે તો તેઓએ જૈન ધર્મ રંક્ષણના પોતાના કાર્યમાં ગફલતી બતાવી છે. એમજ કહેવાય. આપ તેથી સમજી શકશો કે જૈન સાધુઓએ ખાસ કરીને આ કેસમાં પોતાનો જે મત આપ્યો છે તે મત આપવાની પોતાની મુખ્ય અને અગત્યની ફરજને બજાવ્યા કરતાં કંઇ વિશેષ કર્યું નથી.

જૈન સાધુઓ શેઠ કોટાવાળાના ચુકાદાપર જે મત આપે છે તે મત ચુકાદામાં નાણાને લગતી બાબતોપર છેજ નહીં જૈન સાધુઓનું તે બાબતો પર ઉતરવાનું કામ નથી. જૈનો અને જૈન સાધુઓમાં મ્હેં જણાવ્યું તેમ જે વાંધો ચુકાદાના સંબંધમાં ધરાવે છે તે વાંધો ચુકાદામાં શેઠ કોટાવળાએ

કરેલી કેટલેક ઠેકાણે બીન જરૂરી ટીકા છે, આ ટીકા જાણીબુજીને થઇ છે એમ જૈન સાધુઓ કહેતા નથી પણ તેઓ જણાવે છે કે આ ટીકાને લઇને ચુકાદો વાંધા ભરેલો છે અને ટીકાના સંબંધે ચુકાદો રજીસ્ટર નહીં થવા દેવો.

કેટલેક ઠેકાણે આ ચુકાદો એકતરફી ગણાતો અગર કહેવાતો હશે: અને આ માન્યતા કોઇ ઠેકાણે હોય તો તેનું કારણ એ છે જે આ ચુકાદો મહેસાણા અપીલ કોર્ટમાં જૈનો જીત્યા પછી અપાયો હતો એટલે જૈનો એમ ધારતા હતા કે સ્માર્તોને અડધે રસ્તે મળવામાં આવશે. આપ કહો છો તેમ શેઠ કોટાવાળા સ્માર્તોના કાંઇ ખાસ મીત્ર નથી એ વાત ખરી છે પણ એ વાતભી ખરી છે કે કોટાવાળા શેઠના પીતાશ્રીની તીથી સ્માર્તો પણ પાટણમાં પાળે છે. આ માન વ્યાજબી રીતે ઘણું મોટું માન કહેવાય છે અને તે માટે આખી જૈન કોમ મગરૂર છે. પણ આ ઝઘડો ઉભો થતાં સ્માર્તો આ તીથી પાળવી બંધ કરશે એવો ભય હતો. આ ભય અમલમાં ન આવે તે માટેજ શેઠ પુનમચંદે ચુકાદામાં સ્માર્ત ભાઇઓને વીશેષ સંતોષ આપ્યો છે એમ હું કહેતો નથી પણ આ સંજોગોના સબબે ચુકાદો એકતરફી હોય એવો કોઇ ઠેકાણે શક રહેતો હોય તો તે શક તદન પાયા વગરનોજ છે એમ તો કહેવાશે નહી. પણ આતો ચુકાદાની એક બાજુની વાત છે. જૈનો અગર જૈન સાધુઓ તેથી કાંઇ આ ચુકાદા વીરૂદ્ધ થયા છે એમ છે નહી. મેં ખુલ્લા શબ્દોમાં જણાવ્યું છે અને ફરી જણાવું છું કે ચુકાદાના સંબંધમાં તે વાંધો તો છેજ નહિ જે વાંધો હતો અને હજી પણ છે તે ચુકાદાની અંદરની ટીકા સામે છે. આ ટીકા કરવાની કંઇ ખાસ જરૂર હતીજ નહી અને તે છતાં શેઠ કોટાવાળા જેવા કુનેહી ગ્રહસ્થ કેમ આ ટીકામાં ઉતરી ગયા હશે તે સમજવું મુસ્કેલ છે પણ ટીકા જયાં છે તે વાંધા ભરી કોઇને જણાતી હોય. તો તે સામે પ્રોટેસ્ટ કરવાનો હક નથી એમ આપ જેવા સ્વતંત્ર અધીપતી સાહેબ કદી કહેજ નહી. હું ધારૂં છું કે આ ખુલાસાથી આપને તેમજ આપના હજારો વાંચનારાઓને ચારૂપ જૈન કેસના લવાદ તરીકે શેઠ કોટાવાળાના ચુકાદાના સંબંધમાં જે વીરૂધ્ધતા છે તે વીરૂધ્ધતા મુખ્યત્વે કરીને ચુકાદાની અંદરની ટીકા સામે છે એમ સમજાયું હશે.

વળી આ ચુકાદાપરથી બન્ને પક્ષો વચ્ચે સુલેહ થઇ છે એમભી નથી ચારૂપમાં જૈન ઘર એક પણ નથી એટલે જૈન મુર્તીઓના અપમાનનો

ભય ભવીષ્ય માટે ન રહે તે હેતુથી પાટણના જૈન સંઘે ચારૂપ ગામમાં-થી જૈન દેવોની મુર્તીઓ પાટણ લાવવા એક કમીટી આ ચુકાદો અપાયા પછી નીમી છે અને સ્માર્તોએ સત્તાધિકારીઓને જૈન મંદીરના અંગે એક વ.. અરજી કરી છે તેમ સંભળાય છે હવે પછી તેનું પરિણામ જે આવે તે જણાશે.

લી૦ એક
જૈન.

## પરિશિષ્ટ ૧૩.

શ્રી સયાજીવિજય વડોદરા. તા૦ ૨૨-૩-૧૯૧૭

## ચારૂપમાં નવું શિવાલય.

### મે. નીંબાળકર સાહેબને હસ્તે થયેલું મુહુર્ત.

ચારૂપના જૈન-સ્માર્તના ઝઘડાનું સમાધાન શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાના લવાદનામાથી થયા પછી ચારૂપમાં શ્રીશામળેશ્વરની ફરી પ્રતિષ્ઠા કરવા માટે નવિન મંદિરના ખાતમુહુર્તની ક્રિયા મે. સરસુબા નીંબાલકર સા૦ના હસ્તે ગઇ તા ૯મીએ થઇ હતી.

પાટણથી બપોરે મે૦ નીંબાલકર, મે. જોગળેકર અને મે. વહીવટદાર સેવકલાલભાઇ તથા સ્માર્તપ્રજાના આગેવાનો અને આમંત્રીત ગૃહસ્થો લગભગ પાંચસો જેટલી સંખ્યામાં વાજતેગાજતે ચારૂપ જવા ઉપડયા હતા. ચારૂપ સ્ટેશનથી ગામનો રસ્તો શણગાર્યો હતો ચારૂપના પરમાર રાજપુતો અને રહીશો લગભગ હજાર માણસો-ગાડાંઓ સ્ટેશને ગયાં હતાં.

દેવાલય પાસે મોટો મંડપ ઉભો કર્યો હતો.. ભકત ઠાકરડાઓએ મંદિર નજીકનાં મકાનો પાડી નંખાવી બીજે નિવાસ કર્યો હતો અને તેથી નવા મંદિરને સારી જમીનની છુટ મળી હતી. મકાનોના માલીકને પઇસા આપી મકાનો મંદિર ખાતે ખરીદી લીધાં હતાં. મંડપમાં પેસતાં હીંદુઓના શેઠ શ્રીયુત ચુનીલાલ મગનલાલે રૂપાનાં પુષ્પોથી મે. નીંબાળકર સા૦ વગેરેને વધાવ્યા હતા. અને બીજાં પુષ્પોની વૃષ્ટિ પણ તેમણે સનાતન સ-

મુદ્દાયપર કરી હતી. બાદ મી૦ ભાઇલાલે શંકરની પ્રાર્થના અને શ્રીમંતની પ્રશંશા હાર્મોનીયમ સાથે કવિતાઓમાં ગાઇ હતી.

## મી. ઉમીયાશંકર લાખીયાનું ભાષણ.

બાદ શ્રીયુત ઉમીયાશંકર મણીશંકર લાખીયાએ ભાષણ કરતાં જણાવ્યું કે,-

આજની શુભક્રિયાનો પ્રારંભ મે. સરસુબાસાહેબને હસ્તે થાય તે અગાઉ બે શબ્દો બોલવાની રજા લઉં છું. આ સમારંભ માટે આપણે જયાં અત્યંત ઉત્સાહથી આવ્યા છીએ તે ચારૂપ ગામ પ્રથમથીજ આવી સ્થિતિમાં ન હતું, પહેલાં આ ગામની વસ્તી વધારે હતી. અને ઉચ્ચવર્ણના લોકોનું-એટલે વ્યાપારકુશળ જૈનો અને ધર્મસંરક્ષક બ્રાહ્મણોનું આ ગામ નિવાસસ્થાન હતું. આ કારણને લીધે તેની આબાદી પણ હાલ કરતાં તે સમયે વધુ હતી અને જે શિવાલયના સંબંધમાં થોડાજ સમય ઉપર વિવાદનું કારણ ઉપસ્થિત થયું હતુ તે પણ ઘણા જુના વખતનું હોવાનાં પ્રમાણ મળી શકે છે.એટલે અહીંના વૃદ્ધ લોકોને આજના પ્રસંગે અહીં આવેલા સદ્ગ્રહસ્થોની હાજરીથી ક્ષણભર આ ગામની જુની સમૃધ્ધિનું ભાન થાય તે સ્વાભાવિકજ છે. મે૦ સરસુબા સાહેબે અહીં પધારીને આ ધાર્મિક ક્રિયા કરવાની આપણી વિનંતી સ્વીકારી આ પુરાણા ગામને તેની આગળની જાહોજલાલી પુનઃ પ્રાપ્ત કરવાનું એક દ્વાર ખોલી આપ્યું છે, એમ કહું તો તે અતિશયોક્તિ નથી.

જૈનો અને સમસ્ત હિંદુ પ્રજા વચ્ચે જે ધાર્મિક મતભેદ થોડા વખત ઉપર ઉભો થયો હતો તેનું સમાધાન બન્ને કોમને સંતોષપ્રદ રીતિએ મે૦ શેઠ કોટાવાળા તરફથી કરવામાં આવ્યું છે તે બદલ, સર્વ સનાતનીય પ્રજા તરફથી તેઓ શેઠનો હું આભાર માનું છું.

વર્તમાન સંયોગમાં દેવાલયની ખાતક્રિયા માટે સલાહ શાંતિથી પ્રજા એકઠી થાય એ બનાવ ખરેખર સંતોષકારક અને અભિવંદનીય છે કારણ કે ચાલુ લડાઇને અંગે દુશ્મનો તરફથી દેવાલયો ઉપર અને અન્ય ધાર્મિક સંસ્થાઓ ઉપર જે અત્યાચાર થાય છે તેનો હેવાલ વાંચતાં આપણું હૃદય કંપે છે. દુનિયાના મોટા ભાગમાં જયારે અત્યારે અશાંતિ, ધર્મલોપ, અને

ખોરાકની પણ તંગી છે ત્યારે આપણે અહીં તદ્દન નિર્ભય રહી આ ધર્મ-સંવર્ધક ક્રિયાઓ કરી શકીએ છીએ તેનું માન આપણી ચતુર અંગ્રેજ સરકારને અને તેટલુંજ પ્રજાહિતતત્પર આપણા શ્રીમંત મહારાજા સાહેબ ને ઘટે છે. તે માટે આપણે તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે. પ્રત્યુપકારમાં મિત્ર રાજ્યોની ફતેહ અને કૃપાળુ શ્રીમંત મહારાજા સાહેબનું દીર્ઘાયુષ તથા અધિક અભ્યુદય અંતઃકરણ પૂર્વક ઇચ્છીએ છીએ.

અધિક આનંદનું કારણ આજની ક્રિયા માટે બહુજ યોગ્ય નેતા મળ્યા છે તે છે. જ્યારે અહીં ઉપરોક્ત બનાવ બન્યો ત્યારે તેની ફરીયાદ સાંભળવા ના. દીવાન સા૦ સાથે મે૦ નીંબાળકર સાહેબજ દૈવયોગે અહીં હતા અને શંકરકૃપાથી તેનું સમાધાન સાંભળવા તથા નવા શિવાલયનો પાયો નાખવા પધારવાની આપણી વિનંતી પણ તેઓએજ સ્વીકારી છે આ ઇચ્છાપત્તિ એ ભાવિશિવાલયની કીર્તિ અને ગૌરવનું ચિન્હ છે.

મે. નીંબાળકર સા૦ યુરોપાદિ પ્રદેશોમાં પ્રવાસ કરી આવેલા હોઇ પશ્ચિમની પ્રગતિ અને સંસ્કૃતિથી પણ વાકેફગાર છે અને તેમના હાથે આજે પુર્વની આ પુરાણી ધાર્મીક સંસ્થાનો પાયો નંખાય છે એ બનાવ ખરેખર આનંદદાયક છે આ દેશની ધર્મપ્રવર્તક સંસ્થાઓને તે દેશના વિચારોથી પણ સમર્થન મળતુ હોય એમ સહજ લાગે છે મે. સરસુબા સાહેબની સાથે અહીં પધારેલા મે. જોગલેકર સાહેબનો પણ આપણે ઘણો ઉપકાર માનવાનો છે કારણ કે તેમણે શુભ કાર્યમાં ભાગ લેઇ ઉત્સાહમાં વૃદ્ધિ કરી છે.

મે. નાયબ સુબા શીરગાંવકર સાહેબે પણ ખાસ આજ પ્રસંગને માટે અહીં આવવા તસ્દી લીધી છે અને આ માંગલીક કાર્યમાં અનુમોદન આપ્યું છે તે માટે તેમનો ઉપકાર માનું છું. બંને પ્રજાહિતચિંતક સદ્ગૃહસ્થોની સમક્ષ જે ક્રિયાનો આજે પ્રારંભ થાય છે તે ઉત્તરોત્તર સફળ થાઓ અને સમસ્ત સનાતન ધર્માનુયાયી લોકોનું 'સદાશિવ' સદા 'શિવ' જ કરો, એટલું ઇચ્છી પ્રસ્તુત કાર્યની શરૂઆત કરવા મે૦ સરસુબા સાહેબને સવિનય વિનતી કરૂં છું

બાદ રા. લાખીયાએ વધુમાં જણાવ્યું કે આપ સઘળાઓ જાણીને ખુશ થશો કે પાટણના શેઠ હરગોવીંદદાસ મોદીએ શામળેશ્વરનું નવિન ભવ્ય મદીર પોતાના ખર્ચે બંધાવી આપવા ઇચ્છા દરશાવી છે એ

તરફની રૂ. ૨૦૦૦)ની રકમ તેમાં ખરચવી નહિ. વળી શ્રી. મહારાજા સા.ની પધરામણી વખતે રૂ ૧૫ હજારની સખાવત બોર્ડીંગ માટે જાહેર કરનાર શેઠ ઉજમસી પીતાંબરદાસે પણ એક કુવો અને એક ધર્મશાળા બાંધી આપવા ઇચ્છા દર્શાવી છે અને ગામના લોકોએ મજુરી મફત કરવા ઇચ્છા જણાવી છે વીગેરે.

રા. વિદ્યાશંકર કરૂણાશંકર વકીલે ટેકો આપતાં જણાવ્યું કેઃ– આ રાજયમાં સાર્વજનિક સંસ્થાઓના પાયા નાખવાની ક્રીયા ઘણા સજ્જન અમલદારોના હસ્તે થઈ છે પણ દેવાલયોનો પાયો નાંખવાની ક્રીયાની પહેલ આજે થઈ છે અને તેથી મે૦ નીંબાળકર સાહેબને તે ક્રીયા કરવા વીનંતી કરૂં છું. વળી શ્રીયુત મોદી તથા શેઠ ઉજમસીભાઈની ભારે સખાવતો માટે ઉપકાર માનું છું વગેરે જણાવ્યા બાદ રા. લજ્યાશંકર જોષીએ પ્રસંગોચિત કવિતા વાંચ્યા બાદ રા. મણિશંકરે સંસ્કૃત શ્લોક અને કવિતા વાંચી હતી.

## મે. નીંબાળકર સાહેબે ભાષણ

શરૂ કરતાં જણાવ્યું કે મને આ મગંળક્રિયા માટે નિમંત્રણ કરવા માટે આપ સર્વનો જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે. આ કાર્ય મારા હાથે થશે તેવો સ્વપ્ને પણ મને ખ્યાલ ન હતો કારણ કે શ્રીમન્માધવતીર્થ મહારાજ શંકરાચાર્ય હયાત હોત તો આ ક્રિયા તેમનાજ હસ્તક થાત. સનાતન પ્રજાના આગેવાનો લગભગ દોઢ વર્ષથી સતત મહેનત કરે છે અને તેથીજ આજે આ શુભ પ્રસંગ પ્રાપ્ત થયો છે અને તેનું માન પ્રયત્ન કરનારા આગેવાનોને ઘટે છે.

આ રાજ્ય ગૌબ્રાહ્મણ પ્રતિપાળ છે અને શ્રી૦ મહારાજા સાહેબ દરેક પ્રજાના ધર્મો સમાન લેખે છે. તેમના રાજ્યમાં આવો ધાર્મિક ઝઘડો ઠીક ન હતો પણ તેનું સારૂં સમાધાન શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાએ કરી આપ્યું છે તે માટે તેમને ઘણો ધન્યવાદ ઘટે છે.

શ્રી૦ મહારાજા સાહેબ ધર્મ તરફ ઘણી ઉમદા લાગણી રાખે છે અને દર વર્ષે પાંચ લાખ રૂપીઆ ખર્ચે છે અને જૈનો, મુસલમાનો, વૈષ્ણવો દરેકને મદદ આપે છે.

બન્ને કોમોએ શેઠ પુનમચંદ કોટાવાળા પર વિશ્વાસ મુકયો એ શેઠની ન્યાયપ્રિયતા સુચવે છે અને લોકોની સંપ તરફની રૂચી ધન્યવાદને પાત્ર છે.

હું ના૦ દીવાન સાહેબ સાથે દુષ્કાળની તપાસે આવેલો ત્યારે અહીંના લોકોએ આ ફરીયાદ અમને સંભળાવેલી ત્યારે જે દીલગીરી અમને થતી હતી તે આજના સમાધાન પ્રસંગે અને મહોત્સવે દૂર કરી છે વગેરે જણાવીને ખાતક્રિયા કરી હતી. બાદ વહીવટદાર

### મે૦ સેવકલાલભાઇએ

સ્માર્ત પ્રજાના પ્રતિનીધી તરીકે મે૦ નીંબાળકર સા૦નો તથા મે૦ જોગળેકર સા૦ અને મે૦ શીરગાંવકર સાહેબ વગેરે સર્વનો આભાર માન્યા બાદ રા. કવિ અંબાલાલ લજ્યાશંકર આચાર્યે ભાષણ કરતાં સંપ અને સલાહશાંતિ માટે સારૂં વિવેચન કરી એક કવિતા ઘણીજ ઉત્તમ શૈલીની વાંચી હતી.

બાદ મેળાવડો વિસર્જન થતાં સઘળા સ્ટેશને આવ્યા હતા, અને મે૦ નીંબાળકર સાહેબે ઝાડના છાંયડા નીચે વીલેજમીનીસ્ટર પેઠે તુરી, જોગી, ઢોલી વગેરે લોકોની ગમ્મત અને ગાનતાનનો લાભ લઇ ઇનામો આપ્યાં હતાં. બાદ ટ્રેનમાં પાટણ થઇ આગળ જતાં પાટણ સ્ટેશને મે. વહીવટદાર સાહેબે હાર કલગી પાનસોપારી આપ્યાં હતાં.



## પરિશિષ્ટ ૧૪.

**હિંદુસ્થાન તા. ૨૩ મી માર્ચ સને ૧૯૧૭.**

## ચારૂપના સમાધાન વિષેની ચર્ચાઓ.

'હિંદુસ્થાન'ના અધિપતી જોગ,

સાહેબ,

ચારૂપના સમાધાનની ખરી બીનાઓ બહાર લાવવાને લખાએલું નીચલું ચર્ચાપત્ર હિંદુસ્થાનમાં પ્રસીધ્ધ કરી ઉપકૃત કરશો.

પાટણ પાસેના પ્રાચીન અને પવીત્ર તીર્થ ચારૂપના દેવાલય સંબંધી મોટો ઝઘડો જૈનો અને સ્માર્તધર્મીઓ વચ્ચે ઘણા વખતથી ચાલતો હતો, તેનું ઊપરોકત ઊભય કોમો તરફથી નીમાયલા પ્રતીષ્ઠીત લવાદ શ્રીમાન શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાએ જે ઠરાવ લખી સમાધાન કર્યું છે તે ઠરાવને માટે જૈન કોમમાં કેટલાક જૈનોએ વિવિધ ચર્ચા શરૂ કરી છે. અને એક બે મુનીમહારાજોએ પણ એ અઘટીત ચર્ચાને અનુમોદન આપવાથી કોમમાં કુસંપ થવા જેવી સ્થિતી થઇ છે. શેઠ કોટાવાળાનો એવોર્ડ બહાર પડયા પછી કેટલાકોએ મુંબઇના પાટણવાસીઓના સંઘમાં કોલાહલ મચાવી એક બે મીટીંગો મળી હતી પણ તેમાંની એક પ્રમુખના અભાવે અને બીજી સંઘના કાયદા બહારની ગણાઇ હતી છેવટે સત્યાસત્યનો નિર્ણય કરવાને અધીકારનીયુકત પાંચ ગ્રહસ્થોએ સંઘ બોલાવી એવોર્ડમાં ધર્મ તથા તીર્થોને હાનીકર્તા લખાણ છે કે કેમ તેનો ધારાશાસ્ત્રીને પુછી નિર્ણય કરાવવા એક વગવળી કમીટી નીમી જૈન ધારાશાસ્ત્રીને એવોર્ડ બતાવવા તજવીજ કરી અને હું ધારૂંછું કે કોઇપણ ચુસ્ત જૈન ધારાશાસ્ત્રી એવોર્ડ લખાણ માટે વાંધો કહાડી શકે તેમ છેજ નહીં કારણકે આણંદજી કલ્યાણજીની પેઢીના ટ્રસ્ટી શ્રીમાન હરીલાલભાઇ તથા અમદાવાદના જાણીતા જૈન વકીલ સાંકળચંદભાઇ અને બીજા પણ બે ચાર જૈન કાયદાશાસ્ત્રીઓએ એવોર્ડ માટે પ્રશંસાવાળા અભીપ્રાયો આપેલા છે આમ છતાં વીઘ્નસંતોષીઓએ અંગત ઇર્ષાને લીધે વા કેટલાકોએ ઊંડા ન ઊતરવાથી ગેરસમજને લીધે અઘટીત ચર્ચા ઊપસ્થીત કરી છે એ દીલગીર થવા જેવું છે વળી સંઘનાયક નગરશેઠે એવોર્ડ બહાર પાડતાં લવાદને ફુલહારથી સન્માન આપ્યું હતું.

એવોર્ડ લખતાં પહેલાં સંજોગો નીચે પ્રમાણે હતા. :—

૧ પાટણની કોર્ટમાં ઠરાવ સનાતનીઓના લાભમાં થયો હતો અને અપીલમાં મહેસાણામાં ઠરાવ જૈનોના લાભમાં થતાં તેનાપર વડોદરા વરીષ્ઠકોર્ટમાં અપીલ કરેલી હતી અને તેનો ચુકાદો જૈનોના લાભમાં આવશેજ એવી ખાત્રી ન હતી પણ વખતે વિરૂધ્ધ પણ જવા સંભવ ખરોજ, અને

૨ ચારૂપના શ્રી શામળાજીના દેવાલયને કડી પ્રાંત સુબાએ સાર્વજનીક ઠરાવી દર્શન, બાધાઓ વગેરેની સર્વને છુટ આપી હતી અને જૈનોએ તેનાપર કરેલી અપીલ હાઇ કોર્ટે કાઢી નાખી હતી.

આવા સંજોગોને લીધે દીર્ઘદર્શી જૈનોએ લવાદથી સમાધાન કરાવી લેવાનું દુરસ્ત ધાર્યું અને શેઠને અત્યાગ્રહથી વિનંતી કરતાં તે તેમણે સ્વીકારી અને સનાતનીઓએ પણ શેઠની પ્રતીષ્ઠા અને યોગ્યતાથી જાણીતા હોવાથી સંપુર્ણ વિશ્વાસ રાખી સમાધાન કરવા સોંપ્યું. સનાતનીઓ અસલ જગોએથી મહાદેવને ખસેડવા જરા પણ ખુશી ન હતા. અગાઊ પણ ચાર હજાર રૂપીઆ આપવાની તજવીજ થઇ હતી પણ સનાતનીઓ-એ તે સ્વીકાર્યું ન હતું, છતાં બંને કોમોમાંથી કલેશનો નાશ થાય તે અર્થે શેઠ સાહેબે સનાતનીઓને સમજાવી દીર્ઘદ્રષ્ટી વાપરી ફકત ૨૦૦૦) રૂપીઆ આપવાના તથા થોડીક ધર્મશાળામાંથી જમીન આપવાની ઠરાવી મહાદેવને અલગ કર્યા અને જૈનો તથા સ્માર્તો વચ્ચે પુનઃ કલેશ ન થાય તેના માટે પણ અગમચેતી વાપરી જે શબ્દો લખ્યા છે તે તેમની કાબેલી-યત માટે માન પેદા કરે છે. વળી જૈન ગૃહસ્થોએ પણ જે જમીન એવોર્ડમાં આપવાની લખેલી છે તે શેઠને બતાવીને તે આપવાની ઇચ્છા એવોર્ડ આપતાં પહેલાં બતાવેલી હતી અને રૂપીઆ ૨૦૦૦) આપ-વાને પણ ઇચ્છા બતાવી હતી. સમાધાનને માટે આ રસ્તો શેઠને પણ યોગ્ય લાગવાથી શેઠ ચુનીલાલ મગનલાલ અને શેઠ મંગળચંદ લલ્લુચંદ પાસેથી રૂપીઆ બાબત ચીઠી કરાવી લીધાનું પણ જગજાહેર છે. વળી જૈનોએ પોતાના વકીલ પાસે એવોર્ડનો મુસદો કરાવી શેઠને આપ્યો હતો અને તેના પર નજર રાખી શેઠે એવોર્ડ તઈયાર કરેલો છે, છતાં પાછ-ળથી શબ્દોને માટે ખોટી મારામારી કરી ચર્ચા કરવામાં આવે છે અને કયા શબ્દો વાંધાવાળા છે તે સુદ્ધાંત ચર્ચા કરનારા જણાવતા નથી એ આશ્ચર્ય પામવા જેવું છે.

જૈનધર્મ અને જૈનતીર્થોને માટે શેઠ કોટાવાળા ઘણી શ્રદ્ધા ધરાવે છે અને તેથીજ એવોર્ડમાં તેમણે જૈન ધર્મના ગૌરવને શબ્દેશબ્દમાં સંભાળ્યું છે. જૈનોના વકીલે તૈયાર કરેલો મુસદ્દો કે જેનાપર દ્રષ્ટિ રાખી શેઠે એવોર્ડ લખેલો છે તે હાલ પાટણમાં બીરાજતા મુનીમહારાજ શ્રી ધર્મવીજયજીને પણ બતાવવામાં આવ્યો હતો; છતાં શેઠ કોટાવાળા જેવા મોભાદાર સદ્‌ગ્રહસ્થપર એકતરફીનો આરોપ મુકી સત્યના સુર્ય તરફ ધુળ ઉછાળવામાં કંઇપણ માનવબુધ્ધીનો વીકાસ જણાતો નથી. એવોર્ડમાં લખાયેલા શબ્દોથી ચારૂપના તીર્થને ઊલટુ સુરક્ષીતપણું મળે છે અને જૈન ધર્મ પ્રમાણે સઘળી ક્રીયા ત્યાં નીર્વીઘ્ને થઇ શકે અને સનાતનીઓ

તેમાં કંઇ દાખલ કરી ન શકે તેના સ્પષ્ટીકરણને સારૂજ ગોળગોળ શબ્દો ન લખતાં બંનેના પોતપોતાના દેવાલયમાં સ્વધર્મ પ્રમાણે વીધી કરવાનું સ્ફોટન કરવામાં આવ્યું છે સ્પષ્ટીકરણ જો ન કર્યું હોત તો સનાતનીઓ પોતાના અલગ મંદીરમાં હવન ન કરતાં એક બે વખત હવનૂ કેસ ઉભા થયા છે તેમ અમારો અસલનો ક્રમ છે કહીને જૈનદેવાલય આગળ હવન વીગેરે કરત અને તે હમેશાંનું કજીયાનું મુળ રહેત એ બાબત અગમચેતી વાપરીનેજ બંનેને અલગ કરી, હદમર્યાદા નક્કી કરી પોતપોતાના આલયમાં ધર્માનુસાર વીધી કરવા સુચવેલું છે. સનાતનીઓને પોતાના ધર્મ પ્રમાણેની ક્રીયા કરવાની મના કરવાનો અધીકાર લવાદને હોઇ શકેજ નહિ અને વળી મહાદેવના મંદીરમાં હીંસા વીગેરે પાપ કદીપણ થઇ શકતું નથી એમ તેમનાં શાસ્ત્રો કહે છે અને હીંસાને સખ્ત રીતે નીંદે છે. સનાતનીઓ પોતાના મંદીરમાં ગમે તે ધર્મવીધી કરે તેમાં જૈનોને કંઇ લેવાદેવા છેજ નહીં. મુનીમહારાજોએ આ બાબતમાં સત્યનું ઊંડાણ તપાસીને, સઘળા સંજોગો જોઇને અને કાયદાની પુરી માહીતી મેળવીનેજ અભીપ્રાય આપવો જોઇએ. મુનીશ્રી હંસવીજયજી અને મુનીશ્રી લબ્ધીવીજયજીએ આમ છતાં સંઘને ઉશ્કેરનારા અને અજ્ઞાન લોકોનું હથીયાર બને તેવા શબ્દો શા માટે લખ્યા તે સમજાતું નથી. હું તો ધારૂં છું કે સઘળા સંજોગો મુનીરાજોના પણ જાણવામાં ન હોવાથીજ આમ બન્યું છે એવોર્ડ જૈનોના અત્યાગ્રહથી, અનુમતીથી અને જૈનોના ધર્મ લાભનો વીચાર કરી લખાયો છે અને સંઘ તેની તપાસ કરવાની ફરજ બજાવી ચુકયો છે સનાતનીઓએ જેમ સુલેહ શાન્તીને કાજે સંતોષ પ્રદર્શીત કર્યો છે. તેમ જૈનોએ પણ સુલેહની કીંમત સમજવીજ જોઇએ, અને પવીત્ર મુનીમહારાજાએ પણ ભ્રાતૃભાવ વધે તેવો ઉપદેશ આપવો જોઇએ, કારણકે એવોર્ડના શબ્દેશબ્દમાં ન્યાય દેવતાનો નીવાસ છે. અસ્તુઃ

લી૦

'જૈન તટસ્થ.'



# પરિશિષ્ટ ૧૫

હિંદુસ્થાન તા૦ ૨૪-૩-૧૭

## ચારૂપ જઇન કેસ.



## કેટલાક જઇન સાધુઓનો અભિપ્રાય.

પાટણ ચારૂપ કેસના સંબંધમાં શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાએ જે ચુકાદો આપ્યો છે તે સંબંધી કેટલાક જઇન સાધુઓના અભીપ્રાય અમો ઉપર મોકલી આપ્યા છે. જઇન સાધુઓ તરફથી જે અભીપ્રાયો બાહર પાડવામાં આવે છે તેમાં લવાદના ચુકાદાના કયા ભાગ સામે તેઓ વાંધો ઉઠાવે છે તે જણાવવામાં આવ્યું નથી એ દીલગીરી ભર્યું છે પણ તેઓ જે અભીપ્રાય ઉપર આવ્યા છે તે જઇન વાંચકોની જાણ માટે અમે પ્રગટ કરીએ છીએ.

મુ. કપડવણજ

ફા. વ. ૯

પુજયપાદ- જઇનાચાર્ય ૧૦૦૮ શ્રી શ્રીમાન શ્રીમદ્વીજય કમળ સુરીશ્વરજી મહારાજ તથા શ્રીમદ જઇન રત્ન વ્યાખ્યાન વાચસ્પતી મુની શ્રી લબધીવીજયજી મહારાજ આદી મુની મંડળકી તર્ફસે તત્ર.

મુ. મુંબાઇ મધે શુશ્રાવક દેવગુરૂ ભકતીકારક શા. લહેરૂચંદ ચુનીલાલ કોટવાલ તથા શા. મણીલાલ ચુનીલાલ મોદી તથા અમીચંદ ખેમચદ તથા શા. હીરાલાલ લલ્લુભાઇ કાપડીયા, શા. મણીલાલ રતનચંદ વઇદ, આદી સમસ્ત શ્રી સંઘ યોગ ધર્મલાભપુર્વક વીદીત રહેકી યહાંપર શ્રી દેવગુરૂ ધર્મકે પ્રસાદસે સુખસાતા હઇ.

વી. તુમ્હારા પત્ર તથા છપી હુઇ ચુકાદાકી નકલ ઓર હેન્ડબીલ આદી પહુંચે. અત્યંત ખેદકે સાથ લીખા જાતા હઇ કી કોટાવાલા

શેઠ પુનમચંદ કરમચંદ ને પરમ પવીત્ર પ્રાચીન શ્રી ચારૂપ તીર્થ કે સંબંધમેં જયો ચુકાદા લીખા હઇ વો એકતરફી હોનેસે જઇન શ્રી સંઘકો કબુલ કરના યોગ્ય નહી હઇ.

ઓર મેસાણા કોર્ટમે જીસ કેસમે જઇન લોકાંકી જીત હુઇથી તો ફીર ઉસ કેસકે લવાદનામા ઉકત શેઠજીકો સોંપનેકી કયા જરૂર—તથી. ઓર ચુકાદાભી એકહી તર્ફકા—લીખા ગયા હઇ યદી વો ચુકાદા કાયમ રહા તો ભવીષ્યમેં ઉસ ચુકાદેસેં અપને પ્રાય સર્વ જઇન તીર્થોમે ઓર ગ્રામ વ શહેરેકે દેરાસરોમેં બડા ભારી ભયંકર નુકશાન જઇન શ્રી સંઘકો ઉઠાના પડેગા.

કયોંકી પ્રાય અનેક જઇન મંદીરોમેં બ્રાહમણ પુજારીયોને સ્વપુજા કરનેકે લીયે મહાદેવ આદી દેવોકી મુર્તીયે રખી હઇ ઓર જઇનોને લીહાજ તથા દયાભાવસેં નહીં રોકા ઇસલીયે યહ ચુકાદા ઉન ઉન સ્થાનો—પર અત્યંત હાનીકારક હો જાયગા. વાસ્તે જો જઇન લોક ઇસ વખત કું—ભકરણકી નીદમેં પડે રહેં ઔર ચુકાદા રજીસ્ટર હો ગયા તો સાસનકી હાની હોનેમેં જરાભી સંદેહ નહી સમજના. કયાંકી ઇસ ચુકાદેકે વાંચનેસે ધર્મીષ્ટ સભી જઇનોકે મન અત્યંત દુઃખીત હોતેહઇ ઇસ લીયે પાટણ આદી સમસ્ત જઇન સકળ શ્રી સંઘકો શેઠજીકે લીખે હુએ ચુકાદેપર પુર્ણ ધ્યાન દેતે હુએ જલદી હી યોગ્ય બંદોબસ્ત કરના ચાહીયે.

વી. ધર્મકાર્યમે ઉધ્ધમ રખના. દ. મુની ગંભીરવીજયકી તર્ફસેં ધર્મલાભ વાંચના.

પાલીતાણા તા૦ ૯–૩–૧૭

લી૦ સદગુણાનુરાગી કપુરવીજયજી તરફથી ધર્મ લાભ સહ નીવેદન કે તમારા પત્રથી હકીકત જાણી નકલો વાંચી. અન્યત્ર પણ વાંચ-વામાં આવેલી ત્યારે મી૦ કોટાવાળા પોતે એક જઇન છતાં અને કેસની વસ્તુસ્થીતી સમજતા હોવા છતાં હાવો ચુકાદો આપવા કેમ દોરવાયા હશે હેવો વીચાર આવ્યો. ચુકાદામાં કેટલુંક મીશ્રણ પોતાની કલ્પના મુજબ કરેલું જણાય છે અને કેટલોક નકામો બોજો જઇનો ઉપર નાખ્યો લાગે છે તેમ છતાં સાવ નજીકમાં સામાને મન માન્યો લાભ આપેલો હોવાથી ભવીષ્યમાં તેઓ શાવ શાન્તી જાળવી રાખે એવી આશા મી૦

કોટાવાળાએ કલ્પી રાખેલી વાસ્તવીક જણાતી નથી. બહુતો તે મુર્તીઓ કે જઇનોનાજ કબજાની છે, તેમ છતાં ત્યાંથી સામાવાળાઓ અન્યત્ર લઇ જવા, જઇનો પાસેથી સમજાવીને આપવા જેવું કરવું ઠીક હતું. સીવાય કેટલુંક લખાણુ એક બીજાની લાગણી સંતોષવા માટે ઇરાદા પુર્વક કરેલું સમજાય છે. ચુકાદો માહારી સમજમાં બરાબર ન્યાયસર થયેલો જણાતો નથી. પ્રથમ જઇનોએ અનેક રીતે સમાધાન માટે પગલાં ભરેલાં છતાં સામાવાળાએ તેમને નાહક ખર્ચમાં ઉતાર્યા. જઇનોએ પણ ન્યાયની ખાતર ન્યાય મેળવવા ખર્ચમાં ઉતરી કેસમાં જય મેળવ્યો. પછી એક બીજા લાગણી સંતોષની ખાતરજ મી૦ કોટાવાળાને વચ્ચે નાખી સમાધાન કરવા નોતર્યા હોય તો તેમની ફરજ કોઇપણ પક્ષને ગેરઇનસાફ ન થાય, અને ભવીષ્યમાં ફરી ઝઘડો થવા ન પામે એ વાત નજરમાં રાખી અદા કરવાની હતી. તે કેટલે દરજ્જે થઇ છે તેની ખાત્રી તમે ત્યાં પ્રસીધ્ધ સોલીસીટર (મી૦ મોતીચંદ ગી૦ કાપડીયા વીગેરે) ની સલાહ લઇને કરશો. કાયદાની બારીકી અને વસ્તુસ્થીતીનો ખ્યાલ તેઓ વધારે સારી રીતે આપી શકે એમ મને ભરોંસો છે બાકી પ્રથમથી અગમચેતી વાપરતાં રહેવું એ વીસરી જવું જોઇયે નહી. ધર્મરાગી બંધુઓને ધર્મ એજ નીવેદન રા૦ કુંવરજી આણંદજી વીગેરેના અભીપ્રાયો ઉપયોગી થશે. આ બાબત મી૦ કોટાવાળા સાથે રૂબરૂ ખુલાસાની જરૂર પડે તો તેમ કરી શકાય તો ઠીક.

દા૦ પોતે.

સ્વસ્તી શ્રી સુરતથી લી. મણીવીજય.

શ્રી દેવગુરૂ ભકતીકારક અમીચંદ ખેમચંદ ગોદડભાઇ યોગ્ય ધર્મ લાભ તમારો કાગળ વાંચતાં નીચે પ્રમાણેનો મારો અભીપ્રાય જઇન કોમના રાઇટસ રીઝર્વ થવા માટે જણાવું છું:—

૧ ફેંસલો આપનાર પોતાનુ જઇન ધર્મના સ્વરૂપમાં બહુજ અનભીગ્નપણું સુચવે છે, એટલુંજ નહી પણ જઇન તરીકે જે ફેંસલો ન અપાય તેવો આ ફેંસલો મારા અભીપ્રાયમાં લાગે છે.

૨ જો આવા અણીના વખતે જઇન કોમની જાગ્રતી થશે નહીં તો ઠેકાણે ઠેકાણે આ ઉંધી છાપથી હેરાનગતી અને વીમાસણ ઉભી થશે.

૩ આ સંબંધે ઠેકાણે ઠેકાણેના જઇન સંઘના અભીપ્રાયો લેવાજ જોઇએ એવી મારી આકાંક્ષા છે, કારણ કે આ ફેસલો કંઇ એકલા પાટણની જઇન કોમનેજ હેરાનગતીમાં તથા નીચી પાયરીમાં નાંખે તેમ નથી એજ.

## પરિશિષ્ટ ૧૬.

હેન્ડબીલ નંબર ૧.

# ચારૂપ કેસ.

---

## શેઠ કોટાવાળાએ આપેલા ચુકાદા અંગેપરમ પુજ્ય ૧૦૦૮ શ્રી જૈનાચાર્ય તેમજ પુજ્ય મુનિ મહારાજાઓ શું કહે છે.

ૐ

મુ૦ કપડવણુંજ ફા. વ. ૯

પુજ્ય પાદ જૈનાચાર્ય ૧૦૦૮

**શ્રીમાન શ્રીમદ્વિજય કમલ સુરીશ્વરજી માહારાજ તથા શ્રીમદ જૈન રત્ન વ્યાખ્યાન વાચસ્પતિ મુનીશ્રી લબધી વિજયજી મહારાજ આદી મુની મંડલકી તર્ફસે તત્ર**

મું૦ મુંબઇ મધે સુશ્રાવક દેવગુરૂ ભક્તિકારક શા. લહેરૂચંદ ચુનીલાલ કોટવાલ તથા શા. મણીલાલ ચુનીલાલ મોદી તથા શા. અમીચંદ ખેમચંદ શા. હીરાલાલ લલ્લુભાઇ કાપડીઆ શા. મણી-લાલ રતનચંદ વૈદ આદી સમસ્ત શ્રી સંઘ યોગ્ય ધર્મ લાભ પૂર્વક વિદીત રહેકી યહાં પર શ્રી દેવગુરૂ ધર્મકે પ્રસાદસેં સુખ સાતા હૈ.

વિ. તુમ્હારા પત્ર તથા છપા હુઇ ચુકાદાકી નકલ ઓર હેન્ડ-બીલ આદી પહુંચે અત્યંત ખેદકે સાથ લીખાજાતા હૈ કી . કોટાવાલા-શેઠ પુનમચંદ કરમચંદને પરમ પવિત્ર પ્રાચીન શ્રી ચારૂપતિર્થકે સંબંધમેં જો ચુકાદા લીખા હૈ વો એક તર્ફી હોનેસે જૈન શ્રી સંઘકો કબુલ કરના યોગ્ય નહિ હૈ.

ઓર મેસાણા કોર્ટમેં જીસ કેસમેં જૈન લોકોંકી જીત હુઇથી તો ફીર ઇસ કેસકે લવાદનામા ઉકત શેઠજીકો સોંપનેકી કયા જરૂરત થી ઓર ચુકાદાભી એકહી તર્ફકા લીખા ગયા હૈ. યદી વો ચુકાદા

કાયમ રહા તો ભવિષ્યમેં ઉસ ચુકાદેસેં અપને પ્રાય સર્વ જૈન તિર્થોમેં ઓર ગ્રામ વ શહેરોકે દેહેરાસરોમેં બડાભારી ભયંકર નુકશાન જૈન શ્રી સંઘકો ઉઠાના પડેગા.

ક્યોંકી પ્રાય અનેક જૈન મંદીરોમેં બ્રાહ્મણ પુજારીઓને સ્વપુજા કરનેકે લીયે મહાદેવ આદી દેવોકી મુર્તીયે રખી હૈ ઓર જૈનોને લીહાજ તથા દયાભાવસેં નહિ રોકા ઇસ લીએ યહ ચુકાદા ઉન ઉનસ્થાનોં પર અત્યંત હાનીકારક હો જાયગા વાસ્તે જો જૈન લોક ઇસ વખત કુંભ-કરણકી નીંદમેં પડે રહે ઔ ચુકાદા રજીસ્ટર્ડ હો ગયા તો સાસનકી હાની હોનેમેં જરાભી સંદેહ નહિ સમજના ક્યોંકી ઇસ ચુકાદેકે વાંચનેસેં ધર્મીષ્ટ સભી જૈનોકે મન અત્યંત દુખીત હોતે હૈ ઇસ લીએ પાટણ આદી સમસ્ત જૈન સકલ સંઘકો શેઠજીકે લીખે હુએ ચુકાદે પર પુર્ણ ધ્યાન દેતે હુએ જલદીહી ગોગ્ય બંદોબસ્ત કરના ચાહીએ વિ. ધર્મ કાર્યમેં ઉદ્યમ રખના

**દા. મુની ગંભીરવિજયકી તરફસેં ધર્મ લાભ વાંચના.**

**તા. ક.:—** આ અભિપ્રાય બાળબોધ લીપીમાં લખાઇને આવેલો છે.

૨

**પાલીતાણા તા. ૯-૩-૧૭.**

**લી૦ સદગુણા રાગી કપુરવિજયજી તરફથી** ધર્મ લાભ સહ નિવેદન કે તમારા પત્રથી હકીકત જાણી નકલો વાંચી અન્યત્રપણ વાંચવામાં આવેલી ત્યારે મિ. કોટાવાળા પોતે એક જૈન છતાં અને કેસની વસ્તુ સ્થિતી સમજતા હોવા છતાં આવો ચુકાદો આપવા કેમ દોરવાયા હશે. એવો વિચાર આવ્યો. ચુકાદામાં કેટલુંક મીશ્રણ પોતાની કલ્પના મુજબ કરેલું જણાય છે. અને કેટલોક નકામો બોજો જૈનો ઉપર નાખ્યો લાગે છે તેમ છતાં સાવ નજીકમાં સામાને મનમાન્યો લાભ આપેલો હોવાથી ભવિષ્યમાં તેઓ સાવ શાન્તિ જાળવી રાખે એવી આશા મી. કોટાવાળાએ કલ્પી રાખેલી વાસ્તવિક જણાતી નથી બહુતો તે મૂર્તીઓ કે જૈનોનાજ કબ-જાની છે તેમ છતાં ત્યાંથી સામાવાળાઓને અન્યત્ર લઇ જવા જૈનો પાસેથી સમજાવીને અપાવવા જેવું કરવું ઠીક હતું સિવાય કેટલુંક લખાણ એક બીજાની લાગણી સંતોષવા માટે ઇરાદા પુર્વક કરેલું

સમજાય છે ચુકાદો મ્હારી સમાજમાં બરાબર ન્યાયસર થએલો જણાતો નથી પ્રથમ જૈનોએ અનેક રીતે સમાધાન માટે પગલાં ભરેલાં છતાં સામાવાળાએ તેમને નાહક ખર્ચમાં ઉતાર્યા જૈનોએ પણ ન્યાયની ખાતર ન્યાય મેળવવા ખર્ચમાં ઊતરી કેસમાં જય મેળવ્યો પછી એક બીજાની લાગણી સંતોષવાની ખાતરજ મી૦ કોટાવાળાને વચ્ચે નાખી સમાધાન કરવા નોતર્યા હોયતો તેમની ફરજ કોઇપણ પક્ષને ગેર ઇન્સાફ ન થાય અને ભવિષ્યમાં ફરી ઝઘડો થવા ન પામે એ વાત નજરમાં રાખી અદા કરવાની હતી તે કેટલે દરજ્જે થઇ છે તેની ખાત્રી તમે ત્યાં પ્રસિદ્ધ સોલીસીટર (મી૦ મોતીચંદ ગી૦ કાપડીયા વીગેરે) ની સલાહ લઇને કરશો. કાયદાની બારિકી અને વસ્તુ સ્થિતીનો ખ્યાલ તેઓ વધારે સારી રીતે આપી શકે એમ મને ભરોંસો છે બાકી પ્રથમથી અગમ ચેતી વાપરતા રહેવું એ વીસરી જવું જોઇએ નહિ ધર્મ રાગી બંધુઓને ધર્મ એજ નિવેદન રા૦ કુંવરજી આણંદજી વીગેરેના અભિપ્રાયો ઉપયોગી થશે આ બાબત મી૦ કોટાવાળા સાથે રૂબરૂ ખુલાસાની જરૂર પડે તો તેમ કરી શકાય તો ઠીક.

દા૦ પોતે.

(૩)

શ્રી ૧।

સ્વસ્તિશ્રી **સુરતથી મણિવિજયજી**. શ્રી દેવગુરૂ ભકિતકારક અમીચંદ ખેમચંદ ગોદડભાઇ યોગ્ય ધર્મ લાભ તમારો કાગળ વાંચતાં નીચે પ્રમાણેનો મ્હારો અભિપ્રાય જૈન કોમના રાઇટસ રીઝર્વ થવા માટે જણાતું છે.

૧ ફેંસલો આપનાર પોતાનું જૈન ધર્મના સ્વરૂપમાં બહુજ અનભીજ્ઞપણું સુચવે છે એટલુંજ નહીં પણ જૈન તરીકે જે ફેંસલો ન અપાય તેવો આ ફેંસલો મ્હારા અભીપ્રાયમાં લાગે છે.

૨ જો આવા અણીના વખતે જૈન કોમ જાગ્રત થશે નહિ તો ઠેકાણેઠેકાણે આ ઉંધી છાપથી હેરાનગતી અને વિમાસણ ઉભી થશે

૩ આ સંબંધે ઠેકાણે ઠેકાણેના જૈન સંઘના અભિપ્રાયો લેવાજ જોઇએ એવી માહારી આકાંક્ષા છે. કારણકે આ ફેંસલો કાંઇ

એકલા પાટણની જૈન કોમનેજ હેરાનગતીમાં તથા નીચી પાયરીમાં નાખે તેમ નથી એજ.

મીતી સંવત ૧૯૭૩ ના ફાગણ વદ ૧૫

૪

મુ. છોટા ઉદેપુરથી.

**મુની માહારાજ હંસવિજય તા. પન્યાસ સંપત વિજયાદી મુનીઓના ધર્મ લાભ વાંચવા.**

મુંબઇ બંદર.

સુજ્ઞ શ્રાવક શ્રીયુત લહેરચંદ ચુનીલાલ તા. મણીલાલ ચુનીલાલ તા. અમીચંદ ખીમચંદ તા. હીરાલાલ લલ્લુભાઈ તા. મણીલાલ રતનચંદ ને માલુમ થાય કે આપે મોકલેલી અરજી તા. લવાદનામાનો અને તેના ચુકાદાની નકલો બીડી તે પોચી છે તે બાબત લખવાનું કે લવાદનો ચુકાદો દીલગીરી દાયક અને અરૂચીકર છે વાસ્તે કોર્ટમાં રજીસ્ટર્ડ થવા દેવો યોગ્ય નથી, ધર્મ સાધન વિશેષ કરવું. ફાગણ વદ ૩

(૫)

સુરત તા.૧૦-૩-૧૭.

મું શ્રી સુરતથી લી.**મુની લબ્ધી વિજયજી તથા કુલ મુની વર્ગના તરફથી** શ્રી **મુંબઇ** મધે અમીચંદ ખેમચદંજી વીગેરે સંઘ સમુદાય જોગ ધર્મ લાભ વાંચશો તમારો પત્ર પોચ્યો છે હેંન્ડબીલ વીગેરે મળ્યાં વાંચી દીલગીરી સાથે કોટાવાળા શેઠ પુનમચંદ કરમચંદે જે ફેંસલો કરેલ છે તે પણ વાંચ્યો જણાવવાનું એજ કે જે કેસનો ફેંસલો મેહેસાણા મુકામે થઈ ગયો છતાં લવાદનામુ કોટાવાળાને સોંપવાનુ કારણું કંઇ હતું નહિ છતાં પણ તેમને જે ચુકાદો કરેલ છે તે કેવળ એક તરફી અને પ્રથમથીજ ગોઠવી રાખેલ ચુકાદો કર્યો છે એમ અનુમાન તેમનો ચુકાદો વાચતા સહજ થાય છે કોટાવાળાએ જે ચુકાદો કર્યો છે તે જો કાયમ રાખવામાં આવશે તો મને લાગે છે કે હવેથી ઊપરોકત ચુકાદાથી આપણા દરેક તિર્થો અને દરેક ગામના દેરાસરોને ભવિષ્યમાં મોટુ નુકશાન સહન કરવું પડશે. માટે આ ચુકાદા વાસ્તે તમારા પાટણના સંઘે

આગળ કંઇ પણ પગલાં સવેળા લેવાં એમ મને જણાય છે આ ચુકાદો વાંચી સર્વ કોઇ ધર્મીષ્ટ મનુષ્યોના મન દુખાય છે ખરેખર કોટાવાળાએ જે ચુકાદો કર્યો છે તે તદન અન્યાય અવિચારીત અને એક તરફી છે આમાં જરા પણ શંકા થાય તેમ નથીજ આથી ધર્મ અને ધર્મીઓને અત્યંત નુકસાન થાય તેમ છે સંવત ૧૯૭૩ ના ફાગણ વદ ૨ શનીવાર.

**દા૦ લબ્ધીવિજયના ધર્મ લાભ વાંચજો.**

આ પત્ર પાટણના સમુદાયને વંચાવજો અને આ ઉપર જેમ બને તેમ કટીબધ્ધ થઇ ને આગળ પગલા ભરસો એવી આશા રાખીએ છીએ જેથી ભવિષ્યમાં સર્વે સંઘનુ સંપુર્ણ રીતે કલ્યાણ થાય ઉપદ્રવ રહીત થવાય તેમ શ્રી સંઘે વર્તવુ જોઇએ આળસ તજીને હાલ એજ.

**તા. ક.** :—ઉપરના પાંચ અભિપ્રાયો શિવાય અમારી પાસે બીજા ઘણાજ પુજ્ય મહાત્માઓના તથા જૈન ધારા શાસ્ત્રીઓના અભિપ્રાયો આવેલા છે તે જૈન પ્રજાની જાણ માટે પ્રસંગોપાત રજુ કરીશુ.

લી૦ ધર્માનુરાગી

(પેન્સીલથી.):— **સંઘના સેવકો.**



# પરિશિષ્ટ ૧૭

**હીંદુસ્થાન. તા૦ ૨૬-૩-૧૯૧૭**

## ચારૂપ જઇન કેસની ચર્ચા.

——(૦)——

"હિંદુસ્થાન" ના અધિપતિ જોગ

સાહેબ,

જત આપના પત્રના તા૦ ૨૦ મીના અંકમાં "એક જઇન" તરફથી જે લેખ આવ્યો છે તે વાંચી મને હર્ષ સાથે શોક થાય છે, કે એક સારા કામની થોડી ઘણી પણ કદર કરવાને એક જઇન તઇયાર થાય છે, જયારે શોક એ કારણથી થાય છે કે તેઓ જયારે તમોને તમારા અગ્ર લેખ

માટે એમ જણાવે છે કે. "કમનસીએ આ લેખમાં આપે જે ટીકા કરી છે તે ટીકા સપુર્ણ વીગતોની ગેરહાજરીમાંજ અને આ બાબતની પરીસ્થીતીના ઓછા જ્ઞાનથીજ થવા પામી છે, જો તમો પાસે સપુર્ણ વીગતો હતે તો આપ જરૂરજ આપના લીડરનું રૂપ કદાચ ફેરવતે," છતાં તેઓએ સંપુર્ણ વીગતો બહાર પાડી હોય તેમ તેઓના લેખ ઉપરથી જણાતું નથી

તેઓ "૪૫ ચોરસવાર જમીન અપાવી" એમ જણાવે છે એ શું ખરી બાબત છે? મારા ધારવા પ્રમાણે એ બાબત ખરી નથી. આગળ ચાલતાં તેઓ સંપુર્ણ વીગતો આપતા નથી, પણ અમુક પ્રકારના શબ્દોની રમત રમે છે. જઇનો અને પાટણના જઇનો તરફથી તેઓ કંઇક વીગત જણાવે છે. તે જણાવવાને શું પાટણના તેમજ બીજા જઇનોએ તેમને કોઇ પરવાનગી કે સતા આપી છે અથવા શું તેઓ પોતાનાજ વીચારોને પાટણના જઇનોના કે જઇન સંઘના વીચારો તરીકે દેખાડે છે? છતાં તેઓ એમ પણ જણાવે છે કે જઇનો બે હજાર તો શું પણ તેથી પણ વધુ રકમ ધર્મરક્ષણ અથવા સુલેહ રક્ષણ માટે આપવા અચકાય એમ નથી તો આટલી બધી ચર્ચા શા કારણથી ચાલે છે? તેઓ આ બાબતમાં એક જુદાંજ મુદો છે એમ કહે છે, પણ તે મુદદો શું છે તે ખુલ્લા શબ્દોમાં જણાવવાનું તેઓ ભુલી ગયા છે અથવા તો બીરૂપણા કારણ તેઓ તે ખુલ્લા શબ્દોમાં જણાવતા નથી. આખી દોઢ કોલમના ચર્ચાપત્રીમાં એ મુદદો જણાતોજ નથી, પણ કંઇક ટીકાને વીષે ગોળ ગોળ જણાવી તેઓ એમ જણાવે છે કે ચુકાદાની વીરૂદ્ધતાનો મુદદો એ છે પણ તે મુદદો તો જણાતોજ નથી. આખુ ચર્ચાપત્ર એમ દેખાડવા માટે લખવામાં આવ્યું છે કે તમે સંપુર્ણ વીગતોની ગેરહાજરીમાં તમારી લીડર લખીછે તો તેઓએ સંપુર્ણ વીગતો બહાર પાડવી જોઇએ અને તે પછી તમોએ લખેલી લીડર કેટલી ભુલભરેલી છે તે સાબિત કરવું જોઇએ. તેમ કંઇપણ થયું નથી એ "એક જઇન" જેવા બીરૂદ ધારીને માટે દીલગીરી કરનારૂં છે.

હવે હું એમ જાણવા માગું છું કે તમે એટલે હીંદુસ્થાનના અધીપતીએ તો સંપુર્ણ વીગતોની ગેરહાજરીમાં ટીકા કરી છે તો જે સાધુઓ ધર્મના રક્ષણના સ્થંભ તરીકે તેઓ ઓળખાવે છે તેઓ તે

સંપુર્ણ વીગતો જાણે છે કે? તેઓએ આપેલા અભીપ્રાયો બન્ને બા-જુની સંપુર્ણ વીગતો જાણવા પછીજ લખાયા છે? "એક જઇન" પોતે બન્ને બાજુની સંપુર્ણ વીગતો જાણે છે કે? તેઓ પાટણના જે જઇન સંઘે અને સનાતની મહાજને લવાદનામું લખી આપયું હતું તેમાં-ના એક છે કે? તેઓએ જે ચુકાદો અપાયો તે કેવા સંજોગોમાં અપાયો હતો તેની ખબર કાંઠી છે કે? તેઓ જે વખતે બધાઓ લવાદને મળતા હતા તે વખતે તેમની સાથે સામીલ રહેતા હતા કે? અને સંપુર્ણ વીગ-તોની તપાસ રાખતા હતા કે? જો તેમ હોય તો તેઓએ ચુકાદો અપા વા અગાઉ સંઘની તેમજ શેઠની પોતાની સલાહઆપી, હતી કે કેમ? અને જો નહીં આપી હોયતો કેમ નહીં આપી ચુકાદો એકજ કલાકકે દીવસમાં તૈયાર થઇ ગયો હતો કે તેઓએ એમાંથી કોઇને સલાહ આપી શકયા નહી. આટલી બાબતોનો ખુલાસો એક જૈન કરસે તો મેરબાંની થશે અને તે થયા બાદ તેમની સંપુરણ વીગતો અને સંપુરણ જ્ઞાન સં-બંધમાં હુ કાંઇક લખીશ.

લી૦ એક બીજો જૈન.



# પરિશિષ્ટ ૧૮

<u>હિંદુસ્થાન તા૦ ૨૭-૩-૧૭</u>

## ચારૂપ જઇન કેસનો ચુકાદો.

હિંદુસ્થાનના અધીપતી જોગ

સાહેબ,

પાટણથી થોડેક દુર જૈન કોમનું એક મંદીર છે. આ મંદીર માહદેવ, ગણપતી વીગેરે દેવોની મુર્તી હતી. સનાતનીઓએ આ મંદીરમાં હવન કર્યો હતો તેમ પાટણના જૈનોએ સનાતનીઓની મુર્તી પોતાના મંદીરમાંથી કહાડી નાંખી હતી. આ બાબ્દમાં પાટણના જૈનો અને સના-તનીઓ વચ્ચે ઝઘડાઓ ચાલ્યા હતા. એ કોર્ટો સુધી જુદા જુદા કેસો ચાલ્યા હતા, અને બંને પક્ષના આગેવાનોએ આ ઝઘડાનો અંત લાવવા

પાટણના એક પ્રતીષ્ઠીત ગ્રહસ્થ શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાને લવાદનામું આપ્યું હતું. તેઓ શેઠે લવાદ તરીકે જે ચુકાદો આપ્યો છે તે સંબંધી જૈન કોમના એક ભાગની લાગણી દુઃખાઇ છે, અને કેટલાક ગ્રહસ્થોએ જૈન કોમના સાધુ મુની મહારાજોના અભીપ્રાય મેળવી મી૦ કોટાવાળાએ આપેલો ચુકાદો જો કાયમ રહે તો જૈન ધર્મને હાની પહોંચે તેમ છે તેવા વીચાર જાહેર કરાવ્યાછે. ખરૂં પુછો તો જે વખતે ઝઘડો થયો અને કોર્ટે લડયા ત્યારે સાધુઓને કોઇ પુછવા ગયા નહોતા. જે વખતે પાટણના જૈન આગેવાનોએ લવાદનામું લખી આપયું ત્યારે પણ તેઓએ જૈન સાધુઓનો અભીપ્રાય લીધો નહતો. જે બાબદમાં તેઓએ જૈન સાધુ વર્ગની સલાહ લેવાની પરવા કરી નહોતી, તે વર્ગને હવે હ-થીયાર બનાવી જૈનોમાં ઝઘડો ચાલુ રાખવાની જે હીલચાલ ચાલી રહી છે તે સખત વખોડવા લાયક છે. આ બાબદમાં જેઓને લાગેવળગે છે ને જેઓએ લવાદનામું લખી આપ્યું છે તેઓને છે. તેઓ તરફથી મી૦ કોટાવાળાના ચુકાદા સામે વાંધો ઉઠાવવામાં આવતો નથી. પાટણના જૈનોએ સંઘ મેળવવાને પાટણમાં જે કોશીશો કરી તે નીષ્ફળ નીવડી છે.

આ ચુકાદો એક નહી. પણ ત્રણ વખત વાંચ્યો છે. જૈન મુનીઓનું કહેવું એવું છે કે ચુકાદામાં એક ભાગ એવો છે કે જે જો કાયમ રહે તો ભવીષ્યમાં જૈન કોમને સહન કરવું પડે. વાત ટુંકામાં એ છે કે ચારૂપના દેવળમાં જેમ હીંદુ દેવોની મુર્તી હતી તેમ બીજા જૈન મંદીરોમાં છે અને દરેક ઠેકાણે જૈનોને આ દેવો માટે મંદીરો બંધાંવવાની રકમ આપવી પડે, જગ્યા કાઢી આપવી પડે તો જૈન સમાજને સહન કરવું પડે, એવી તેઓને ધાસ્તી છે. શું જે ખરી વસ્તુ સ્થીતી છે તે છુપાવી શકાય તેમ છે. હીંદુ દેવોની મુર્તિ જૈન દેવળોમાં બ્રાહ્મણો પુજા કરતા હતા તે અત્યાર સુધી જૈનોએ ચલાવી કેમ લીધું ? શું હવે તે મુર્તિઓ કહાડી નાંખવાને જૈન કોમ પ્રયત્ન કરે તો તેથી શું સનાતનીઓની લાગણી નહી દુઃખાય ? અત્યાર સુધી જૈન સાધુ વર્ગ જે હવે જૈનોને કુંભકરણની નીદ્રામાંથી જગાડવા નીકળ્યો છે તેજ વર્ગ સાધુ વર્ગ આટલા વર્ષો સુધી જૈન દેવળોમાં સનાતનીઓની મુર્તિઓ રાખવા કેમ દીધી ? અને પોતાની ધર્મ ગુરૂ તરીકેની ફરજ તેઓએ કેમ ન બ-જાવી ? મી૦ કોટાવાળાનો ચુકાદો તદન વાજબી છે કે જો તમે સાથે નહી રહી શકત હો તો સલાહ સંપથી છુટા પડો. એક બીજા વચ્ચે

કુસંપ થાય તેવું ન કરો. જેઓએ હીંદુ દેવોની મુર્તીઓ ઉખેડી નાંખી હતી અને તેઓએ તેવો ગુનો કર્યો હતો તે સમજતા હતા તેઓજ આ ઝઘડાનો અંત લાવવા વધુ આતુર હતા. એક જૈન શેઠીયાએ આવો ચુકાદો આપ્યો તે રજીસ્ટર નહી કરવાને જૈનોને ઉશ્કેરવામાં આવે છે પણ જો જૈન અથવા સનાતની નહી એવા કોઇ ત્રાહીત શખસે આપ્યો હોત તો જૈનો શું કરતે? સાધુઓ કહે છે કે આગળ સમાધાની કરવાને સનાતનીઓને કહેવામાં આવ્યું હતું પણ તેઓએ માન્યું નહોતું પણ રકમ આપીને જૈનો સમાધાની કરવા આતુર હતા તે મી૦ કોટાવાળાએ અપાવેલી રકમ કરતાં બેવડી હતી તે જૈન સાધુઓ જાણે છે કે? મી૦ કોટાવાળાએ આગળથી લખી રાખેલો ચુકાદો આપ્યો છે એમ કહેવાને પણ એક સાધુ માહરાજ તૈયાર થયા છે. આ બાબદમાં તેમની પાસે કાંઇ પુરાવા છે કે? કોઇ પણ આબરૂદાર ગૃહસ્થને મોટું માન આપી પછી તેમના ઉપર હુમલો કરવો તે શું જૈન મુનીઓને છાજે છે કે? ખરૂં પુછો તો આ બાબદમાં સનાતનીઓને તેઓ ધારતા હતા તેના કરતા ઓછો બદલો મળવાથી બબડવાનું કારણ મારી જાણ મુજબ મળ્યું છે પણ તેઓ તો એક વખત વચનથી બંધાઇ ગયા જેથી મી૦ કોટાવાળાનો ચુકાદો માન્ય રાખે છે, ત્યારે જૈન વર્ગ હમેશાં પોતાનું વચન પાળવાને અન્ય કોમોમાં જાણીતી થઇ છે તેજ વચન ભંગ કરવા બહાર આવી છે, અને ખાસ કરી જૈન સાધુ વર્ગ જેને માટે સનાતનીઓ ઉંચુ માન ધરાવતા હતા તેજ વર્ગ કેટલાક વીઘ્ન સંતોષીઓના ચહડાવ્યાથી તેઓના જાળમાં ફસાયો છે તે જોઇ મને દલગીરી ઉપજે છે. પોતાના અભીપ્રાયો આપતા પહેલાં આખા કેસથી તેઓ વાકેફ થયા હોય તો મી૦ કોટાવાળાએ પોતાના ચુકાદાના બીજા પેરેગ્રાફમાં જે સામાન્ય ટીકા કરી છે તે સામે વાંધો ઉઠાવત નહિં. જૈન દેવળોમાં હીંદુઓની મુર્તીઓ છે તે બીના તેઓને સ્વીકાર્યા વગર છુટકો નથી. બ્રાહ્મણોએ તે લાવીને પુજા કરી હોય તો તેમ કરવા દેવામાં જૈનોની ભુલ હતી, પણ જે દોષ બ્રાહ્મણોને માથે આજે સુધરેલા જૈનો મુકે છે તે શું વાસ્તવીક છે. મુર્તી પુજાના સબંધમાં આ દેશમાં એટલી ગડબડ થઇ છે કે ગામડાઓના અર્ધ દગ્ધ જૈનો પોતાના દેવ સાથે આ દેવને પણ માને છે. તેઓ એ મુર્તી તરફ માનથી જુવે છે. ઘણા સનાતનીઓ તે પ્રમાણે જૈન મંદીરમાં જાય છે. આ મીશ્રણ હવે જૈનોમાં જાગૃતી ફેલાવાથી જૈનોને રૂચીકર નહી હોય પણ

આટલા વર્ષો સુધી જૈન કોમે જે મુર્તીઓ રાખી તે મુર્તીઓ હવે તેઓ કાઢી નાંખે તે સનાતનીઓને કેમ રૂચે? જો બંને કોમે સુલેહસંપથી રહેવું હોય તો જૈનોએ મી૦ કોટાવાળાએ જે ચુકાદો આપ્યો છે તે દીર્ઘદ્રષ્ટી વાપરી આપ્યો છે એમ સ્વીકાર્યા વગર છુટકો નથી. જો ઝઘડાઓ જૈનોએ ઉત્પન્ન કરવા ન હોય તો જે વસ્તુ સ્થીતી હોય તે સ્વીકારી પોતાના દેવળોમાં મુર્તીઓ રાખવી એજ ઉત્તમ રસ્તો છે. જૈન ધર્મને શુદ્ધ બનાવતા અન્ય ધર્મીઓની લાગણી ન દુઃખાય તે જૈનોએ જોવાનું છે. મી૦ કોટાવાળાએ સઘળા સંજોગો ધ્યાનમાં લઇ જે ચુકાદો આપ્યો છે તે સ્વીકારવામાં જૈન કોમનું ડહાપણ છે બીજે ઠેકાણે ઝઘડા ઉત્પન્ન થશે એવી ધાસ્તી લાગતી હોય તો નવા ઝઘડા ઉત્પન્ન થાય ત્યારે પોતાની કોમનો કેટલો દોષ છે તે પહેલાં તપાસવાની ન્યાયબુધ્ધી જૈન સાધુઓ વાપરશે એવી આશા રાખું છું

લી૦

**સનાતની.**



## પરિશિષ્ટ ૧૯.

“જૈનશાસન” તા. ૨૮-૩-૧૯૧૭.

## ચારૂપના તીર્થ માટે શ્રી સંઘને સવેળા ચેતવણી.

સુરત, તા. ૧૧-૩-૧૭.

જૈનશાસનના અધિપતિ જોગ ધર્મલાભની સાથે માલુમ થાય જે આ નીચેનો લેખ લખેલ છે તે તમે પ્રગટ કરશો. ચારૂપ તીર્થને માટે જે લવાદનામું ગણ્યા ગાંઠયા શ્રાવકો તરફથી કોટાવાળાને સોંપવામાં આવેલું તે લવાદનામું કદીએ પણ શ્રી પાટણનો સંઘ તથા બીજા દેશ દેશાંતરના સંઘો કબુલ રાખશે કે કેમ? કે તે લવાદનામું કોટાવાળાને શા કારણથી અપાય તે કારણ દર્શાવવા સિવાય જે જાહેર હેંડબીલો દ્વારાએ જે કોટાવાળાએ ન્યાય કીધો તે તદન અનુચીત અન્યાયજ ગણેલો છે. તે હેંડબીલો નાનાથી મોટા સુધી શ્રાવકોએ તથા અન્ય લોકોએ પણ વાંચ્યાં હશે તે સર્વ લોકોએ પોતાની મેળે જે કોટાવાળાની બુદ્ધિનો વિવેક જાણી લીધો

ને કહેતાં પણ હશે કે આજે ન્યાય ચુકાદો જે કોટાવાળાએ આપ્યો તે તદ્દન પક્ષપાત તરીકે એક તર્ફનોજ પ્રથમથી ગોઠવીને આપેલ તે ચારૂપ તીર્થનો કેસ સંપૂર્ણ રીતે મહેસાણા મુકામે ત્યાં છતાં આ તે શો અન્યાય? કદીએ પણ કોઇ વખત આવું બની શકે નહિ માટે આ બાબતને પાટણનો સંઘ તથા દેશદેશાંતરના સંઘો તેને વાસ્તે યોગ્ય વિચાર કરશે. આજે જૈન તીર્થને ગણ્યા ગાંઠયા શ્રાવકો ભેગા થઇ એક કોટાવાળાનેજ લવાદનામું સુંપે તેમ બીજા દેશદેશાંતરના સંઘોના વિચાર પુછયા વગર જે કાર્ય કરે તે શું યોગ્ય છે કેમ? માટે સંઘ વિચાર કરી તે શ્રી જૈન ચારૂપ તીર્થનો ઉપદ્રવ ટાળવા માટે તૈયાર થાય એવા આશા રાખીએ છીએ. નહિ તો જૈન ધર્મ અને જૈન ધર્મીઓને ભવિષ્યમાં નુકશાનમાં ઊતરવું પડશે એમાં જરાપણ શંકા કરવાનું નથી તેથી કરીને શ્રી પાટણ સંઘ બાબુ શેઠીઆ વીગેરે સવેળી ચેતીને આ તીર્થનું રક્ષણ કરીને પુન્યાનુંબંધી પુન્યને ઊપાર્જન કરી આપના મનુષ્યભવને ઘણી મુશકેલીથી મેળવેલને સફળ કરો ને અને મંગળીકની માળા પહેરીને મોક્ષ સંપદાવશો ઇત્યલમ્ શુભભવતુ.

લેખકઃ-

પં૦ મુનિ લબ્ધીવિજયજી-સુરત.



## પરિશિષ્ટ ૨૦

**જૈનશાસન તા. ૨૮-૩-૧૭**

### ભાઇબંધ લોહાણા હિતેચ્છુ ડુંગરે ચઢયા.

દોઢ વરસ થયાં પ્રકટ થતા ભાઇબંધ લોહાણા હિતેચ્છુ ડુંગરે ચઢી ગયા છે. ભાઇબંધ એની જ્ઞાતિનું ભલું કરવાને પ્રકટ થયા છે, ભાઇબંધ એની જ્ઞાતિના પૈસાથી પોષાય છે એટલે એનું હિત કરવું એની ફરજ છે. વળી ભાઇબંધે નામ પણ હિતેચ્છુજ રાખ્યું છે પણ તે જ્ઞાતિહિતેચ્છુના કામને ઘણીવાર તિલાંજલી આપે છે. અમને નવાઇ લાગે છે કે ઇતર ધર્મ સમાજ અને એક કોમ તરીકે ગણાતી જૈન પ્રજાના વિષે લેશ પણ જ્ઞાન ન હોવા છતાં તે પોતાની જ્ઞાતિના પાસે જૈનધર્મ ગુરૂઓનાં ગાણાં ગાતાં ડુંગરે ચઢી ગયા છે, આમાં તે પોતાની જ્ઞાતિનું શું ભલું કરે છે?

સમજ્યા વિના ડાહ્યા થવું એનું નામ ડોઢડાહ્યા કહેવાય છે અને પોતાનું કર્તવ્ય મુકી અન્ય રીતે આચરવું એને શાસ્ત્રકર્તવ્ય-બહિર્મુખ કહે છે.

ભાઇબંધ હિતેચ્છુએ ડોઢડાહ્યા અને કર્તવ્ય બહિર્મુખ નામના બન્ને ખેતાબો ડુંગરે ચઢી પોતાની મેળે લઇ લીધા છે. એક તો ચારૂપ કેસ અને જૈનસમાજની ધર્મવૃત્તિ એના વિષે ભાઇબંધ બીલકુલ જાણતા નથી. છતાં તતસંબંધી ગયા અંકમાં તેમણે જૈન ધર્મગુરૂનો પ્રપંચ એવા મથાળા નીચે લખ્યું છે અને તેમાં જૈન ધર્મગુરૂને વગોવ્યા છે. મી. કોટાવાળાનું લવાદનામું જૈન ધર્મગુરૂઓને રૂચ્યું નથી, અને તેથી તેઓ તે સામે અણગમો બતાવે છે તથા પોતાના શિષ્ય શ્રાવકને યોગ્ય કહે છે તેમાં જૈન ધર્મગુરૂઓ કયા પ્રકારનો પ્રપંચ કરે છે તે ભાઇબંધ ડુંગરે ચઢતાં કાંઇ સમજી શકયા નથી પણ અમને તો જૈન ધર્મગુરૂનો પ્રપંચ એવું કૌંસમાં વાંચી અધિપતિજી સાહેબે કાંઇ નવિ જૈન કોમની કથા નોંધવા ઠેકાણે લખી હશે એમ જણાયું પણ વિશેષ વાંચતાં તો જણાયો લવાદનામાનો અણગમો. ભલા ભાઇબંધ સાહેબ ધર્મગુરૂઓની જરૂર જ આપ તો નહિ ધારતા હો. ધર્મથી વિરૂદ્ધ લાગતાં ધર્મગુરૂઓની લાગણી દુખાય એ શું અયોગ્ય છે? વૈષ્ણવની હવેલીમાં શ્રીકૃષ્ણની મુર્તિ સાથે કાળભૈરવ અને મેલડીની મુરતિઓ અને આર્યસમાજના મંદિરમાં શ્રી શિવજીનું થાળું અને લીંગ સ્થાપિત કરે તો શું ગોસાંઇજી મહારાજ અને આર્યસમાજના ખેરખાંહ તે નિભાવી લેશે કે ભાઇબંધ હિતેચ્છુ સાહેબ ચારૂપ કેસનું પણ તેમજ હતું અને તેથી અમારા ધર્મગુરૂઓની લાગણી દુખાય, વળી લવાદનામામાં પણ ધર્મગુરૂઓની માન્યતા પ્રમાણે કાંઇ યોગ્ય ન્યાય જણાય અને તેઓ પોતાના શિષ્યોને તત્સંબંધી સમજાવે તેમાં તેઓ કીયા પ્રકારનો પ્રપંચ કરેછે તે મહેરબાન ભાઇબંધ ડુંગરથી નીચે ઉતરી બતાવશે તો મહેરબાની થશે અને નહિ તો આવી એડીતેડી વાતો કરવી મુકી તમારૂં જ્ઞાતિહીતનું કામજ કયારે કરશો નહિતો એ જૈન અને ઇતિર ધર્મમાં ચાલતા ધર્મ સંબંધીનાં કામો ઉપર વગર સમજે લખવાથી લુહાણા જ્ઞાતિનું કયા પ્રકારનું દારિદ્ર ફીટવાનું હતું. + + + અમો સંતોષ માનીશું.

# પરિશિષ્ટ ૨૧

## બેરિસ્ટર મકનજી જુઠાભાઇનો અભિપ્રાય

મુંબઈ તા૦ ૨૯-૩-૧૭.

## શ્રી પાટણ નિવાસી જૈન સંઘને વિજ્ઞપ્તિ.

પ્રિય બંધુઓ,

મજકુર સંઘની એક સભા તા૦ ૧૮-૨-૧૭ના રોજ મળી હતી. તેમાં ચારૂપ કેશના લવાદ શેઠ. પુનમચંદ કરમચંદ કોટાવાળાએ આપેલા ચુકાદા ઉપર અભીપ્રાય લેવા એક કમીટી નીમવામાં આવી હતી અને તેથી કમીટીની એક મીટીંગ તા૦ ૨૧-૨-૧૭ના રોજ મેળવવામાં આવી હતી અને ચુકાદા ઉપર બેરીસ્ટર શેઠ મકનજી જુઠાભાઇનો અભીપ્રાય લેવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો તે પ્રમાણે બેરીસ્ટર શેઠ મકનજી જુઠાભાઇએ આપેલો અભીપ્રાય નીચે પ્રમાણે છે તે આપને વીદીત થાય.

ચુકાદામાં રૂ. ૨૦૦૦ તથા જમીન આપવામાં લવાદ ગ્રહસ્થે ઠરાવ્યું છે. તે આપણને બંધનકર્તા છે તે શીવાય ચુકાદામાં જે વિવેચન કર્યું છે તે તેમનો અંગત અભીપ્રાય છે અને તે કાયદાસર ધર્મને બંધન કર્તા નથી.

મજકુર અભીપ્રાય ઉપર કમીટીના ગ્રહસ્થોની સહી,--

મંગલચંદ લલ્લુચંદ.
મણીલાલ કેશરીશીંગ
ચુનીલાલ ખુબચંદ
છગનલાલ વહાલચંદ
લલ્લુભાઇ નથુચંદ
જેસંગલાલ બાપુલાલ

એજ વીનંતી

લી૦ સેવક,
મંગલચંદ લલ્લુચંદ
તે મ.. કુર કમીટીના ઓનરરી સેક્રેટરીના
જયજીનેંદ્ર•વાંચશોજી.

# પરિશિષ્ટ ૨૨

## નગરશેઠનો ખુલાસો.



(તા. ૯-૫-૧૭ ના જૈનશાસનમાં પ્રગટ થયેલા નગરશેઠના સવાલ જવાબ વિષે પાટણના રા. રા. નગરશેઠ પોપટલાલ હેમચંદ પોતાનો ખુલાસો નીચે પ્રમાણે લખે છે.

શા. મંગળચંદ લલ્લુચંદ રહેવાશી પાટણનાને અમો નગરશેઠ પોપટલાલ હેમચંદ રહેવાશી પાટણના તમોને અમે તમારી નોટીસ તા. ૧૮-૮-૧૭ ની અમને તા. ૨૦-૮-૧૭ ના રોજ મળીછે તેના જવાબમાં લખવાનું કે તા. ૯-૫-૧૭ ના જૈનશાસનના અંકમાં આરૂપકેસ સંબંધે અમારા જે જવાબ સવાલ છપાયેલા છે તે અમે પ્રસિદ્ધ કરાવ્યા નથી, પ્રસિદ્ધ કરાવા

કોઇને કહેલું નથી. સંઘમાં જે કાર્ય કરવામાં આવે છે તે લેખી કરવામાં આવતું નથી તે સવાલ જવાબ સંબંધી અમે કાંઇ જાણતા નથી તેમ જે જવાબ સવાલો લખાયેલા છે તે પ્રમાણે કરવામાં આવ્યા નથી. આરૂપકેસના લવાદનામામાં જે અમે સહી કરી તે વખતે કંઇ પણ સરત કરી નથી. તા. ૨૩-૮-૧૭.

(સહી) શેઠ પોપટલાલ હેમચંદ સહી

પાટણના નગરશેઠ.

## પરિશિષ્ટ ૨૩.

હિં: સ્થાન તા૦ ૩૧-૩-૧૯૧૭

## ચારૂપ જઇન કેસનો ચુકાદો.

' હિંદુસ્થાન'ના અધીપતી જોગ

સાહેબ,

જત આપના માન પામેલા ન્યાયી પત્રમાં નીચલી ખીના પ્રગટ કરશોજી.

તમારા પત્રમાં પાટણના જાણીતા આગેવાન અને ચારૂપ જઇન કેસ માટે નીમાયલા લવાદ શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાએ જે ચુકાદો આપ્યો છે તે સામે કોઇએ મેળવેલા અભીપ્રાયો પ્રગટ થયા છે, અને એ રીતે એક સારા કામને તોડી પાડવાની કોશીશો કરવામાં આવી છે, જે દીલગીરી ભર્યું છે, અને વધુ દીલગીરી એટલીજ છે કે તમારા આગેવાન પત્રને હથીયાર બનાવવામાં આવ્યું છે.

શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળા જૈન ધર્મના ચુસ્ત અનુયાયી છે અને તેથી તેઓ જૈન ધર્મ વિરૂદ્ધ જનારો ચુકાદો કદી પણ આપે નહીં તે કુદરતી છે. ચુકાદાની નકલ ઉપરથી એક તરફી શું છે તે કંઇપણ જણાતું નથી. તેથી ભવીષ્યમાં જૈન તીર્થોને તથા દહેરાસરોને મોટું નુકસાન શું થશે તે સમજાતું નથી, અને દરેક ધર્મિષ્ટ મનુસ્યના મન કેમ દુઃખાય તે પણ કલ્પી શકાતું નથી, અને ચુકાદામાં જૈન ધર્મ વીરૂદ્ધ કાંઇપણ નહી હોવા છતાં આટલું કરવામાં આવ્યું છે તે દીલગીરી ભર્યું છે.

વળી આશ્ચર્ય તો એ છે જે પાટણના સંઘે શેઠ કોટાવાળાને લવાદ નીમ્યા, તો તે કામમાં જો કોઇને પણ બોલવાનો હક હોય તો પાટણના જૈન સંઘને છે, વળી મુંબઇમાં પણ કેટલાકોએ પાટણનો જૈન સંઘ બોલાવી ચુકાદા સંબંધમાં અભીપ્રાય મેળવવા એક કમીટી નીમી હતી તે કમીટીએ પોતાનો અભીપ્રાય બહાર પાડયો નથી, તે અગાઉ એક બે વ્યકતીઓ કમીટી અને સંઘની સતા જાણે પોતાની પાસે હોય તેમ કોઇના અભીપ્રાયો મેળવી જૈનો અને અન્ય દર્શનીઓ વચ્ચે વીખવાદ વધારવા પ્રયત્ન કરે એ શું યોગ્ય છે? સંઘ યા કમીટી એ સંબંધમાં રીતસર કામ લઇ શકે એમ છે ને તેમ નહિં કરવામાં આવે તો સંઘ તેમજ કમીટીનું અપમાન થાય છે, એ તેઓ જોઇ શકતા નથી એ ખરેખર શોચનીય છે, આ વખતે કોમ કોમ અને ન્યાત ન્યાત વચ્ચે કુસુંપ વધારવાનો નથી પણ દેશની ઉન્નતી માટે દરેક કોમે અને ન્યાતે સંપ વધારવાની જરૂર છે. દેશની ઐકયતા વધારવાના ટાઇમે આવા કામમાં તમારા પત્રને હથીયાર બનાવવામાં આવ્યું છે એ જણાવતાં મને મોટી દીલગીરી થાય છે. આવા કામમાં જેઓ વધુ સારી રીતે અભીપ્રાયો આપી શકે એવી સ્થીતીમાં છે તેઓ જૈન વકીલો અને કાયદા શાસ્ત્રીઓ અને દહેરાસરો તથા તીર્થોના વહીવટકર્તાઓ છે તેઓ કેવા અભીપ્રાય ધરાવે છે તેમાંના થોડાક આ સાથે હું મોકલી આપું છું જે આપના પત્રમાં છાપી જૈન કોમને આભારી કરશોજી.

લી૦ તટસ્થ.

શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાને સ્હાનુભુતી બતાવનારા સંદેશા

ચારૂપના દેરાસરના બાબતમાં જૈન અને સનાતન લોકો વચ્ચે જે તકરાર ચાલતી હતી, તેનો નીકાલ કરવાને બંને તરફવાળાએ આપને પંચાતનામું લખી આપી સોંપેલું તે ઉપરથી આપે તા૦ ૨૧-૧-૧૭ ના રોજ લેખીતવાર ફેંસલો આપેલો છે, તે ફેંસલો અમોએ તમામ વાંચી જોયો છે;

તે જોતાં બન્ને તરફ નકામો કજીઓ ચાલતો હતો તેનો નીકાલ બરોબર રીતે કરવામાં આવ્યો છે, અને વળી તે નીકાલ એવી રીતે કરવામાં આવ્યો છે કે ભવીષ્યમાં એક બીજાને તકરાર કરવાનો સંભવ રહે નહી અને તે ફેંસલામાં ધર્મ વીરૂદ્ધ કાંઇપણ વીચારો છેજ નહીં તેમજ તીર્થોના ગૌરવને હાનીકર્તા કોઇ શબ્દો છેજ નહી. પરંતુ જે ફેંસલો થયો છે તેથી આપણા ચારૂપના તીર્થને રક્ષણકર્તા છે, અને ફેંસલો એવો છે કે હવેથી કોઇ પક્ષને તકરાર કરવાનું કારણ છેજ નહી.

તા૦ ૨૪–૨–૧૭. મુ. અમદાવાદ.

ઇંગ્રેજીમાં સહી.

**હરીલાલ મંછારામ,**

આણંદજી કલ્યાણજીની પેઢીના ટ્રસ્ટી અને વકીલ.

મુંબઇ તા. ૭–૩–૧૯૧૭.

શેઠ પુનમચંદજી કરમચંદજી કોટાવાળા મુા૦ પાટણ. શેઠજી સાહેબ, વી. આપનો તા. ૪–૩–૧૭ કાગળ તથા તેની સાથે ચારૂપ કેસમાં આપે આપેલ ચુકાદાની છાપેલ નકલ મળી છે, તે બાબત અભિપ્રાય પુછવાથી વીચાર કરી આપને જણાવવાનું કે તે ચુકાદાથી કોઇ રીતે જૈન ધર્મની લાગણી દુઃખાય તેવું કંઇપણ નથી તેમજ જૈન તીર્થોના તથા ધર્મના ગૌરવને હાની થાય તેવું કાંઇ છેજ નહી.

લી૦ આપના સેવકો,

**સુરજમલ એંડ કંપની,**

સોલીસીટર્સ, હાઇકોર્ટ, મુંબઇ.

શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાએ ચારૂપના દહેરા સંબંધમાં પંચ તરીકે તા૦ ૨૧–૧–૧૯૧૭ એવાર્ડ કરેલો તે અમોને વંચાવવામાં આવ્યો છે, અને પંચ તરીકે જે નીર્ણય કરેલો છે તે વાસ્તવિક જણાય છે. એવાર્ડમાં જે લખાણ કરેલ છે તે વ્યવહારીક નજરથી જોતાં બરોબર અને તેમાં કોઇપણ ધર્મ વીરૂદ્ધ લખાણ નથી તેમજ તીર્થોના ગૌરવને હાનીકારક નથી. એવાર્ડ જોતાં હવે આપણે જૈન બંધુ

ઓને અને બીજા સ્માર્ત ધર્મવાળાઓના વચમાં ભવીષ્યમાં ઝઘડો ઉઠે તેમ એવાર્ડમાં કરેલા ઠરાવથી સંભવ રહેતા નથી.

તા૦ ૨૪-૨-૧૯૧૭.

લી૦ વકીલ સાકળચંદ રતનચંદ.

[ જૈન સંઘ કોઇપણ બાબદમાં પગલાં નહી ભરે તો જૈન ધર્મગુરૂના અભીપ્રાય લેવાનો કોઇને પણ હકક છે. જૈન સાધુઓએ આ તકરારમાં ભાગ લેવો જોઇએ કે નહી તે જુદો સવાલ છે, પણ તેથી જૈન સાધુઓનો અભીપ્રાય લેવાનો કોઇને હકક નથી એમ ઠરતું નથી. ફકત વકીલ, સોલીસીટરજ અભીપ્રાય આપી શકે અને બીજા ન આપી શકે તે દલીલ પણ યોગ્ય નથી વળી ઉપલા અભીપ્રાય પણ કોઇ વ્યકતીએ મેળવ્યા હોય તો તે વ્યકતીએ પણ અભીપ્રાય મેળવવાનો શું હકક છે તે સમજાતું નથી.]

(અ. હિં.)

——(૦)——

# પરિશિષ્ટ ૨૪

## જૈન. તા૦ ૧ લી એપ્રીલ સને ૧૯૧૭

## "ચારૂપ" સમાધાન અને તેની ચર્ચા.

પાટણ પાસેના પ્રાચિન અને પવિત્ર તીર્થ ચારૂપના દેવાલય સંબંધી મહોટો ઝઘડો જૈનો અને સમાર્ત ધર્મીઓ વચ્ચે ; ઘણા વખતથી ચાલતો હતો. તેનું ઉપરોકત ઉભય કોમો તરફથી નીમાયેલા પ્રતિષ્ટિત્ લવાદ શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાએ જે ઠરાવ લખી સમાધાન કર્યું છે તે ઠરાવને માટે જૈન કોમમાં કેટલાક જૈનોએ વિવિધ ચર્ચા શરૂ કરી છે અને એક બે મુનિરાજોએ પણ અવટીત ચર્ચાને અનુમોદન આપવાથી કોમમાં કુસંપ થવા જેવી સ્થિતિ થઇ છે. શેઠ કોટાવાળાનો એવોર્ડ બહાર પડયા પછી કેટલાકોએ મુંબઇના પાટણવાસીઓના સંઘમાં કોલાહલ મચાવી એક બે મીટીંગો મેળવી હતી પણ તેમાંની એક પ્રમુખના અ-

ભાવે અને બીજી મીટીંગ બીજે કારણે કંઇ પણ નિર્ણય ઉપર આવી શકી નહિ, જેથી ત્રીજી મીટીંગમાં છેવટે સત્યાસત્યનો નિર્ણય કરવાને અધિકાર નિયુકત પાંચ ગૃહસ્થોએ સંઘ બોલાવી એવોર્ડમાં ધર્મ તથા તીર્થોને હાની કરતા લખાણ છે કે કેમ તેનો ધારાશાસ્ત્રીને પુછી નિર્ણય કરાવવા એક વગવાળી કમીટી નિમી અને જૈન ધારાશાસ્ત્રીને એવોર્ડ બતાવવા તજવીજ કરી.

આ એવોર્ડના સંબંધમાં જાણવા પ્રમાણે આણંદજી કલ્યાણજીની પેઢીના ટ્રસ્ટી હરીલાલભાઇ મંછારામ તથા અમદાવાદના જાણીતા જૈન વકીલ સાકળચંદભાઇ અને બીજા પણ બે ચાર કાયદાશાસ્ત્રીઓએ પ્રશંસાવાળા અભીપ્રાયો આપેલા છે, આમ છતાં અંગત ઇર્ષાના લીધે કેટલાકોએ ઉંડા ન ઉતરવાથી ગેરસમજના લીધે અઘટીત ચર્ચા ઉપસ્થિત કરી છે એ દીલગીર થવા જેવું છે. વળી સંઘનાયક નગરશેઠે એવોર્ડ બહાર પાડતાં લવાદને ફુલહારથી સન્માન આપ્યું હતું.

એવોર્ડ લખતા પહેલાં સંજોગો નીચે પ્રમાણે હતા, પાટણની કોર્ટમાં ઠરાવ સનાતનીઓના લાભમાં થયો હતો અને અપીલમાં મહેસાણામાં જૈનોના લાભમાં થયો તેનાપર સનાતન પ્રજાએ વડોદરા વરિષ્ટ કોર્ટમાં અપીલ કરેલી હતી તેનો ચુકાદો જૈનોના લાભમાં આવશેજ એવી ખાત્રી નહતી એમ માનવામાં આવતું હતું. વળી બીજી રીતે પણ ચારૂપના શ્રીશામળાજીના દેવાલયને કડી પ્રાન્ત સુબા સાહેબે સાર્વજનીક ઠરાવી દર્શન બાધાઓ વિગેરેની સર્વેને છુટ આપી હતી. આવા સંજોગને લીધે દીર્ઘદ્રષ્ટિ વાપરી જૈનોએ લવાદથી સમાધાન કરાવી લેવાનું દુરસ્ત ધાર્યું અને શેઠને અત્યાગ્રહથી વિનંતિ કરતાં તે તેમણે સ્વીકારી, અને સનાતનીઓએ પણ શેઠની પ્રતિષ્ઠા અને યોગ્યતાથી જાણીતા હોવાથી સંપુર્ણ વિશ્વાસ રાખી સમાધાન કરવા સોંપ્યું. સનાતનીઓ અસલ જગ્યોએથી મહાદેવને ખસેડવા ખુસી ન હતા. અગાઉ પણ તે સંબંધમાં ચાર હજાર રૂપીઆ આપવાની તજવીજ થઇ હતી, પણ સનાતનીઓએ તે સ્વીકાર્યું નહતું, છતાં બન્ને કોમોમાંથી કલેશનો નાશ થાય તે અર્થે શેઠસાહેબે સનાતનીઓને સમજાવીને દીર્ઘદ્રષ્ટિ વાપરી ફકત બે હજાર રૂપીઆ આપવાના તથા થોડી ધર્મશાળામાંથી જમીન આપવાની ઠરાવી મહાદેવને અલગ કર્યા અને જૈનો તથા સ-

માર્ત વચ્ચે પુનઃ કલેશ ન થાય તેના માટે પણ અગમચેતી વાપરીને એવોર્ડમાં શબ્દો લખાયા છે તે માટે માન પેદા કરે છે. જે જમીન એવોર્ડમાં આપવાની લખેલી છે, તે જમીન પાટણના જૈન આગેવાનોએ આપવાની ઇચ્છા બતાવેલી હતી અને સાથે બે હજાર રૂપીયા આપવાને પણ ઇચ્છા બતાવી હતી તેથી સમાધાનને માટે આ રસ્તો શેઠને પણ યોગ્ય લાગવાથી શેઠ ચુનીલાલ મગનચંદ અને શેઠ મંગલચંદ લલ્લુચંદ એ બે ગૃહસ્થો પાસેથી રૂપીઆ બાબતની ચીઠી કરાવી લીધાનું પણ જગજાહેર છે. વળી જૈનોએ પોતાના વકીલ પાસે એવોર્ડનો મુસદો કરાવી શેઠને આપ્યો હતો અને તેનાપર નજર રાખી શેઠે એવોર્ડ તૈયાર કર્યો હોય એમ પણ જાણવામાં આવેલ છે, છતાં પાછળથી ખોટી ચર્ચા ઉપસ્થિત કરવામાં આવે છે તે દીલગીર ભરેલું છે. જૈન ધર્મ અને જૈનતીર્થને માટે શેઠ કોટાવાળા ઘણી જ શ્રદ્ધા ધરાવે છે, એમ સર્વ કોઇ કબુલ કરે છે અને તેથી એવોર્ડમાં તેમને જૈનધર્મના ગૌરવને ઘણે સ્થળે સંભાળ્યું છે. જૈનોના વકીલે તૈયાર કરેલો મુસદો કે જેનાપર દ્રષ્ટિ રાખી શેઠે એવોર્ડ રાખેલો છે, તે પાટણમાં બીરાજતા પન્યાસજી મહારાજ શ્રીધર્મવીજયજીને પણ બતાવવામાં આવ્યો હતો છતાં શેઠ કોટાવાળા જેવા મોભાદાર સદ્‌ગૃહસ્થપર એકતરફીનો આરોપ મુકી સત્યના સૂર્ય તરફ ધુલ ઉછાલવામાં કાંઇપણ માનવબુદ્ધિનો વિકાસ જણાતો નથી. એવોર્ડમાં લખાએલા શબ્દોથી ચારૂપતીર્થને ઉલટું સુરક્ષિતપણું મળે છે. અને જૈન ધર્મ પ્રમાણે સઘળી ક્રિયા નિરવિઘ્ને થઇ શકે, અને પરસ્પર કોઇ કોઇના મંદિરમાં દખલગીરી કરી ના શકે તેના સ્પષ્ટીકરણને સારૂજ મોઘમ શબ્દો ન લખતાં બન્નેના પોતપોતાના દેવાલયમાં સ્વધર્મ પ્રમાણે વીધી કરવાનું સ્ફોટન કરવામાં આવ્યું છે. સ્પષ્ટીકરણ જો ન કર્યું હોત તો સનાતનીઓ પોતાના અલગ મંદીરમાં હવન ન કરતાં એક બે વખત હવન કેસ ઉભા થયા છે તેમ અમારો અસલનો હક કાયમ છે કહીને જૈન દેવાલયમાં હવન વિગેરે કદાચ કરત અને તે હમેશાંનું કજીઆનું મુળ રહેત. એ બાબત અગમચેતીને વાપરીને જ તેમણે બન્ને ને અલગ કરી હદ મર્યાદા નક્કી કરી આપી પોતપોતાના સ્થાનમાં ધર્માનુસાર વિધી કરવા સુચવેલું છે. કોઇપણ ધર્મવાળાને પોતાના ધર્મ પ્રમાણેની ક્રિયા કરવાની મના કરવાનો અધિકાર કોઇપણ લવાદને હોઇ શકેજ નહી. સનાતનીઓ પોતાના મંદીરમાં ગમે તે ધર્મવીધિ કરે, તેમાં

જૈનોને કંઇ લેવાદેવા છે નહી. મુનીમહારાજાઓએ આ બાબતમાં સત્વ નું ઉંડાણ તપાસીને સઘળા સંજોગો જોઇ અને કાયદાની સંપુર્ણ માહીતી મેળવીનેજ અભીપ્રાય આપવો જોઇએ, છતાં એક બાજુની હકીકત સાંભળી, લવાદનામામાં સહી કરનારા (જૈન સંઘની વતીના) જૈન ગ્રહસ્થો ના તરફથી ખરી હકીકત જાણ્યા' વિના વિરૂધ્ધ અનુમાન કરી તે બહાર મુકયું તે ન્યાય દ્રષ્ટિએ કોઇ રીતે ઇચ્છવા યોગ્ય નથી. જેથી એમ ચોકકસપણે ધારવામાં આવે છે કે સઘળા સંજોગો મુનિમહારાજના જાણુવામાં ન હોવાથીજ એમ બન્યું છે

એકંદર રીતે જોતાં જણાય છે કે જૈનોના અત્યંત આગ્રહથી, અનુમતીથી લવાદ નીમાયા બાદ સહી કરનારાઓ જૈન ગૃહસ્થો-આગેનોની તમામ હકીકત સાંભળી, જાણી જૈનોના ધર્મલાભોનો વિચાર કરીનેજ એવોર્ડ લખાયો છે એ નિર્વિવાદ છે.

એક તટસ્થ જૈન.



## પરિશિષ્ટ ૨૫.

જૈનશાસન ચૈત્ર શુદિ ૧૨ બુધવાર વી. સં. ૨૪૪૩.

# ચારૂપ (પાટણ) કેસ

## સંબંધી લવાદની વિચિત્રતા.

### તે બાબતમાં સમાજે તુર્તમાં શું કરવું?

ઘણા દિવસથી જૈન સમાજની બત્રીસીએ ચઢેલા ચારૂપ તીર્થ કેસનો લવાદે તા. ૨૧-૧-૧૭ ને રોજે આપેલા ફેસલાની ૧ નકલ અમને મળેલ છે, આ બાબતમાં આપણી કોમના મુનિરાજો અને આગેવાનોના શા શા વિચારો છે. તે જાણવા અમે આજ સુધી થોભ્યા હતા. તે પ્રમાણે આવેલા કેટલાક અભીપ્રાયો અમે અમારા ગતાં-

કમાં આપી ચુકયા છીએ. આ બાબતમાં ખાસ દિલગીરી સાથે અમારે કહેવું પડે છે કે લવાદ તરીકે નીમાયેલા શેઠશ્રીએ જે બુદ્ધિથી કામ લેવું જોઇએ તે બુદ્ધિથી લીધું નથી કે બુદ્ધિને વધારે પરિશ્રમ આપવા યોગ્ય વિચાર્યું નથી. એ બિના શું શોકોત્પાદક નથી?

મજકુર શેઠ શ્રી પોતાના ફેંસલામાં લખે કે—**"સદરહુ દેવાલયમાં શ્રી જૈન ધર્મના દેવ શ્રીપાર્શ્વનાથજી વિરાજે છે. ને દેવીની પાસે શ્રી મહાદેવજી ગણપતિ વિગેરે દેવોની પ્રતિમાઓ પણ વિરાજમાન્ છે."**

એક સાધારણ અકકલવાળા માણસને પણ એ વિચાર આવી શકે તેમ છે કે-પહેલાં તો તે મૂર્ત્તિઓ એક જૈન દેવાલયમાં કેવી રીતે અને કયાંથી ઘુસી ગઈ? તેજ બાબતના નિર્ણય માટે શેઠશ્રીએ જરાએ પરિશ્રમ લીધેલ નથી અમારા અનુમાન પ્રમાણે અમે અમારા પાછળના અંકોમાં જણાવી ગયા તે પ્રમાણે અને હજુ પણ જણાવવાને બિલકુલ આંચકો ખાઇ શકતા નથી કેતે અન્ય દેવોની પ્રતિમાઓ કોઇ સનાતની ખટપટી પુરૂષે કે મંદિરના પૂજારીએ આપણા મંદિરમાં ઘુસાડી દીધેલી હોવી જોઇએ. નહીં તો એક જૈન મંદિરમાં તે આવે કયાંથી? એ અમે સમજી શકતા નથી. નાના ગામોમાં ઘણા ભાગે એ એક રિવાજ હોય છે કે એકજ પુજારી આપણા મંદિરમાં પૂજનનું કામ કરતો હોય તેજ અન્ય ધર્મીઓના મંદિરોમાં પણ તેવુંજ કામ કરતો હોય છે. તે મનુષ્ય પોતાના ધર્મની ઘેલછાને લીધે કે બીજાઓની શીખવણીને લીધે તેવું કાર્ય કરી શકે, એ શું ન બનવા જોગ છે? આ ઉપરથી અમે સમસ્ત જૈન સમાજને સવિનય સુચન કરીએ છીએ કે પૂજારીઓ ઉપર ખાસ કરી દેખરેખ રાખવી કે જેથી તેઓ અન્ય દેવોની પ્રતિમાઓને આપણા મંદિરમાં ઘુસેડી ન દે!

ઉપરની બિના ધ્યાનમાં લઇને સાધારણ બુદ્ધિથી વિચાર કરી જોતાં અમારા વિચારને કે અનુમાનને ન્યાય પુરઃસર વ્યાજબી ટેકો મળે છે અને અનુમાન બંધ બેસતું છે.

વળી પોતાના ફેંસલામાં શેઠશ્રી પોતાને કેવા વિચિત્ર સંજોગોમાં કે અજાણપણામાં મૂકી દે છે, જે તેમના શબ્દો જોતાં ખરેખર હાસ્ય

અને વિષાદ બન્ને આવ્યા વિના રહી શકતાં નથી. તેઓશ્રી કાચું કાપે છે અને પોતાનું અજાણપણું કેવી રીતે સિદ્ધ કરી બતાવે છે, તે તેમના શબ્દોમાંજ અમે ટાંકીએ છીએ.

**"કેટલાક જૈનો અંબિકા વિગેરે દેવીઓને પૂર્ણ આશાથી માને છે અને તેમની બાધા તથા તથા આખડીઓ રાખે છે!"**

આ અજ્ઞાનતાનું ક્યાંએ ઠેકાણું છે ખરૂં કે? આ શબ્દો બેશક! એવો ઉદ્દેશ સ્પષ્ટ પણે સિદ્ધ કરવાને પૂરતાં છે કે, સનાતની ધર્મની મૂર્ત્તિઓ કોઇ જૈનોએ સ્થાપન કરી હશે. અમે જણાવવાને ઘણાજ દિલગીર છીએ કે આપણા ધર્મસ્થાનોમાં કોઇ વખત આવા અવનવા બનાવ બને તો તેને ઉપરનો ફેસલો એ વાત પ્રમાણ આપવાને પૂરતો છે કે જૈનો તેવી મૂર્ત્તિઓને માને છે. અમે શેઠશ્રીને એમ પુછીએ છીએ કે કેટલાક જૈનો પોતાની અજ્ઞાનતાથી અન્ય (મિથ્યાત્વી) દેવ દેવીઓની બાધા કે આખડીઓ રાખે તો શું તેથી એમ સિધ્ધ થાય ખરૂં કે? જૈનોએ તેવા દેવોની પ્રતિમાઓને માનવું કે પૂજવું? અથવા તમામ જૈન સમાજ તેમ કરે છે. એ કંઇ સમજાતું નથી.

શેઠશ્રીના ઉક્ત શબ્દો સમાજના મસ્તકે થોડે ઘણે અંશે જાણતાં કે અજાણતાં પણ મિથ્યાત્વનો ભાર મુકી અન્ય જનોને એવું કહેવાનો વખત આપે છે કે જૈનોના મંદિરમાં પણ અન્ય ધર્મિઓની મૂર્ત્તિઓ ઘણા વખતથી હોય છે! આ વાત જૈનોને કેટલેક અંશે મિથ્યાત્વી બનાવવાને માટે અને પૂરતી છે, અને એજ વાતે જૈન કોમમાં એક પ્રકારના ખળભળાટને જન્મ આપ્યો છે અને તેણે ખરા જૈનોના હૃદય ઉપર એક પ્રકારના કલેશની સજ્જડ અસર કરી છે. જુઓ અંક ૧ લો પૃષ્ઠ ૯ માં વર્તમાન ચર્ચા).

લવાદ દ્વારાએ અપાયેલા ફેસલાની વિરૂદ્ધ અમારે કાંઇપણ કહેવાનું નથી, પરંતુ અમારે જે કંઇ કહેવાનું છે તે એ કે તેમાં વપરાયેલા શબ્દો અને વાકયો આપણા સમાજને કફોડી સ્થિતિમાં મૂકનારા છે. ભવિષ્યમાં કદાચ ગમે ત્યાં તેવો બનાવ બને તો તે લુચ્ચા અને દ્વેષ બુદ્ધિથી બનેલા ખોટા બનાવને એક સાચા બનાવ તરીકે માનવા માટે શેઠશ્રીના શબ્દો પુરાવા રૂપ થઇ પડે તેવા છે. તેવી વાત એક જૈનહૃદય માટે બિલકુલ તૈયાર નજ હોય, એ સ્વભાવિક છે.

જો અમે ન ભૂલતા હોઇએ તો આ બાબતમાં ખુદ પાટણમાં ખળભળાટ મચી રહયો છે. મુંબઇમાંના પાટણના સંઘની સભા પણ ફેસલામાં વપરાયેલા વાંધા પડતા—બાધક-શબ્દોની તપાસ કરવા માટે મળી હતી અને તે બાબત આપણા વિદ્વાન મુનિરાજો અને જૈન એસોસીએશન ઉપર મોકલી આપી હતી. જે જે મુનિરાજો ઉપર તે બાબત મોકલી આપવામાં આવી હતી તેમાંથી થોડાક તરફથી આવેલા અસંતોષકારક જવાબો અમો અમારા ગયા અંકમાં આપી ચુક્યા છીએ. વળી ફરીથી વિચાર કરવા માટે પાટણના સંઘની બીજી મીટીંગ ગઇ તા. ૩૦ મી એ મુંબઇમાં મળી હતી જેનો હેતાલ અમોએ આજના અંકમાં પાછળના ભાગમાં આપ્યો છે તેથી સમજી શકાશે. જે ઉપરથી સર્વે બાબતનો વિચાર કરતાં પરિણામ સારૂં કે સંતોષકારક આવી શકયું નથી, એજ દિલગીરી છે અને તેનાજ ચુંથણાં થયા કરે છે. આ બાબતના થયેલા ફેંસલાથી હંમેશને માટેની પતાવટ કે ચોખવટ થઇ ગઇ હોય અથવા થઇ છે, તે અમે માની શકતા નથી. કારણ? વિચાર કરી જોતાં એમ જણાય છે કે ભિન્ન ભિન્ન ધર્માનુયાયિઓના પાસે પાસે આવેલા સ્થાનોમાં સુલેહ જળવાઇ રહેશે કે કેમ? એ સમજવું પણ મુશ્કેલ છે. બન્નેમાંથી એક પુર્વ તરફ તાણે તો બીજો પશ્ચિમ તરફ ખેંચે, એવી હાલતમાં સુલેહની આશા રાખવી, એ મુર્ખાઇ ભરેલું ગણી શકાય જ્યાં ત્રણ સાંધતાં તેર તુટતા હોય ત્યાં સંપ કે સુલેહ જળવાય કયાંથી? અને તેમાં પણ જે તોફાની માણસો નાક—કાન કાપી લેવાની નીચતા દર્શાવતા અને એવું અસભ્ય આચરણ આચરતાં લગારે અચકયા નહિ તેજ તોફાની બારકસો તરફથી સુલેહની આશા શી રીતે રખાય? અને તેજ ભેજાં ફરેલાં માણસો ફરી પણ તોફાન ન જગાડે, એની જામિનગિરી શું? એ બાબત સહેજે સમજી શકાય તેવી તેવી છે. અમને રહી રહીને આ ફેંસલો આપનાર લવાદ શા. કોટાવાળા શેઠ માટે તે એવી વિષમ અજાયબી ઉપજ્યા વિના નથી રહી શકતી કે આવી આવી બાબતોનો તેઓશ્રીએ કેંમ કંઇ વિચાર નહીં કર્યો હોય! અને કદાચ કર્યો હોય તો પણ તેથી જૈન સમાજ અજ્ઞાત છે. સ્થિતિમાં અમે નથી ધારતા કે શા. કોટાવાળા શેઠે લવાદ થઇ જે ફેંસલો આપ્યો છે, તે જૈન કોમને માટે સંતોષકારક લેખી શકાય અથવા તે ફેંસલાથી જૈન કોમ સંતોષ પામી શકે. લગભગ પંદર હજાર જેટલી બાદશાહી રકમનો ભોગ આપનાર પો—

તાની કોમની એક વ્યકિતના ઉપયોગી અંગ ગુમાવનાર, પોતાના અમૂલ્ય સમયને નષ્ટ કરનાર અને એટલો ગંજાવર ભોગ આપનાર જૈન સમાજ રા. કોટાવાળા શેઠશ્રીના ફેંસલાથી સંતોષ નજ માની શકે, એ સ્વાભાવિક છે. ધારો કે એક તકરારની ખાતર માની લઇએ કે કદાચિત્ જૈન કોમ સંતોષ માને તો પણ તે સંતોષ સદાને માટે ટકી રહે તેમ નથી. અમે રહી રહીને આશ્ચર્યચકિત થઇએ છીએ કે આટઆટલો ભોગ આપનારી કોમની પાસેથી રૂ. ૨૦૦૧ ની રકમ અને ઉપરથી ધર્મશાળામાંની બે ઓરડીઓ ઉપરાંત બીજી પણ જગ્યા રા. કોટાવાળા શેઠ સાહેબે સામા પક્ષને અપાવી છે. શાબાસ? શેઠ સાહેબ, શાબાસ? તમારી કોમનાં-સમાજ નાં નાક કાન કાપી જનારને બક્ષીસ પણ ઠીક આપી? નાક કાપીને શેરડી નો સાંઠો કદાચ નાક કાપનાર આપે પણ આતો તેથી ઉલટું જ બન્યું છે? આતો કપાવનારે કાપનારને ઉપરથી ચકચકતી રૌપ્ય મુદ્રાની ભરપૂર દક્ષિણા અને ઉપરથી ખાતર ઉપર દીવેલ મુજબ જમીન-મતલબ કે જર અને જમીન બન્ને આપી જૈન સમાજનું હિત તો ખૂબ કર્યું! આ હિતથી સમાજે રાજી થવાનું નથી. સમાજની દાઝ હૈડે ધરાવનારા અને સમાજને માટે મગરૂર બની ફરનારા લોકો આવી કરણી કરી સમાજની દાઝ કે સમાજનું અભિમાન ધરાવે તે અભિમાન તેમને મુબારક હો!

અમે જે કંઇ કહેવા માગીએ છીએ તે એજ છે કે સદરહુ શેઠ-શ્રીના ફેંસલામાં જે શબ્દો કે વાકયો જૈનોને ભવિષ્યમાં બાધક થઇ પડે તેવા કાઢી નાંખવા અને તેમાં એવા શબ્દો કે વાકયો ઉમેરવા કે જેથી તે કોઇપણ કાળે આપણને બાધક બની શકે નહિ. આ કામને માટે જૈન સમાજે એક પ્રચંડ આંદોલન કરી સદરહુ ફેંસલામાંના વાંધા પડતાં વાકયો કઢાવી નાંખવા અને તે માટે જૈન સમાજે પોતાથી બનતા પ્રયત્નો કરવાની ખાસ આવશ્યકતા અમને જણાય છે.

અમે અમારા સમાજમાં વિદ્વાન્ અને વિચારવાન્ ગણાતા પૂજ્ય મુનિરાજો અને અગ્રેસરોને નમ્ર સૂચન કરીશું કે તેઓએ આ બાબતમાં પોતાની બનતી કોશીશો કરી સદરહુ ફેંસલામાંના વાંધા પડતા શબ્દો -વાકયોમાં શા શા સુધારા વધારા કરવા, તે જાહેર પત્રોદ્વારા પ્રકટ કરવા-નો પ્રયત્ન અવશ્ય સેવવો. તે પ્રયત્નો કરવા પહેલાં સ્મરણમાં રાખવાની જરૂર છે કે-સદરહુ ફેંસલો રજીષ્ટર થાય તે પહેલાંજ -બનતી ત્વરાએ -

આંદોલન કરવાનું ભૂલવું નહિ; જો તેવો પ્રયત્ન સેવવામાં નહિ આવે તો લવાદ દ્વારાએ થયેલો ફેંસલો રજીષ્ટર થઇ જશે અને પછી-હાથમાંના ધનુષ્યમાંથી છૂટી ગયેલા બાણની જેમ-કંઇ પણ કરી શકાશે નહિ. જો કદાચિત્ આપણા તરફથી ઉસી બાબતમાં કંઇ પણ પગલાં લેવામાં આવશે નહિ તો ભવિષ્યમાં શું થશે, તે અમે કંઇ કહી શકતા નથી. માટે આ બાબતમાં પ્રમાદને ત્યજી યોગ્ય પગલાં તરતમાં લેવાની જરૂર છે.

ભૂતકાળમાંનાં દ્રષ્ટાંતો એક નહિ પણ અને આપણી દ્રષ્ટિ સન્મુખ છે કે જે દ્રષ્ટાંતો એ સૂચવે છે કે પ્રમાદથી આપણે કેટકેટલું ગુમાવ્યું છે. અમે અત્રે એકજ દ્રષ્ટાન્ત આપીશું કે આપણા સમાજ તરફથી સવેળા યોગ્ય પગલાં ન લેવાયાથી આપણે વર્તમાનમાં શત્રુંજય તીર્થની બાબતમાં કેવી હાડમારી ભોગવીએ છીએ તે જાણીતું છે. અત્યારે તો આટલેજ અટકીએ છીએ.

## જૈન એસોસીએશન ઓફ ઇન્ડીયાને ચેતવણી.

જૈન એસોસીએશન ઓફ ઈન્ડિઆના વાર્ષિક મેળાવડા પ્રસંગે પાટણવાળા મી. લ્હેરચંદ ચુનીલાલે શેઠ દેવકરણ નાનજી તથા એસોસીએ-શનના સેક્રેટરી મી. રતનચંદભાઇને ચારૂપ કેસના લવાદનામાની એક એક નકલ આપેલી અને જણાવેલું કે સદરહુ ગૃહસ્થો પોતાની મેનેજીંગ કમી-ટીમાં આ લવાદનામું રજુ કરે અને તે લવાદનામું જૈનધર્મ અનુસાર છે કે કેમ તે જાહેર રીતે જણાવવું.

મેળાવડો ફેબ્રુઆરી માસમાં ભરાયલો અને હજુ એસોસીએશન તરફથી સદરહુ લવાદ સંબંધી કશો મત બહાર પાડવામાં આવ્યો હોય એમ જણાતું નથી. એસોસીએશન જે મંદ ગતિએ કામ કરે છે અને સમાજનો ઉત્સાહ તેમાં નથી તેથી હવે એસોસીએશન ઉપરની ફરજના વિષે પણ અમારી શ્રદ્ધા ઓછી થતી જાય છે. એસોસીએશન સારાં કામો સમાજ માટે કરશે એવી અમને ઘણી આશા હતી અને છે છતાં તેની મંદ ગતિથી અમને ખેદ થાય છે. આપણો સમાજ આવી સંસ્થા તરફ બેદરકાર હોય, એ અમારા ખેદનું મોટું કારણ છે અને એસોસીએ-શનના મૂળ અને સામ્પ્રત સમયના ઉત્સાહી કાર્યવાહકો એ દીપકમાં તેલ પુરતા નથી એ વિશેષ ખેદનું કારણ છે. એસોસીએશન પાસેથી સમાજના કલ્યાણનાં અમારે ઘણાં કામ કરાવવાનાં છે અને સમાજ અને અમારા વાચકગણને પણ આ એસોસીએશન જેવી સંસ્થાની ઉપયોગિતા વિષે કહી

ભંભેર્યા છે પણ સમાજનું જ્યાં દુર્લક્ષ છે અને કાર્યવાહકોમાં ઉત્સાહ નથી ત્યાં અમારી શી ગતિ? ઠીક છે. સમય સમયનું કામ કરશેજ. એસોસીએશન જેવી સંસ્થાના સાધનસંપન્ન દક્ષ કાયવાહકો ઉત્સાહિત થશે, તેઓનો પ્રમાદ ઉડી જશે. હવે બીજું કશું તો નહીં, પણ મી. પુનમચંદ કરમચંદ કોટાવાળાના ઘડેલા લવાદનામા સંબંધી જે મત માગવામાં આવ્યો છે તે બાબતમાં તે પોતાનો મત સત્વર બહાર પાડશે તો ઠીક થશે. અમારા ચર્ચાવાળા કોલમમાં નિડર મુનિમહારાજોએ મોકલેલા અભિપ્રાયો પ્રગટ થયા છે. તેમ સવેળા એસોસીએશનના ડાહ્યા કાર્યવાહકો મત દર્શાવે, એમ સમાજનો કેટલાંક ભાગ ઇચ્છે છે. એસોસીએશન ઉંઘી રહે અને ઘડાની કુલડી થઇ ગયા પછી એસોસીએશન જાગે એ શું યોગ્ય કહેવાય ?

એસોસીએશનના વાર્ષિક મેળાવડા પ્રસંગેજ જે ઢંગ ધડા વિનાનું કામકાજ બતાવવામાં આવે છે, અને તેથી જે ખેદ ઉત્પન્ન થાય છે, તેવો ખેદ આવા પ્રસંગો પ્રમાદમાંજ પસાર થઇ જવાથી પણ ઉત્પન્ન થાય. એસોસીએનના વિદ્વાન્ કાર્યવાહકો મી. કોટાવાલાના લવાદનામા સંબંધી શું મત ધરાવેછે, એ જ્યાં સુધી અંધારામાં રહે ત્યાં સુધી વિદ્વાન કાર્યવાહકોની બુધ્ધિ, ન્યાયપરાયણતા અને ધર્માભિમાનના વિષે સમાજ જાણી પણ શું શકે અને જ્યાં સુધી તે જાણે નહીં ત્યાં સુધી તે સંસ્થા તરફ સમાજનું આકર્ષણ પણ ક્યાંથી થાય? માટે યોગ્ય છે કે જૈન એસોએશન ઓફ ઇંડીઆની મેનેજીંગ કમિટીએ પોતાનો મત સવેળા જાહેરમાં મૂકવો.

## પરિશિષ્ટ ૨૬.

"જૈન ધર્મ પ્રકાશ." અંક ૧ લો. પુ૦ ૩૩ મું.

(સં. ૧૯૭૩ ના ચૈત્ર વીર સં૦ ૨૪૪૩.)

### પાટણ તાલુકે ચારૂપ કેસનો ફેંસલો.



પાટણ તાબે ચારૂપ ગામમાં શ્રીશામળાપાર્શ્વનાથજીનું સુંદર મંદિર છે. આ જૈનોનું તીર્થ ઘણું પ્રાચીન છે અને તેનું નામ અનેક સ્તોત્ર

સ્તવનાદિકમાં પૂર્વ પુરૂષો લાવેલા છે. તે મંદિરની અંદર જૈન વર્ગની બેદરકારીથી ત્યાંના બ્રાહ્મણ પૂજારીએ ગણપતિ, મહાદેવ વિગેરેની મુર્તિઓ બેસાડી દીધેલી કાળે કરીને એ વાત જુની થઇ એટલે તે મુર્તીએને ત્યાંથી ખસેડતાં સનાતન ધર્મવાળાઓ સાથે જૈન વર્ગને મોટો તકરાર ઉત્પન્ન થયો અને તેને પરિણામે કોર્ટ ચડવાનો વખત આવ્યો. જેમાં કાયમ બને છે તેમ હારજીતના પ્રસંગો બન્યા. છેવટે બંને પક્ષે મળીને શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળા કે જેઓ એક ધનાઢય અને માનવંતા જૈન ગૃહસ્થ છે તેમને એકમતે લવાદ નીમ્યા. તેમણે બંને પક્ષની હકીકત સાંભળીને પોતાને યોગ્ય લાગ્યા પ્રમાણે તા ૨૧-૧-૧૭ ના રોજ ફેંસલો આપ્યો આ ફેંસલાની અંદરની અમુક વાકય રચના પાટણના કેટલાક જૈન બંધુઓને યોગ્ય ન લાગવાથી તેમણે તે ફેંસલો રજીસ્ટર ન થાય તેટલા માટે મુંબઇમાં વસતા પાટણ નીવાસીને એકત્ર કર્યા અને વાંધો ઉઠાવ્યો.

આ સંબંધમાં વધારે બારીકીમાં ન ઉતરતાં અમારો તો અતી નમ્ર અભિપ્રાય એ થાય છે કે તે ફેંસલાની અંદર જેવી કહેવામાં આવે છે તેવી જૈન સિદ્ધાંતને બાધકકારી હકીકત અમારા સમજવામાં આવતી નથી. તો આવા સામાન્ય કારણસર જૈન વર્ગમાં કલેશ ઉપસ્થિત કરવો એ કોઇ રીતે યોગ્ય નથી. સામા પક્ષવાળા એક જૈન ગૃહસ્થ ઉપર વિશ્વાસ મુકે એજ આપણે મગરૂર થવા જેવું છે, તો હવે આ હકીકત જેમ બને તેમ ટુંકામાં પતાવવી યોગ્ય છે. આ જમાનો કલેશ વધારવાનો નથી, તેથી આટલી નમ્ર સુચના કરવામાં આવી છે. આશા છે પાટણના શ્રી સંઘના આગેવાનો આ બાબતમાં દીર્ઘ દ્રષ્ટિ વાપરી કલેશને નિર્મુળ કરશે.



## પરિશિષ્ટ ૨૭.

<u>જૈન, તા૦ ૧૫-૪-૧૯૧૭.</u>

## ચારૂપ કેસની ચર્ચા.



શા. અમીચંદ ખેમચંદ તરફથી ચારૂપના કેસ બાબે લવાદે કરેલા એવોર્ડ સંબંધે મેળવેલા અભિપ્રાયો મળ્યા છે. જેમાં શ્રીમદ્ વિજયકમળ-

સુરી, વ્યા. વા. લબ્ધિવિજયજી. હા. મુની ગંભીરવિજયજી, મુની કર્પુર-વિજયજી, મુની મણીવિજયજી, મુનીશ્રી હંસવિજયજી તથા પન્યાસ સંપત-વિજયજી, મુની લબ્ધીવિજયજી વગેરે. યતિ નાનચંદજી, મુની આનંદસાગર જી, રા. ચુનીલાલ એમ. કાપડીયાના તે એવોર્ડ રજીસ્ટર થતો અટકાવ-વાના વિચારસુચક પત્રોની નકલો તેમજ મુંબઇમાં તે માટે મળેલ સભાનો રીપોર્ટ મળ્યો છે તેમજ સુરતથી એક મુની તરફથી આવા અભિપ્રાય લખનાર સુરતથી પં. લબ્ધીવિજયજીના પત્ર સામે વાંધો દર્શાવનાર ચર્ચા પણ મળેલ છે અમને આશ્ચર્ય એ થાય છે કે લવાદ અને સંઘના શેઠીયાઓના ખાનગી જજમેંટ વચ્ચેનો ભેદ સમજવામાં પણ આવા જાણીતા વિદ્વાનો ભુલી જતા જણાય છે. વળી જે ખબરો અન્યત્ર પ્રગટ થએલ છે તે પ્રમાણે સ્માર્ત લોકોને અલાહેદી જગા વાળી આપવા અને ત્યાં તેમણે પાયો નાખવાની ક્રિયા પણ અત્યાર અગાઉની કરી ચુકયાનું જોવાય છે. તેવા સંજોગોમાં ભવિષ્યની સલામતી માટે જો શંકા રહેતી હોય તો તેનું સમાધાન કરવાને એકદિલીથી માર્ગ શોધવાને બદલે માંહોમાંહ "હમબમ"ની સ્પર્ધામાં આપણે મુળ હેતુને કેટલો પાછળ નાખીએ છીએ તે ભુલી જવું જોઇતું નથી.

અભિપ્રાય લખનારે કે ચર્ચા ઉપસ્થિત કરનારે કાર્યની સુંદર રૂપ રેખા દોરવાને પહેલી તકે આગળ વધવું જોઇએ છે. ખાલી ચર્ચા જમા-વવામાં આપણે બહુ ગુમાવ્યું છે. અનેક સાહિત્યોમાં જૈનીઝમ વિરૂદ્ધ ચર્ચાઓ સામે કેવળ આપણે માંહોમાંહે વાતો કરવામાં પુરૂષાર્થ ખરચી નાખવાથી લાભ કરતાં હાની વિશેષ જોવાઇ છે. થોડા વખત અગાઉ પાટણની પ્રભુતામાં યતિ કે યમદૂત સંબંધેની ચર્ચાએ જન્મ લીધો-ઉછાળા માર્યા અને અંતે સઘળું શાંત-એ આપણી નનાયકી સ્થિતિ છે. સંઘના મહદ્ પદને સંભાળવા અને આવા પ્રસંગે સત્તાયુક્ત વિચાર અર્પવાને આપણે હજુ સનાથ થવાને ભગીરથ પ્રયત્ન કરવાની જરૂર છે. કંઇ પણ પાયા વગર કેવળ હોહા કરી પરાયામાં આપણી કીંમત ઓછી કરવાથી અમને તો કંઇ સાર્થક જણાતું નથી.

——(૦)——

# પરિશિષ્ઠ ૨૮.

**જૈન શાશન, તા૦ ૧૮-૪-૧૭.**

## ચારૂપ કેસના લવાદે આપેલા ચુકાદામાં કરવો જોઇતો સુધારો.

ચારૂપ કેસ એ હિન્દુ અને જેન ધર્માનુયાયીઓ વચ્ચે ઉભો થયેલો હોઇ આજથી ત્રણ વર્ષના દીર્ઘકાળ પર્યંત ચાલી એક કોર્ટમાં હિન્દુ પક્ષના લાભમાં તો બીજી કોર્ટ આપણા લાભમાં એવી રીતે ચાલ્યા પછી અંતે ઉભય પક્ષે ડહાપણ વાપરી લવાદ નીમી તે દ્વારા તેનો નિર્ણય કરવાના નિશ્ચયપર આવી લવાદ નીમવામાં આવ્યા એ પગલું અતિ સ્તુત્ય છે. અને એવા એવા પ્રસંગોમાં કોર્ટની દેવડીએ ચડી દ્રવ્ય વ્યય કરવા કરતાં જો આવી રીતે લવાદ નીમીને તેવા પ્રસંગોનો નિર્ણય કરવામાં આવે તો તે ઘટના અતિ આનંદપ્રદ છે. પ્રસ્તુત પ્રસંગમાં હિન્દુ પક્ષનાઓએ આપણી જૈન કોમ પર વિશ્વાસ રાખી લવાદમાં કોઇ વિધર્મીને નહિં નીમતાં-એક જૈનધર્મીને નીમેલા છે તે પગલું તેમના આપણા પરના વિશ્વાસનું સુચન છે એકંદરે આ પગલું અભિવંદનીય છે અને એ રીતીનું પ્રત્યેક એવા પ્રસંગોમાં અનુકરણ થવું આવસ્યક છે, પણ અત્ર લવાદમાં નિમાયેલા પાટણના શેઠ રા. કોટાવાળાએ અસમાન વૃતિથી જે નિર્ણય પ્રકટ કર્યો છે તે પૂર્ણ વિચારને અંતે અયોગ્ય હોઇ કોમની લાગણી દુખવનારો છે. રા. કોટાવાળા પોતાના ફેંસલામાં ઉક્ત જિનાલયમાં વિધર્મી તરીકે ગણાતી હિન્દુ પ્રજાના દેવોની મૂર્તિઓ કેવી રીતે ત્યાં આવી શકી તેનો કશો પણ ખુલાસો કર્યા શિવાય તે બાબતની કશી પણ તપાસ-કર્યા શિવાય જૈનોમાં પણ અંબાજી આદિ હિન્દુ દેવોને માની બાધા આખડી રાખવામાં આવે છે એવો સમસ્ત કોમ ઉપર જે અઘટીત આક્ષેપ કરે છે તે જૈન શાસનને માનનારી પ્રજાની શિથીલતા દર્શાવે છે. સમસ્ત જૈન પ્રજામાંના ગણ્યા ગાંઠયા હજારે અગર લાખની સંખ્યાએ એક એ પ્રમાણે કોઇ જૈન વિધર્મીઓના દેવદેવોને માને તેની બાધા આખડી રાખે એથી કરીને સર્વ જૈન ધર્મને માનતી પ્રજાને દોષિત ઠરાવવી એ જૈન કોમને ઉતારી પાડેલી ગણી શકાય. તેઓના આ આશયના શબ્દોથી તો એવો

પણ ધ્વનિતાર્થે પ્રકટ થાય છે કે ઊપરની ઘટનાના ઉદ્દેશને અનુસરીને જૈન પક્ષનાએએજ આ હિન્દુ મુર્તીઓ પોતાની બાધા આખડીઓ માટેજ સ્થાપી હોય. અત્ર એવી તપાસ કરતાં અમો એવા અનુમાનપર આવીએ છીએ કે ચારૂપ જીનાલયનું પુજન બ્રાહ્મણ કરે છે. હવે ઉક્ત ગામમા જૈન વસ્તીનો અભાવ છે અને કદાચ ભાવ હોય તો પણ અન્ય પ્રત્યેક સ્થળોમાં શ્રી પુજનાદિ કાર્યો માટે બનતા સુધી બ્રાહ્મણ અથવા જૈન ધર્મીનાં અનુયાયીને રાખવામાં આવે છે હવે જ્યારે એક બ્રાહ્મણ જીન મંદિરમાં પુજન વિગેરે કરતો હોય તેનો તેજ બ્રાહ્મણ હિન્દુ મંદીરોમાં હિન્દુના દેવોનું પુજન કરે એ સ્વાભાવિક છે હવે જે ગામમાં એક પણ શ્રાવક રહતો નથી. ત્યાંના આપણા પ્રતિમાજીને અપુજ્ય રહેવા દેવા એ પ્રભુની આશાતનાજ છે માટે ત્યાં બ્રાહ્મણને પુજન કાર્ય માટે નિયત કરેલો હશે અને તેજ બ્રાહ્મણની કોશીશથી તેના ધર્મના દેવોની મુર્તીઓનું ત્યાં સ્થાપન થયું હશે. એટલે કે એકંદર અનુમાનથી નિશ્ચય પર આવતા ત્યાંના આપણા જીનાલયમાં વિધર્મીઓના—હિન્દુઓના દેવો આવવાનું કારણ એ ત્યાં પૂજન કરતા બ્રાહ્મણની ત્યાં એકી સાથે ઉભય દેવની પુજા કરવાનું હશે. અસ્ત્ર કોઇપણ પ્રકારે એ આવેલી મૂર્તીઓ હિન્દુઓની હોવાથી તે મૂર્તીઓ તેને વિના તકરારે આપણે સોંપી દેવી જોઇએ લવાદે તેનો નિર્ણય કરતાં હિન્દુઓના લાભમાં જઇ એક પોતે એક જૈનીગૃહસ્થ હોવા છતાં જૈનપ્રજાના વિદીર્ણ થતા અંતઃકરણનો જરા પણ ખ્યાલ રાખ્યા શિવાય તત્ સંબંધી ધ્રુવાધ્રુવનો વિચાર કર્યા પહેલાં લવાદ મી. કોટાવાળાએ જે ચુકાદો આપ્યો છે તે આપણી કોમને અમાન્ય છે તેથી તેમના ચુકાદાનો પ્રતિકાર કરવા માટે મુંબઇ, વગેરે સ્થળોમાં તથા ખુદ પાટણમાંજ સભાઓ ભરાઇ દરખાસ્ત મુકી તેનો પ્રતિહાર કર્યો છે તે યોગ્ય છે. ચારૂપ જીનમંદીરનું સ્વામિત્વ આપણું છે તે આપણા બોલવા પરથીજ નહીં પણ મહેસાણાની કોર્ટમાં પ્રસ્તુત કેસ ચાલતાં તે કેસનો ચુકાદો આપણા લાભમાં આવ્યો છે તેમાં મુખ્ય કારણ કોઇપણ હોય તોપણ તે મંદીરનો ભોગવટો આજથી સો વર્ષથી પણ આગળના સમયથી આપણો છે. હવે એવી રીતે મંદીરનું સ્વામિત્વ આપણું છે એજ બતાવી આપે છે કે ત્યાં હિંદુ ધર્મની જે મૂર્તિઓ સ્થાપિત થઇ છે તે જિનાલય થયા પછી એ સ્થાનમાં આવેલી છે. હવે ઉભય ધર્મના અનુયાયીઓ આમ એકજ સ્થાનમાં, એકજ મંદિરમાં, ઉભય ધર્મીઓના દેવો વિરાજતા હોવાથી ત્યાં પુજન અર્ચનાદિ

માટે ત્યાં આવે એ બનવા જોગ છે. આપણી પ્રમાણેજ હિન્દુઓમાં પુજનાદિજ કરવામાં આવતાં હોય તો તેથી આપણી ધાર્મિક માન્યતાને લેશ પણ બાધ આવતો નથી. પણ યજ્ઞાદિક ક્રિયા કે જે આપણી ધાર્મિક માન્યતા પ્રમાણે અયોગ્ય ગણાય છે. આપણા મુખ્ય સુત્ર अहिंसा परमोऽधर्मः ની અવજ્ઞા થતી હોવાથી હિન્દુ ભાઇઓ આપણાંજ સ્વામિત્વવાળા આપણાજ દેવમંદીરમાં તેવા પ્રકારની ક્રિયાઓ કરે એથી આપણાં દિલ દૂભાય એ સ્વાભાવિક હોઇ પ્રસ્તુત કેસનું મુખ્ય કારણ આવુંજ કાંઇક હોવા સંભવ છે. હવે આવા પ્રકારની થતી ક્રિયાઓ અટકાવવી અને શ્રી પ્રભુની કરવામાં આવતી આશાતના ન થાય એવી યોજના યોજવી આવશ્યક હોવાથી લવાદ નીમીને આ ઉદ્દેશ પુર્ણ કરવાની આશા રાખવામાં આવી, અને એક દ્રષ્ટિથી જોતાં થોડે ઘણે અંશે તે આશા પુર્ણ થઇ છે અને તે આશા પણ અલ્પ સમય માટેજ. પછી તો અમે એવું ધારીએ છીએ કે આ કલહ વિશેષ વૃદ્ધિ પામવા સંભવ છે તેથી લવાદે કરેલો આ ચુકાદો, અન્ય સબળ કારણો આ ક્ષણે દુર મુકીએ તોપણ, એકજ સ્થળે ભિન્ન ભિન્ન ધર્મ વિચારવાળાના મંદીરો હોવાથી અનેક વિટંબણાઓ ઊપસ્થત થાય. આપણે જ્યારે ધ્યાનસ્થમાં બેસીએ એજ સમયે સામા પક્ષના જો ઘંટાદિકના ધ્વનિથી તેમાં ખલલ પહોંચાડે અને તેથી એક પ્રકારે પ્રભુની આશાતના થાય એથી પણ ઉક્ત જીનાલયના અમુક ભાગમાંજ હિન્દુ મંદીર બાંધવા માટે જૈન સ્વામિત્વની જગા આપવી એવો જે ઠરાવ રા. કોટાવાળા શેઠે કર્યો છે તે સર્વ રીતે અયોગ્યજ છે; અને તેમાં પણ દંડ પર ડામ તરીકે રૂા. ૨૦૦૧ અથવા એથી પણ વિશેષ દ્રવ્ય સહાય તરીકે આપવાનું ઠરાવ્યું હોત તો ચાલત; પણ જીનાલયની અમુક જગા તેમના મંદીર માટે આપવાનું જણાવ્યું તે તો આપણને અતિ હાનિકર છે.

આપણા મંદીરમાંથી તેમની મૂર્તિઓ તેઓ જો લઇ જવા માગતા હોય તો વિના સંકોચે તે તેમને સ્વાધિન કરવી એજ શોભાપ્રદ છે. અને આપણે તેમ વર્તવા તૈયાર પણ છીએ. કિંતુ અત્રે જોવાનું તો એ છે કે આપણાં પ્રતિમાજી તેમનાં સ્વામિત્વવાળા મંદિરમાંથી હસ્તગત થતાં શું તેઓ આપણે જેમ જમીન તેમ મંદિરાદિ બાંધવા અને વિધિ સહીત તેની સ્થાપના કરવા વગેરે ક્રિયામાં જે દ્રવ્ય આપવાની આજ્ઞા લવાદે કરી છે તેનું અનુકરણ અન્ય પ્રસંગે હિંદુ બાઇઓ કરશે કે? કદિ નહીં. ઘણી વખત એવું બને છે કે ખેતરો વગેરેમાં ખોદાણ કામ થતાં તેમાંથી પ્રા-

ચીન જિનબિંબ મળી આવતાં તેજ ક્ષેત્રનો સ્વામી કાંઇ સ્વદ્રવ્ય વ્યયથી તેની સ્થાપના આદિ કરાવતો નથી પણ આપણેજ તેને માટે સર્વ પ્રકારની વ્યવસ્થા કરવી પડે છે. કારણ કે ક્ષેત્રનો સ્વામી ઇતર જન છે જ્યારે પ્રતિમાજી આપણાં છે. માટેજ તેમને જે રૂ. ૨૦૦૧ તથા ચારૂપ જીનાલયની જમીનનો અમુક ભાગ આપવાનો ઠરાવ રા. કોટાવાળાએ કર્યો છે તે રદ થવો ઉચિત છે.

ઉભય પ્રજામાં શાંતિ અને સલાહ રહે એવા ઉદ્દેશથી પ્રેરાઇને આ નિર્ણય રા. કોટાવાળાએ કર્યા હશે એવું કદાચ માનીએ તોપણ નીચેનું વૃત્તાંત તેથી જુદું પરિણામ સુચવે છે. મુંબઇના અમારા પર એક ગૃહસ્થ રા. અમીચંદ ખેમચંદ પોતાના પત્રમાં જણાવે છે કે 'કોટાવાળા શેઠે એવું' સંભળાવ્યા પછી, તેમ સ્માર્તોને તેમના દેવો તથા લવાદે આપેલી જગો નો ફાગણ શુદી ૧ લગભગ કબજો સોંપાઇ ગયો છે, છતાં-ચારૂપના રજપુતો હજુ પણ રાતના એક વાગે તેમ આપણું દહેરૂં મંગળીક થયા પછી જબરાઇથી ઉઘડાવી દાખલ થાય છે, એટલુંજ નહીં પણ થોડાક દિવસ પર પાટણના એક આગેવાન ગ્રહસ્થ શેઠ દલછાચંદ દોલાચંદ ચારૂપ ગયેલા અને તેની સામને ત્યાંના રજપુતો થયા અને હજુ પણ તેઓ કેવું વર્તન રાખશે તે એક સવાલ છે. ગમે તેટલા પણ કેલવણી લીધા વગરના અજ્ઞાન ગામડીયા, આવા પ્રસંગો જયાં ભોગ આપ્યાં છતાં પણ બનતાજ રહેવાના ત્યાં શાંતિની આશા કેમ રાખી શકાય ? માટેજ તે ચુકાદો રજીસ્ટર્ડ થવા પૂર્વે પ્રજાએ જુંબેસ ઉઠાવી રદ કરવો આવસ્યક છે.



## પરિશિષ્ટ ૨૯.

**જૈન શાસન, વઇશાક શુદી ૪ બુધવાર વી. સં ૨૪૪૩.**

## ચારૂપ કેસ.



પાટણ પાસે આવેલા ચારૂપ તીર્થ શામળા પાર્શ્વનાથજીના દેરાસરના સંબંધમાં શેઠ કોટાવાળા પુનમચંદ કરમચંદે લવાદ તરીકે આપેલા ચુકાદા સામે આપવામાં આવેલા અભીપ્રાયો.

Messrs. Amichund Khemchand, Leherubhai Chunilal and others have placed before me the award published by Mr. Kotavala on the 21st day of January 1917 with reference to the notorious Charup Case of Patan. On a careful perusal of the judgment delivered by A. A. Kehimkar in Criminal Case No. 18-15-16 the submission paper dated 2-12-16 and other materials furnished to me, I come to the following conclusions,

( 1 ) It appears that the signatories to the submission paper have signed in their individual capacites and it is not at all clear whether these signatories had any authority from the Jain Sangh of Patan to refer a matter of such capital importance to arbitration under circumstances, which would have elicited more prudent consideration from any other arbitrator. The learned arbitrator has based his Award on the ground that the submission paper is sufficiently signed, but it is apparent that the blunder committed by him is of twofold character, In the first place the signatories are not accused persons who are required by law to sign the submission paper and in the second place the said signatories have not put their signatures under the weight of any representative capacity. Not only the said Sangh has conferred no authority on the said signatories but it is distinct from the opposition at present created that the Sangh as a whole had no hand in the matter of the present arbitration. Under the circumstances it appears to me that this Award is not binding on the Sangh which is not made a party to the submission paper.

It is on the other hand equally clear that the Sangh is also guilty of laches, carelessness and remissness in as much as it did not stir itself at an earlier date to entitle themselves to justice and fairness in any Court of Law.

Coming to the merits of the Award itself the impression that is likely to be created in any thinking mind is that the Award is in favour of the complainants only, a circumstance which indicates entire partiality at the hands of the learned arbitrator. Where a criminal liability is once determined by a competent Court it ought to have been dealt with on its merits, but the learned arbitrator seems to have entirely ignored the matter.

One more noteworthy feature of the Award is that it is not signed by the complainants The statements to whieh the arbitrator has committed himself "સનાતન ધર્મવાલાઓએ આપેલા પંચાયત નામામાં ઠરાવનો અમલ મહારો કરાવી આપવો એમ સુચીત કર્યું છે." leads a man to believe strongly that the arbitrator has very likely colluded with the eomplainants which would entitle the Jain Sangh to move a Law Court to set aside the present award on the ground of misconduct of the learned arbitrator.

Ordinarily the principle that must prevail is that the Award should not leave undetermined any of the matters referred to arbitration and should not determine a matter not referred to it.

The production of the Award speaks itself that this principle of ordinary common sense has been entirely brushed aside by the learned arbitrator.

Before concluding perhaps I may mention that the certain statements in the award may warrant inference that the arbitrator has been wilfully misled or deceived by the other side.

My conclusion upon the whole matter is that the Award is tainted with illegality, entirely without merits and of a kind that ought to be severely discouraged. Further more I only add that if the Jain Sangh encourages awards of this kind it would open up an alarming vista of undesirable possibilities.

Bombay, 20-3-17.

Sd. CHUNILAL M. Kapadia.

મી. અમીચંદ ખીમચંદ તથા લહેરૂચંદ ચુનીલાલ અને બીજાઓએ પાટણના જાહેર થયેલા ચારૂપ કેસ સંબંધમાં તા. ૨૧-૧-૧૭ ના રોજે મી. કોટાવાળાએ બહાર પાડેલ ઠરાવ મારી પાસે મુકયો હું સ. ૧૯૧૫-૧૬ ના નંબર ૧૮૨ વાળા ફોજદારી મુકરદમામાં એ. એ. કહીમકરે આપેલ જજમેંટ તથા તા. ૨-૧૨-૧૬ નું લવાદનામું તથા મારી આગળ જણાવવામાં આવેલ બીજી બાબતોનો પુરતો વિચાર કરી નીચે પ્રમાણે અભિપ્રાય આપું છું.

(૧) એમ જણાય છે કે લવાદનામામાં સહી કરનારાઓએ પોતાનાજ નામે સહીઓ કરી છે અને એમ બીલકુલ જણાતુ નથી કે આ સહી કરનારાઓને આવો મુખ્ય અગત્યનો સવાલ લવાદને સોંપવાને પાટણના જૈન સંઘ તરફથી સત્તા હતી કે જે સવાલે આવી સ્થિતીમાં કોઈ બીજા લવાદી પાસે વધારે ડહાપણ ભરેલો વિચાર બહાર પાડયો હોત; વિદ્વાન લવાદે પોતાનો ઠરાવ એવા કારણોએ

આપ્યો છે કે લવાદનામા ઊપર પુરતી સહીઓ છે પણ એતો દેખીતું છે કે તેમની કરેલ ભૂલ નીચેના બે કારણોની બનેલી છે. પહેલા તો સહી કરનારાઓ તોહમતદાર નથી કે જેઓ લવાદનામામાં સહી કરવાને કાયદાથી બંધાયેલ હોય અને બીજું તે સહી કરનારાઓએ પોતે કોઇપણ વ્યક્તિના તરફથી સહીઓ કરી નથી સહીઓ કરનારાઓને સંઘ તરફથી કોઇપણ જાતની સત્તા આપવામાં આવી નથી એટલુંજ નહિ પણ ચાલતા લવાદમાં સંઘનો જરા પણ હાથ નથી એમ હાલમાં થયેલ ઉશ્કેરણી બતલાવી આપે છે. આ ઉપરથી મને જણાય છે કે આ ઠરાવ સંઘને બંધન કરતા નથી જે સંઘને લવાદનામામાં એક પક્ષકાર ગણેલ નથી.

(૨) વળી એતો ચોખ્ખું દેખીતું છે કે કોઇપણ કાયદાની કોરટમાં સંઘે પોતાનો ન્યાય તથા વ્યાજબીપણું મેળવવાને તુરતજ પગલાં ભર્યાં નથી તેથી પોતાની આળસાઇ તથા બેદરકારીપણા માટે સંઘ ગુન્હેગાર છે.

(૩) ઠરાવના ગુણ દોષ જોતાં કોઇપણ મનુષ્યના મન ઉપર જે અસર થવા સંભવ છે તે એ છે કે ઠરાવ ફરિયાદ કરનારનાજ લાભમાં છે અને તે બાબત વિદ્વાન લવાદના હાથે થયેલ તદન પક્ષપાત બતાવે છે જ્યારે એક ફોજદારી જવાબદારીનો એકવાર એક લાયક કોર્ટથી નિર્ણય કરવામાં આવ્યો હોય ત્યારે તેનો આધાર તેના ગુણ દોષ ઉપર રાખવામાં આવે છે. પણ વિદ્વાન લવાદીએ તે બાબત તદન વિસારી મુકી છે.

(૪) વળી એક વધારે જણાવા લાયક ઠરાવ એ છે કે તેમાં ફરિયાદીઓની સહી નથી "સનાતન ધર્મવાળાઓએ આપેલા પંચાયતનામામાં ઠરાવનો અમલ મહારે કરાવી આપવો એમ સુચીત કર્યું છે" એ શબ્દો કે જે લવાદના પોતાનાજ છે તે શબ્દો કોઇપણને મજબુત રીતે માનવાને દોરે છે કે લવાદ ફરિયાદ કરનારાઓને તદન મળી ગયા હોય તેમ લાગે છે અને જેથી જૈન સંઘને વિદ્વાન લવાદની ગેરવર્તણુકના કારણે આપેલ ઠરાવ રદ કરવાને કાયદાની કોર્ટે જવાને કારણ મળે છે.

(૫) સાધારણ રીતે એવો હેતુ હોય છે કે ઠરાવની અંદર લવાદને સોંપવામાં આવેલ બાબતોમાંની કોઇપણ બાબતનો નિર્ણય થવો રહી જવો નહિ જોઇએ. તેમજ લવાદના સંબંધ વિનાની બીજી બાબતોનો નિર્ણય થવો નહિ જોઇએ ઠરાવના અમલથીજ જણાઇ આવે છે કે વિદ્વાન લવાદે પોતાની સાધારણ અક્કલ એક બાજુ બેસાડી દીધી છે.

(૬) છેવટમાં કદાચ મારે જણાવવું જોઇએ કે ઠરાવની કેટલીક બાબતો એવી સુચના આપે છે કે લવાદને જાણી જોઇને સામી બાજુ વાળા તરફથી ભૂલ ખવરાવવામાં આવી છે અથવા તો છેતરવામાં આવ્યા છે.

બધી બાબતો ઉપરથી મારો અભિપ્રાય એ છે કે ઠરાવ ગેરવ્યાજબી રીતે કરવામાં આવ્યો છે ગુણ દોષ વિનાનો છે અને તે એવો છે કે જેને સખત રીતે વખોડી નાખવો જોઇએ વધારામાં હું જણાવીશ કે જો જૈન સંઘ આવી જાતના ઠરાવને ઉત્તેજન આપશે તો ભવિષ્યમાં ઘણાં ખરાબ પરિણામ આવવાનો રસ્તો ઉઘાડો થશે.

તા. ૨૦-૩-૧૭.
મુંબઇ.

**ચુનીલાલ એમ. કાપડીયા.**
એમ. એ બી. સી. બી. એ. એલ એલ. બી.

## પરિશિષ્ટ ૩૦.

જૈન શાસન, વઇશાક સુદી ૪ બુધવાર વી. સં. ૨૪૪૩.

૪

मु० कपडवंणज फा. व. ९

पुज्यपादा जैनाचार्य १००८

श्रीमान श्रीमद्वीजय कमल सुरीश्वरजी महाराज तथा श्रीमद जैन रत्न व्याख्यान वाचस्पति मुनी श्री लब्धीविजयजी महाराज आदि मुनी मंडलकी तर्फसे तत्र,

मु० मुंबई मध्ये सुश्रावक देवगुरु भक्तिकारक शा० लहेरुचंद चुनीलाल कोटवाल तथा शा० मणीलाल चुनीलाल मोदी तथा शा० अमीचंद खेमचंद शा० हीरालाल लल्लुभाइ कपडीआ शा० मणीलाल रतनचंद वैद आदि समस्त श्री संघ योग्य धर्मलाभ पुर्वक विदीत रहेकी यहांपर श्री देवगुरु धर्मके प्रसादसे सुख भाता है.

वि. तुम्हारा पत्र तथा छपी हुइ चुकादाकी नकल और हेन्डबील आदि पहुंचे अत्यंत खेदके साथ लीखा जाता है की कोटावाला शेठ पुनमचंद करमचंदने परम पवित्र प्राचिन श्री चारुप तिर्थके संबंधमें जो चुकादा लीखा है वो एक तर्फी होनेसे जैन श्री संघको कबुल करना योग्य नहि है.

और मेसाणा कोर्टसें जीस केसमें जैन लोकोकी जीत हूइथी तो फिर इस केसके लवादनामा उक्त शेठजीको सोंपनेकी क्या जरुरतथी और चूकादा भी एकही तर्फका लीखा गया है यदि वो चूंकादा कायम रहा तो भविष्यमें उस चूकादेसें अपने प्राय सर्व जैन तिर्थोमें और ग्राम व शहरोंके देहेरासरोंमे बडा भारी भयंकर नुकसान जैन श्री संघको उठाना पडेगा,

क्योंकि प्राय अनेक जैन मंदिरोमें ब्राह्मण पुजारीओने स्वपुजा करनेके लीये महादेव आदि देवोकी मुर्तीये रखी है और जैनोने लीहाज तथा दयाभावसें नहि रोका इस लिये यह चूकादा उन उन स्थानोपर अत्यंत हानीकारक होजायगा वास्ते जो जैन लोक इस वखत जो कुंभकरणकी नींदमें पडे रहे और चुकादा रजीस्टर्ड हो गया तो सासनकी हानी होनेमें जराभी संदेह नहि समजना क्योंकि इस चुकादेके बांचनेसे धर्मीष्ट सभी जैनोके मन अत्यंत दुखीत होते है इस लीए पाटण आदि समस्त

जैन सकल श्री संघको शेठजीको लिखे हुए चूकादेपर पूर्ण ध्यान देते हुए जलदी ही योग्य बंदोबस्त करना चाहीए.

वि. धर्म कार्यमें उद्यम रखना.

दा॰ मुनी गंभीरविजयकी तर्फसे धर्मलाभ वां.



( ૫ )

**પાલીતાણા,** તા૦ ૯ ૩-૧૭.

લી૦ સદગુણાનુરાગી **કપુરવિજયજી** તરફથી ધર્મલાભ સહ નિવેદન કે તમારા પત્રથી હકીકત જાણી નકલો વાંચી અન્યત્ર પણ વાંચવામાં આવેલી ત્યારે મી૦ કોટાવાળા પોતે એક જૈન છતાં અનેક અનેક કેસની વસ્તુસ્થિતી સમજતા હોવા છતાં આવો ચુકાદો આપવા કેમ દોરવાયા હશે. એવો વિચાર આવ્યો ચુકાદામાં કેટલુંક મીશ્રણ પોતાની કલ્પના મુજબ કરેલું જણાય છે. અને કેટલોક નકામો બોજો જૈનો ઉપર નાખ્યો લાગે છે તેમ છતાં સાવ નજદીકમાં સામાને મનૂમાન્યો લાભ આપેલો હોવાથી ભવિષ્યમાં તેઓ સાવશાંતિ જાળવી રાખે એવી આશા મી૦ કોટાવાળાએ કલ્પી રાખેલી વાસ્તવીક જણાની નથી બહુતો તે મુર્તીઓ જૈનોનાજ કબજાની છે, તેમ છતાં ત્યાંથી સામાવાળાઓને અન્યત્ર લઇ જવાં જૈનો પાસેથી સમજાવીને અપાવવા જેવું કરવું ઠીક હતું સિવાય કેટલુંક લખાણ એક બીજાની લાગણી સંતોષવા માટે ઇરાદા પુર્વક કરેલું સમજાય છે ચુકાદો મારી સમજમાં બરાબર ન્યાયસર થએલો જણાતો નથી પ્રથમ જૈનોએ અનેક રીતે સમાધાન માટે પગલાં ભરેલાં છતાં સામાવાળાએ તેમને નાહક ખર્ચમાં ઉતાર્યા જૈનોએ પણ ન્યાયની ખાતર ન્યાય મેળવવા ખર્ચમાં ઉતરી કેસમાં જય મેળવ્યો પછી એક બીજાની લાગણી સંતોષવાની 'ખાતરજ મી૦ કોટાવાળાને વચ્ચે નાખી સમાધાન કરવા નોતર્યા હોય તો તેમની ફરજ કોઇપણ પક્ષને ગેરઇન્સાફ ન થાય અને ભવિષ્યમાં ફરી ઝઘડો થવા ન પામે એ વાત નજરમાં રાખી અદા કરવાની હતી તે કેટલે દરજ્જે થઇ છે તેની ખાત્રી તમે ત્યાં પ્રસિદ્ધ સોલીસીટર (ભી૦ મોતીચંદ ગી૦ કાપડીયા વિગેરે) ની સલાહ લઇને કરશો કાયદાની

બારીકી અને વસ્તુ સ્થિતીનો ખ્યાલ તેઓ વધારે સારી રીતે આપી શકે એમ મને ભરોસો છે. બાકી પ્રથમથી અગમચેતી વાપરતા રહેવું એ વિસરી જવું જોઇએ નહિં ધર્મરાગી બંધુઓને ધર્મ એજ નિવેદન ૨૦ કુંવરજી આણંદજી વિગેરેના અભિપ્રાયો ઉપયોગી થશે આ બાબત મી૦ કોટાવાળા સાથે રૂબરૂ ખુલાસાની જરૂર પડે તો તેમ કરી શકાય તો ઠીક.

દા૦ પોતે.



( ૬ )

સ્વસ્તિશ્રી સુરતથી મણિવિજયજી શ્રી દેવગુરૂ ભક્તિકારક અમાચંદ ખેમચંદ ગોદડભાઇ યોગ્ય ધર્મ લાભ તમારો કાગળ વાંચતાં નીચે પ્રમાણેનો મ્હારો અભિપ્રાય જૈન કોમના રાંઇટસ રિઝર્વ થવા માટે જણાવું છું.

૧ ફેંસલો આપનાર પોતાનું જૈન ધર્મના સ્વરૂપમાં બહુજ અનભિજ્ઞપણું સુચવે છે. એટલુંજ નહિ પણ જૈન તરીકે જે ફેંસલો ન અપાય તેવો આ ફેંસલો મ્હારા અભિપ્રાયમાં લાગે છે.

૨ જો આવા અણીના વખતે જૈન કોમ જાગ્રત થશે નહિ તો ઠેકાણે ઠેકાણે આ ઊંધી છાપથી હેરાનગતિ અને વિમાસણ ઊભી થશે.

૩ આ સંબંધે ઠેકાણે ઠેકાણેના જૈન સંઘના અભિપ્રાયો લેવા જોઇએ એવી મ્હારી આકાંક્ષા છે. કારણકે આ ફેંસલો કાંઇ એકલા પાટણની જૈન કોમનેજ હેરાનગતિમાં તથા નીચી પાયરીમાં નાખે તેમ નથી. એજ મીતી સંવત ૧૯૭૩ ફાગણ વદ ૧૫



# શ્રી ચારૂપ જૈન દેરાસર અંગનો કેસ.

મજકુર કેસના સબંધે શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાએ આપેલા ચુકાદાથી પાટણના સંઘના ગ્રહસ્થોની લાગણી દુઃખાવવાના સંબંધે મુંબઇમાં વસતા પાટણ નિવાસી ગ્રહસ્થો તરફથી સર્વ જૈન ગ્રહસ્થોને એક વિનંતીપત્ર પાંચ ગ્રહસ્થોની સહીથી રવાના કરવામાં આવ્યું છે જે તેમાં જણાવ્યું છે કે "લવાદના ચુકાદામાં જૈન ધર્મ

સબંધમાં વિચારો દર્શાવ્યા છે તે જૈન ધર્મના સિદ્ધાંતથી વિરૂદ્ધ કે નહિ, તે તુરત લખી જણાવવા કૃપા કરશોજી."

ઉક્ત વિનંતિપત્રનો ઉત્તર આપવાને કોઇ પણ ધર્માનુરાગી મનુષ્યને સ્વાભાવિક રીતે ઇચ્છા થઇ આવે ધર્મચુસ્ત મુનીરાજો તેમજ ગ્રહસ્થોએ પોતાના ધર્મનુ ધર્મક્રિયા કરવાના સ્થળોનું સંરક્ષણ કરવા સદા કાળજી રાખવી તે સંબંધે પોતાના વિચારો પ્રિય અને અને મૃદુ ભાષામાં દર્શાવવા અને કારણ પડે ઉત્સાહથી શરીર શક્તિએ વિચારોને અમલમાં મુકવા મુકાવવા તત્પર થવું એ પુરુષત્વની પહેલી ફરજ છે. જૈન સિદ્ધાંત પ્રમાણે કહીએ તો કોઇ પણ શુભ કાર્ય મન વચન કાયાએ કરવા કરાવવા અને કરણ કરાવણની શક્તિ અભાવે અનુમોદન આપવા ખડા રહેવું એ સુજ્ઞ જૈનનું પ્રથમ કર્તવ્ય છે.

ચારૂપ દેરાસરજીના અંગે થયેલ ચુકાદાથી ધર્મનું યા ધર્મ સિધ્ધાંતોનું કોઇ પણ અંશે ઉલંઘન થાય છે કે કેમ? અને થયું છે તો કેટલે દરજ્જે હાનીકારક છે તે તપાસવાની ખાસ જરૂર છે શેઠ પુનમચંદ કરમચંદ કોટાંવાળાએ આપેલા ચુકાદાની પ્રસિધ્ધ થયેલ નકલ તરફ નિગાર મુકતાં એમ સમજાય છે કે તેઓ પોતે જૈનશાસ્ત્ર સિદ્ધાંતના જોઇએ તેવા માહીતગાર ન હોવાને લીધે ચુકાદામાં કેટલીક અપ્રસ્તુત અને કેશને સંબંધ ન ધરાવનારી એવી વીચીત્ર વાતો લખી છે અને જૈન સિધ્ધાંત વિરૂધ્ધ વિચારો અનાયાસે ગમે તેમ દર્શાવાઇ ગયા છે આ કેસમાં પ્રથમ મુદો એટલોજ છે કે ઉકત દેરાસરમાં મહાદેવ પાર્વતી વિગેરેની મુર્તીઓ શી રીતે કયારથી કોનાથી અને શા હેતુથી દાખલ થવા પામી આ પ્રશ્નને અંગે શેઠે લવાદનામામાં કાંઇપણ ઇસારો કર્યો નથી, શ્રી જૈન શાસને (ફા. વ. ૬ ને બુધવાર) માં પા. ૭૫૫ મે એ પ્રશ્નને અંગે કરેલું અનુમાન નીચે પ્રમાણે છે અને તે વ્યાજબી લાગે છે.

જે ચારૂપ ગામના શ્રી શામળાજીના દેરાસરમાં હિન્દુ મુર્તી સ્થાપિત થવાનું કારણ શું હશે એ વિચારણીય પ્રશ્ન છે ઉકત કામ જ્યાં વસતી પ્રજામાં જૈન ધર્મ પાળનારાઓનો અભાવ છે તેથી પ્રભુની સેવા પુજા માટે જેમ અન્ય સ્થળોમાં ભાવસાર માળી આદી જૈન શાસનને ન માનનાર વ્યક્તિને ગોઠીનું કામ સોંપાય છે એમ અહીં બ્રાહ્મણ દ્વારા એટલે સનાતન ધર્મવાળા જૈન મંદીરમાં પુજારીનું કામ કરે છે આ પ્રથા લાંબા સમયથી ચાલી આવતી હોવાથી ઉકત સનાતનધર્મિ પુજારીએ

સ્વધર્મની મુર્તિઓ જૈન પ્રતિમાજી પાસે સ્થાપીત કરી હોય એ સંભવિત છે. પછી પણ એની એજ પ્રથા ચાલુ રહેલી હોવાથી જૈન પ્રતિમાજી સાથેજ તેમને સ્થાન મળેલુ ગણાય એવું અનુમાન કરી શકાય છે.

હવે ધારો કે અનુમાન પ્રમાણે એક પુજારીએ પોતે જૈનેતર હોવાને સબબે પોતાને પુજનીય મુર્તિ જૈન દેરાસરમાં લાવી મુકી હોય તેથી તેનો હક અથવા તેના વંશ વારસો કે લાગતા વળગતાઓનો દાવો તે દેરાસરની મીલ્કતમાં કોઇપણ અંશે પહોંચી શકે ખરો આ મહાદેવ વીગેરેની મુર્તિઓ ભલે જે ધર્મના અનુયાયીઓને સ્વાધીન કરવી વ્યાજબી હતું પણ એની કોણ અને કયારે જૈન દેરાસરોમાં એમના શાસ્ત્ર વિધિ પ્રમાણે પ્રતિષ્ઠા કરાવી હતી કે જેથી તેઓની પ્રતિષ્ઠા કરાવી આપવાનુ જૈનોને માથે નાખવામાં આવ્યું એ મુર્તિઓ જૈન દેરાસરમાં લાવી ગોઠવી દેનાર કયા શખ્સોએ જૈન દેરાસરની મીલ્કત વસાવવામાં બાંધવામાં કાંઇ પણ ફાળો આપ્યો હતો કે જૈન દેરાસરના અંગની જમીન તે સ્માર્ત ધર્મોવાળાને આપવી પડે તે સાથે બે હજાર રૂપીઆ જૈન દેરાસરમાંથી અન્ય ધર્મના લોકોને અપાવાય આ સ્થળે સ્હેજ વિચાર કરવો ઘટે છે. કે જૈન મુર્તિઓ કોઇ અન્ય ધર્મના દેરાસરમાંથી ઘરમાંથી કે કોઇ બીજે સ્થળેથી જૈન લોકો પોતાને કબજે લેવા માંડે તો તે લોકો પાસે દેરાસર બાંધવાની જમીનનો કે દેરાસર બાંધવા પાછળ ખર્ચવાને કોઈપણ રકમ હક કરી શકે? અને કરે તો તે કેવો અકલવાન ગણાય તો હવે સ્માર્ત ધર્મવાળાની એ મુર્તિઓ હતી તો તે લોકો પોતે પોતાની મુર્તિની પ્રતિષ્ઠા પોતાને ફાવતી અનુકુળ જગ્યામાં ભલે કરીલે પરંતુ તે પાછું શોકયના સાલ મુજબ જૈન દેરાસરની સાથેજ શંખનાદ હવન આદિ જૈન ધર્મને અમાન્ય ક્રિયાઓ દેરાસરની નજદીકમાં કરવાનું કરાવવામાં આવ્યું. કે જેથી કલેશનું બી બલવાને બદલે ભવિષ્યમાં ઉલટો ઝઘડો થવાનો પ્રસંગ આવે સાથે વિચાર કરવો ઘટે છે કે જૈનના પૈસાવડે અન્ય ધર્મની મુર્તિની પ્રતિષ્ઠા થાય એ શું શાસ્ત્ર વિરૂદ્ધ નથી?



## અત્રે મેસાણા કોર્ટથી થયેલા ચુકાદામાં આપેલી હકીકતો લક્ષમાં લેવા યોગ્ય છે.

૧ ચારૂપ દેરાસરનો વહીવટ ૬૦ વર્ષથી જૈનોનો છે. બધી ઇમારતો જૈન લોકોએ બંધાવેલી છે. પુજારી પણ તેઓ રાખતા ને પગાર પણ તેઓ આપતા.

૨ સદરહુ મંદીર જૈનોનુ છે એ મંદીરનો કબજો તથા વહીવટ જૈનોના હાથમાં છે તે વાત ગામના લોકોને રૂચતી નથી.

૩ જૈન જેવા વહેવાર પક્ષ લોકો હિન્દુ સાથે હળીમળીને કામ લે અને તેમની લાગણી દુઃખાય એવું કાંઇ કૃત્ય કરે નહિ એજ સંભવનીય છે, ઉપલી હકીકતથી સહજ સમજી શકાયકે જૈન પોતાની માલીકીના દેરાસરનો યોગ્ય રીતે વહીવટ કરે તેમાં થતી આસાતનાઓ દુર કરવાને સદા તત્પર રહે અને અન્ય કોમ સાથે સદા હળીમળીને રહે એ અનુચીત ગણી શકાય એમ નથી કલેશનું બી બાળવું ઝઘડાઓ ન કરવા અને થતા અટકાવવા સર્વ સાથે હળીમળીને રહેવું એતો નીતીવાન સર્વ મનુષ્યોનું કર્તવ્ય છે જૈન સિધ્ધાંત પ્રમાણે જૈન સિદ્ધાંત પ્રમાણે "**मितीमेह्य श्वत्तुएसु**" એ વાક્ય સદા વિચારણીય ઉચ્ચારણીય અને આચરણીય છેજ એવો કોણ હીન ભાગી હશે કે જે ઝઘડો નીવારણ થતો જોઇ રાજી ના થાય બલ્કે નીર્મુળ કરવા નીરંતર ઉદ્યમી થવું એજ સાધ્ય બીન્દુ હોવો જોઇએ પરંતુ એ પણ વિચારવું કે જેમ કારણે કરોડ રૂપીઆ ખરચવા ઉચ્ચિત છે વિનાકારણે એકકાંકીણી પણ એક મહોર બરોબર ગણવાની છે. તેમજ હકદારને સંપૂર્ણ હક આપવો એ ઉચ્ચિત છે. પરંતુ બીન હકદારને દાક્ષીણતામાં દબાઇ કે નબળાઇ દેખાડી પોતાનો હક તેઓને હાથે લુંટાવા દેવો અને તે સાથે તેઓની તેમજ અન્ય સુજ્ઞ જનોની હાંસીને પાત્ર થવું તો સ્વમાન ( Self respect ) ની કાંઇ પણ કીંમત સમજવાવાળો પુરૂપ અંગીકાર કરી શકશેજ નહી તો ન્યાયાસને બેઠેલા પુરૂષની તો વાતજ શી કરવી વળી એક બીજો પ્રશ્ન વિચારવાનો છે કે અનેક સ્થળના અનેક દેરાસરોમાં આવી રીતે અન્ય ધર્મની મુર્તિઓ મુકવામાં આવેલી નજરે પડે છે. તો તે દેરાસરની મીલ્કતની તેમજ વહીવટદારોની ભવિષ્યમાં આ ચુકાદાને પ્રાન્સીડેન્ટ ગણવામાં આવે તો કેવી કઢંગી સ્થિતિ થઇ પડે દેવ દ્રવ્યનો કેટલો અનર્થ થાય? અને સંઘને કેટલું ખમવું પડે?

અમને પોતાને શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળા માટે અમારા અલ્પ પરિચયથી મોટું માન છે પરંતુ તેઓએ જાણતાં વા અજાણતાં કરેલી ભુલ તરફ અપેક્ષા કરવા અમે દુરસ્ત ધારતા નથી દરેક માણુસ ભુલને પાત્ર થાય છે અન્યાય અનુસારે કદાચ અમે પોતે પણ શેઠ કોટાવાળાની ભુલ ગણવામાં ભુલતા હોઇએ તો તે માટે પ્રથમથીજ તેમની તથા સુજ્ઞજનોની માફી ચાહીએ છીએ ને સાથે એટલુંજ વધારે જણાવવાની રજા લઇએ છીએ કે અમને અમારી શુધ્ધ બુધ્ધિથી જે ભુલ સમજ્યામાં આવે તે પોતાના ધર્મ ભાઇઓને સુચવી તેઓને ભુલ સુધારાવે અથવા તેઓ સુધારે તો અમારી નમ્ર સુચના કૃતાર્થ થઇ માનીશું શેઠ કોટાવાળા પોતે સુજ્ઞ દીર્ઘ દ્રષ્ટિવાન નીખાલસ અને સરળ હોવાથી થયેલી ભુલ પોતાના મનથી સાબીત થએલી સુધારવા પાછા હઠે તેમ નથી એવી અમને પોતાને તો સંપુર્ણ ખાત્રી છે. આ લખાણમાં કાંઇ પણ શાસ્ત્ર મર્યાદા વિરૂધ્ધ અજાણતાં પણ લખાયું હોય તો તેની ક્ષમા યાચના છે.

લી० સંઘનો સેવક,

**ચુનીલાલ છગનચંદ.**



૭

ૐ

**તા. ૧૮-૩-૧૯૧૭. રાજકોટ.**

સુશ્રાવક પુજ્યપ્રભાવક શાહશ્રી પંચ શાહ લહેરૂચંદ ચુનીલાલ કોટાવાલા શા. મણીલાલ ચુનીલાલ, શા. અમરચંદ ખેમચંદ તથા હીરાલાલ લલ્લુભાઇ, શા. મણીલાલ રતનચંદ વૈદ. શ્રી મુંબઇબંદર.

રાજકોટથી લી० યતી નાનચંદજી અભેચંદજીના ધર્મલાભ વાંચશો બાદ લખવાનું કે તમારો કાગળ તથા તેની સાથે ચારૂપના દેરાસર સબંધીના કામને ભેરમેજે નીકાલ લાવવા માટે શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાને પાટણના સંઘ તરફથી લખી આપેલી લવાદનામાની નકલ તથા શેઠ પુનમચંદ કરમચંદે આપેલ ચુકાદાની નકલ તમોએ મોકલી તે પહોંચી છે દીલગીરી સાથે ઉતરમાં લખવાનું કે શેઠ પુનમચંદ કરમચંદે જે ચુકાદો આપ્યો છે તે આપણા ધર્મને હાની કરતા છે અને તે જો રજી-

સ્ટર થાય તો વિશેષ હાનિકારક નીવડે એમ અમારૂ માનવું છે માટે તે રદ કરાવવું યોગ્ય છે. અથવા તેમાં પોતાને હાથે સુધારોવધારો કરી સમુદાયને માટે જૈનોના રીતસર લાભો સચવાઇ શકે તેમજ અન્ય કોમે સાથેનો કલહ જુનો કે નવો ઉભો થવા નાં પામે તેમ સુધારી શકાય તોજ સારૂં છે. હાલ એજ

મીતિ ફાગણ વદ ૧૧ સોમવાર સં. ૧૯૭૩.

યતિ નાનચંદજી અખેચંદજી.



૮

## સુરત.

આનંદસાગરજી

મુંબઇબંદરે સુશ્રાવક મણીલાલ ચુનીલાલ યોગ્ય ધર્મલાભ વાંચવા. તમારી તરફથી આવેલ લવાદપત્ર વાંચ્યું તે વાંચતા માલુમ પડે છે કે તમારી તરફ ચાલતા હાલના કેસની ભાંજગડ હાલ માત્ર મટી છે પણ દરેક ગામે દરેક દહેરે જયાં જયાં પુજારીના અપ્રમાણીકપણાથી અને કાર્યવાહકોની બેદરકારીથી અન્ય દેવોની મુર્તિઓ પડી છે તે દરેક જગા ઉપર ભાંજગડ ઉભી કરશે અને તેથી દરેક જગોપર સંધની મહત્તાને, તિર્થોને અને તેથી ધર્મને ઘણું નુકશાન થશે માટે કોઇપણ પ્રકારે ન્યાયજ થવો જોઇએ કે જેથી વર્તમાન અને ભવિષ્ય સુધરે. જો એમ નહીં થાય તો ન્યાયને ચાહનાર લોકો હેરાનગતી પામશે તથા અપ્રમાણિક લોકોને વધારે જોર મળશે. ૧૯૭૩ ફાગણ શુદી ૧૫.



## પરિશિષ્ટ ૩૧

**જૈનશાસન. વૈશાક શુદિ ૪ બુધવાર વી. સં. ૨૪૪૩.**

# ચારૂપ કેસના લવાદે આપેલા ચુકાદામાં કરવો જોઇતો ખુલાસો.



## ત્યાંના સંઘે કરેલો અતિ હાનિકર ઠરાવ.



અમારા ગતાંકમાં અમો જણાવી ગયા છીએ કે ચારૂપ કેસનો નિર્ણય લાવવા નિમાએલા લવાદ રા. કોટાવાળાએ સમતોલ વૃતિથી ન્યાય

નહિ તોળતાં એકપક્ષી ફેસલો આપ્યાથી આપણી જૈન પ્રજાપર એક પ્રકારને એવો આઘાત થાય છે કે જે આ લવાદનામાને બહાલ રાખી તદ્રત વ્યવસ્થા કરવાથી આપણે કેટલુંક સહન કરવું પડે છે અને તેથી જૈન પ્રજામાં કેટલો બધો ખળભળાટ થઇ રહ્યો છે તે અમોએ આજે આપેલા અભિપ્રાયથી જોઇ શકાશે, હવે આપણે કદાચ એમ ધારી લઇએ કે લવાદે આપેલો ફેસલો યોગ્ય છે અને તે પ્રમાણેની વ્યવસ્થા કરવાથી તત્પૂરતી શાંતિ અને હિંદુ તથા જૈન પ્રજા વચ્ચે ઉદ્‌ભવેલો વિદ્રોહ શાંત થાય છે પણ અત્ર અતિદિર્ઘદ્દષ્ટિથી જોવાનું છે. જેમ ચારૂપના જિનમંદીરમાં આવી ઘટના બની છે અને તે માટે આપણે આટલો બધો ભોગ આપવો પડે છે તે પ્રમાણેજ અન્યસ્થળે એવોજ પ્રસંગ ઉપસ્થિત થતાં આ ફેસલો દ્રષ્ટાંત રૂપ બની તે પ્રમાણે હરવખત આપણે દંડાવું પડશેજ તેમજ અન્ય ધર્મીઓની પાસે આપણે વિના કારણે નમવુંજ પડશે. આવા પ્રકારનું વર્તન શું આપણી શિથિળતા નથી દર્શાવતું કે? વળી આવા પ્રકારને નિર્ણય રા. કોટાવાળાને લાવવો હતો તો આ બાબત એક અમુક વ્યક્તિ પરત્વેની નહોઇ સમસ્ત જૈન સમાજ છે એટલુંજ નહીં પણ આ કેસ જૈન ધર્મના એક અનુયાયીનો ન હોઇ જૈન શાસનની અંકિત થએલી સમગ્ર પ્રજાનો હોવાથી નિર્ણય પ્રગટ કર્યા પૂર્વે આપણા મુનિ મહારાજો, પ્રજાના નામાંકિત વિચારવંત પુરૂષો આદિની યોગ્ય સલાહ લઇને પછીજ કોઇ પણ પ્રકારના નિર્ણય પર આવવું એજ રા. કોટાવાળા શેઠને ઇષ્ટ હતું આપણે કદાચ એમ માનીએ કે આ કેસમાં જૈન પ્રજાના અગ્રેસર રૂપ ગણાતી વ્યક્તિઓનો વિચાર જાણવા જતાં વિશેષ સમય વ્યતિત થાય તે અયોગ્ય હોવાથી પાટણનાજ અગ્રેસરોના વિચાર જાણીને કદાચ તેઓ આવાં નિર્ણય પર આવ્યા હશે, તે તેવું પણ દેખાતું નથી જો પાટણનાજ અગ્રેસરોની સંમતિ અનુસાર આવા પ્રકારને નિર્ણય થયો હોય તો પછી પાટણમાં સંઘ મળીને તેમજ મૂળ પાટણ નિવાસી પણ સાંપ્રતમાં વ્યાપારાર્થે મુંબઇમાં વસતા પાટણના શેઠીઆઓએ સભા મેળવી તેનો પ્રતિકાર કર્યોછે અને હજી પણ લવાદ નામું રજીસ્ટર્ડ થાય નહીં તે માટે જે હિલચાલ ખુદ પાટણનોજ સંઘ કરે છે તેવી ખટપટમાં તેઓને પડવાનું પ્રયોજન શું હોય?

વળી શ્રી મુનિ મહારાજોની સંમતિ હોવાનું માની લઇએ તો તેવું પણ દેખાતું નથી. તે અમારા પત્રમાં તેમજ ઇતર સ્થળે પ્રકટ થ-

એલા શ્રી મુનિ મહારાજોના અને વિચારવંત જૈન અગ્રેસરોના પ્રકટ થ-યેલા ચારૂપ કેસ સંબંધીનાં અભિપ્રાયો લવાદનામાથી ઉલટા છે. હવે જયારે સમાજના નેતાની વસ્તુસ્થિતિ આવા પ્રકારની છે તેજ બતાવી આપે છે કે આ લવાદનામું એકપક્ષી છે તેમજ તેમાં દર્શાવેલી હિંદુ ધ-ર્મીઓને આપવાની બાબતો આપણી ધાર્મિક લાગણી દુભાવનારી છે. માટેજ અમો ફરીથી કહીએ છીએ કે રા. કોટાવાળાએ કરેલું લવાદ નામું રદ થવું ઉચિત હોઇ તેજ આપણી ધાર્મિક માનિનતાનુ ગૌરવ વધારનારૂં છે.

અત્ર એક પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે. ચારૂપ ગામમાં કે જયાં જૈન મંદિર છે. ત્યાં એકપણ જૈન ગૃહસ્થનું વાસ્તવ્ય નથી તેથી શ્રી શામળાજી પાર્શ્વનાથજીના પુજનાદિ કાર્યમાં આપણે નિરૂપાયે બ્રાહ્મણ આદિ કે જેઓનાથી જૈન ગૃહસ્થોના અભાવે ઉકત કાર્ય થઇ શકે છે તેમને નિયત કરવા જોઇએ અથવા તે માટે અન્ય સગવડ થવી જોઇએ હવે અન્ય સગવડમાં ત્યાં એકાદા જૈન ગૃહસ્થનું ત્યાં વાસ્તવ્ય થાય તો આ અગવડ દૂર થાય પણ જયાં આટલો બધો ભોગ આપી હિંદુ પ્રજાનું મન મનાવી આપણે તેમનો માર્ગ નિષ્કંટક કરી દેવા છતાં પણ જયાં હિંદુ ધર્માનુયાયીઓ અનેક પ્રકારના વિઘ્નો કરે છે ત્યાં આ લવાદનામું નષ્ટ કરી આપણને થતો ગેરલાભ અટકાવી અને આપણી માન્યતા પ્ર-માણે વ્યવસ્થા કરીએ તો એથી પણ ભયકારક ઘટના બનવા ઉકત બિના પ્રતિ જોતાં સંભવ દેખાય છે અને આજ ભાવિ આપત્તિથી બચવા પા-ટણનો સંઘ મળી ઉકત મંદીરમાંથી આપણા પ્રતિમાજીને પાટણમાં લાવવાનો બંદોબસ્ત કરવા કમિટી નીમવાનો ઠરાવ પસાર કરી ડોઢ ડાહ્યું પગલુ ભરવા તૈયાર થયો છે એ અતિ આશ્ચર્યકર છે સંઘે સહેલથી આ ઠરાવ કર્યો છે ખરો પણ એથી આપણને શું ગેરલાભ થાય છે. જૈન ધર્મનાં સિદ્ધાંતોપર ધર્માજ્ઞાપર કેવું પાણી વળે છે તે શ્રી સંઘે વિચાર્યું હોય એવું દેખાતું નથી. હવે જો પાટણના સંઘે કરેલા આ ઠરાવ પ્ર-માણેની કમિટી નીમાઇને તે પ્રમાણેનો બંદોબસ્ત થાય એથી અનેક પ્ર-કારના ગેરલાભ થતા હોઇ આપણે ઢીંગલા ઢીંગલીની રમત માંડી પ્રભુની આશાતનાજ કરીએ છીએ એવું ગણી શકાય છે એટલુંજ નહિ પણ આ ઠરાવથી થનારો અમલ દ્રષ્ટાંત રૂપ બની એવા અનેક સ્થળોએથી

આપણે આપણા જૈન મદીરો દૂર કરવા પડશે. પવિત્રતમ સમેત શિખરની ટેકરીઓ પર આપણાં જે જીનમંદિરો છે. તે ટેકરી ઉપર બંગલા બાંધવા અમુક જગાની માગણીયોથી તે ત્યાંથી ખસેડી અન્યત્ર લઇ જવા માટેની કોશીશ પૂર્વે થઇ હતી એવું અમારા સ્મરણમાં છે પણ એક સ્થળે સ્થાપિત થએલા જૈનમંદિરની પ્રતિષ્ટીત થયેલ પ્રતીમાજીનું ઉત્થાપન કરી અન્ય સ્થળે સ્થાપન કરવું એવી આપણી ધર્માજ્ઞા નથી અને જો એવી ધર્માજ્ઞા હોત તો પછી પ્રાચિન જીનમંદિરોનું આટલું બધું મહાત્મ્ય ગણાત નહીં એટલુંજ નહિ પણ પ્રાચિન મંદિરોના જીર્ણોદ્ધાર માટે અત્યારે આપણે જે મહેનત કરીએ છીએ અને એ કાર્યને આપણે અતિપુણ્યપ્રદ માનીએ છીએ એવું માનત નહીં વળી એ ઠરાવ પ્રમાણે વર્તવાથી તો આપણે અત્યારે યાત્રાદિકનો જે શ્રમ વેઠવો પડે છે તેવો વેઠવો પડત નહીં આપણે આપણી અનુકુળતા પ્રમાણે જયાં જૈન પ્રજાનું વાસ્તવ્ય વિશેષ પ્રમાણમાં હોય તેવા સ્થળોમાં ઉત્તમ કૌશલ્યથી તૈયાર કરેલા નવીન જીનમંદિરમાં આપણા પ્રાચિન મંદિરોમાંથી આપણા યાત્રાના ગણાતા સ્થાનોમાંની પ્રતિમાજીઓનું ઉત્થાપન કરી તેવા સ્થાનોમાં સ્થાપિત કર્યો હોત અને એવું વર્તનવર્તી આપણો થતો કાળ-દ્રવ્ય-વ્યય અટકાવ્યો હોત અને આ ઠરાવનો અમલ તો ઉપર કથિત બાબતોને પુષ્ટિકર હોઇ આપણી ધાર્મિક માન્યતા ધાર્મિક સિદ્ધાંત-અને છેવટે આપણી ધાર્મિક ભાવના-શ્રદ્ધા આદિપર પાણી ફેરવે છે વળી આ ઠરાવના પ્રભાવે તો આપણા જૈનમંદિરો કેટલેક સ્થળે એવા સ્થનમાં હોય છે કે-જે ત્યાંથી ફેરવવાથી તે સ્થળોમાં અન્યને અનેક પ્રકારની સગવડ થઇ શકે છે મુંબઇમાંના વાલકેશ્વરમાંના મંદિર માટે એક સમયે આવો પ્રસંગ આવતાં તે પ્રમાણે શ્રી દેરાસરને તે સ્થાનમાંથી ફેરવવા માટે સરકાર તરફથી રીતસરની નોટીસો મળેલી હોવા છતાં આપણને એવી ધર્માજ્ઞા નહીં હોવાથી આપણું દિલ દુભાતું જાણી નામદાર સરકારે પોતે કરેલો ઠરાવ રદ કરવો પડયો છે, પાટણના સંઘે આ ઠરાવ પસાર કરતાં આ ભાવી આપત્તિનો વિચાર કરેલો દેખાતો નથી એ સંઘને લાંછનપ્રદ છે માટેજ ઉકત લવાદનામા પ્રમાણે આ ડોઢડહ્યો ઠરાવ પણ રદ થવો જોઇએ અને આવા પ્રત્યેક પ્રસંગોમાં દરેક પ્રકારનો સંપૂર્ણ વિચાર કર્યા પછીજ આ અમુક નિશ્ચયપર આવવું ઉચિત છે પાટણના સંઘમાં પસાર થયેલો આ ઠરાવ લવાદે આપેલા ફૈસલાથી આપણે અમુક પ્રકારની જે વિડંબનાઓ વેઠવી પડે એથી સહસ્ત્ર ગણી વિશેષ વિડંબનાઓ આ ઠરાવના અમલથી ભોગવવી પડશે એ બાબત સ્મરણમાં રાખવી આવશ્ય છે માટેજ આ બાબતનો યોગ્ય નિવેડો થવો યોગ્ય છે.

# પરિશિષ્ટ ૩૨

## જૈન. તા. ૨૯મી એપ્રીલ સને ૧૯૧૦.

## જૈન એસોસીએશન અને ચારૂપ કેસ.

શ્રી જૈન શાસનના અધિપતિ જોગ, ચાલુ વરસના ચૈત્ર શુદી ૧૨ ના તેના પત્રના અંકમાં ચારૂપ કેસ સંબંધમાં લખાયલો એક મુખ્ય લેખ અને તે પછી જૈન "એસોસીએશન ઓફ ઇન્ડીયા" ને આપેલી ચેતવણીનો લેખ મેં સખેદાશ્ચર્ય સાથે વાંચ્યો છે. તેમાં લખેલા મુખ્ય લેખ સંબંધમાં ઘણુંક લખાય તેમજ બોલાય એમ હોવા છતાં તે સાથે મારી "એસોસીએશન" ને કાંઇ સીધો સંબંધ નહિ હોવાથી હું તે બાબતનો જવાબ જેઓને લાગે વલગે છે તેઓ ઉપરજ આપવા છોડીશ. પણ જે બાબતને મારી "એસોસીએશન" ને લાગે વલગે છે તે સંબંધમાં મ્હેં કંઇક લખવા ધાર્યું છે.

"જૈન એસોસીએશન" ના વાર્ષીક મેલાવડા પ્રસંગ પાટણવાલા મી લેહેરચંદ ચુનીલાલે શેઠ દેવકરણ નાનજી તથા સેક્રેટરી મી. રતનચંદ બાઇને ચારૂપ કેસના લવાદ નામાની એક એક નકલ આપેલી અને જણાવેલું કે સદરહુ ગૃહસ્થો પોતાની મેનેજીંગ કમીટીમાં આ લવાદનામું રજુ કરે અને તે લવાદનામું જૈન ધર્મ અનુસાર છે કે કેમ તે જાહેર રીતે જણાવવું એમ તેઓ જણાવે છે. તેમ મી. દેવકરણ નાનજી નામના કોઇ ગૃહસ્થ અમારી એસોસીએશનમાં સભાસદ નહિ હોવાથી તેમને વિષે હું કાંઇ સમજી શકતો નથી. જે નકલ મને આપવામાં આવેલી તે કોઇપણ રીતે જેમ ઘણા અગત્યના કામોમાં થાય છે તેમ સત્તાવાર રીતે મને આપવામાં આવી નહોતી કે તે માટે કોઇ પત્ર એસોસીએશન ઉપર લખવામાં આવ્યો નહોતો છતાં તે બાબત મેં એસોસીએશનની મેનેજીંગ કમીટીમાં મુકી હતી એવું ધારીને કે એ કામ સંબંધમાં જો કોઇ કાંઇ સમજી શકે એમ હોય તો કાંઇ નિરાકરણ આવે તો સારૂં પણ આવી અગત્યની બાબતમાં નિર્ણય ઉપર આવવાને અગત્યના કોઇપણ સાધનો એસોસીએશનની મેનેજીંગ કમીટી પાસે નહિ હોવાથી તે જે નિર્ણય ઉપર આવી હતી અને તે સંબંધમાં મી૦ લહેરચંદ ચુનીલાલ ઉપર લગ

ભગ દોઢ મહિના ઉપર જે પત્ર લખવામાં આવ્યો હતો તેની નકલ આ સાથે છે.

હવે જ્યારે તેણે આ બાબત ઉપાડી લીધી છે તો એ સંબંધમાં નીચલા ખુલાસાઓ તેઓને પૂછીશ કે–

(૧) ચારૂપ કેસના મેહેસાણાની કોર્ટના ચુકાદામાં આપણે જીત મેળવ્યા પછી શા કારણથી લવાદ નીમવામાં આવ્યા?

(૨) લવાદ નીમવામાં શો હેતુ હતો?

(૩) જેઓએ મી૦ કોટાવાલાને લવાદ નીમ્યા તેઓએ તેમને એક જૈન ધારીને નીમ્યા હતા કે કેમ? શું સનાતનીઓએ પણ તેજ રીતે નીમ્યા હતા?

(૪) લવાદ નીમનાર કોણ હતા?

(૫) મુંબઇમાં વસતા પાટણના સંઘે તેમને લવાદ તરીકે નીમ્યા હતા કે નહિ?

(૬) લવાદે જૈન ધર્મ વિરૂદ્ધ શું કર્યું છે?

(૭) કેવા પ્રકારનો ચુકાદો લવાદ આપે તો જૈન કોમને આનંદ થાય

(૮) કેવા પ્રકારનો ચુકાદો આપવામાં આવે તો બંને કોમને આનંદ થાય?

(૯) લવાદનો ચુકાદો ખોટો હોય તો શું પગલાં ભરવાં ઇષ્ટ છે?

. તેઓ આટલી બાબતનો ખુલાસો આપશે તે બાદ જો જૈન કોમની મરજી હશે તો હું તે બીના અમારી મેનેજીંગ કમીટીમાં ફરીથી રજુ કરીશ.

તેમના લેખમાં "એસોસીએશન" તરફથી સદરહુ લવાદ સંબંધી કશો મત બહાર પાડવામાં આવ્યો હોય એમ જણાતું નથી એમ લખ્યું છે તે કેટલે દરજ્જે ખરૂં છે તે અમારા ઉપલા ખુલાસાપરથી વિચાર કરવા તસ્તી લેશે.

વરસો સુધી જૈન કોમની શિથીલ લાગણીના સબબે નિદ્રાવશ થયેલી "એસોસીએશન" ને જાગૃત કરવા અમે અમારાથી બનતું કરીએ છીએ પણ તે છતાં જો તે મંદગતિએ ચાલતી હોય તો તેમાં અમારો કાંઇ દોષ નથી "એસોસીએશન" આખી જૈન કોમની છે અને અમારા એકલાની નથી. તમે પણ તેના કામમાં જોડાઇ જૈન કોમનો ઉદ્ધાર કરવા અમારા સરખોજ હક્ક ધરાવો છો, પણ જેઓને દૂર રહી માત્ર કોઇ સારા કામને તેની ઉગતી અવસ્થામાં જ તોડી નાખવા વિચાર થતો હોય તેને માટે અમો કોઇ પણ રીતે લખવા માગતા નથી. "એસોસીએશન" સારા કામો સમાજ માટે કરશે એવી અમને ઘણી આશા હતી એમ તેઓ લખે છે, તે સાથે અમો પણ સંમત છીએ. અને તે આશાઓ કઇ રીતે પાર પડી નથી તેઓ જણાવવા કૃપા કરશે તો ઉપકાર થશે. અમે કયાં સારાથી ઉલટાં કામો કર્યાં છે, તે પણ જણાવ્યા બાદ જ ખેદ કરશો તો બહુ ઠીક થઈ પડશે. "સમાજનું દુર્લક્ષ" એ પણ જો એસોસીએશન મંદગતિનું કારણ હોય તો અમારો કે તેઓનો ઉત્સાહ કયાં સુધી ઉપયોગી થઇ પડે તે નહિ સમજી શકાય એવું છું. "ખરૂં તો એ છે કે સમય સમયનું કામ કરશે જ" અને તેઓ પણ તેમજ માને છે છતાં તેઓ એકલાના અભિપ્રાયને આખી જૈન કોમના અભિપ્રાય તરીકે ગણાવવા અને અમને ચેતવણી આપવા જે પ્રયત્ન કર્યો છે તે ખેદ ઉતપન્ન કરનાર છે.

એસોસીએશનના વાર્ષિક મેલાવડામાં તેઓ હાજર નહિ છતાં ત્યાં થયેલા કાર્યને તેઓએ ઉપમાઓ વગર જોયે કે અનુભવે આપી છે તે કાંઇક ઉતાવળો સ્વભાવ, સત્ય શોધવા તરફની ઇંતેજારીની ગેરહાજરી અને પક્ષાપક્ષી જેવી દેખાતી લાગણીનું પરિણામ હું માનું છું જે માટે અમારે કાંઇ કહેવાનું નથી; ધર્માભિમાનનો કે ન્યાયપરાયણતાનો ઇજારો કાંઇ કોઇ એકલાનોજ હોતો નથી પણ ઘણી બખત એવું બને છે કે Tools rush in where angels fear to tread.

લી. સેવક,

(સહી) રતનચંદ તલકચંદ માસ્તર.

ઓનરરી સેક્રેટરી.

**ચારૂપ કેસના સંબંધમાં એસોસીએશન તરફથી જવાબ આપેલો તેની કોપી નીચે મુજબ છે.**

મુંબઇ તા. ૨૨-૨-૧૭

રા. રા. લેહેરૂભાઇ ચુનીલાલ કોટવાલ,

શ્રી મુંબઇ.

આપે તા. ૧૨-૨-૧૭ ને રોજે જનરલ મીટીંગ વખતે અમોને શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાએ ચારૂપ કેસ સંબંધમાં લવાદ તરીકે આપેલ ચુકાદાની નકલ આપી હતી અને આ બાબત મેનેજીંગ કમીટીમાં મુકવા કહ્યું હતું. અમોએ તા. ૨૦-૨-૨૭ ને રોજે મળેલ મેનેજીંગ કમીટીમાં એ નકલ રજુ કરી હતી અને તેના સંબંધમાં નીચે મુજબ ઠરાવ કરવામાં આવ્યો છે તેની નોંધ લેશોજી.

"આ એસોસીએશન એવા વીચારની છે કે મી. કોટાવાળાના સંબંધમાં પાટણનો સંઘ એ કામ હાથ ધરી સારી રીતે કાર્ય કરી શકશે, અને તેથી આ એસોસીએશન એમાં વચ્ચે આવી શકતી નથી."

લી. સેવક,

(સહી) રતનચંદ તલકચંદ માસ્તર.

ઓનરરી સેક્રેટરી.

## પરિશિષ્ટ ૩૩.

**જૈન તા. ૨૯ મી એપ્રીલ સને ૧૯૧૭.**

## ચારૂપ કેસપર વિચાર.

વર્ત્તમાનકાળે કોર્ટોમાં કિંવા ન્યાયમંદિરોમાં જે ન્યાય મળે છે તે એટલો બધો મોંઘો દીર્ઘસમય-સાપેક્ષ અને ખરચાળ થઇ પડયો છે કે આપણા પ્રજાકીય આગેવાનો આજે વર્ષો થયાં ઇન્ડીઅન નેશનલ કોંગ્રેસદ્વારા, પંચાયતોદ્વારા કજીયા-કંકાસોના નિર્ણયો લાવવાની તરફેણમાં પ્રજા-

મત કેળવવાનો ભગીરથ પ્રયત્ન કરી રહ્યા છે. પંચાયતોના કાયદા આ દેશની પ્રજા બરાબર સમજતી થઇ હોય એમ કહેવાનું હું સાહસ કરતો નથી, પરંતુ પંચાયતની ઉપયોગિતા અને આવશ્યકતા દર્શાવનારાં જે કંઇ દૃષ્ટાંતો બહાર આવે તે વિષે યથામતિ અભિપ્રાયો કિંવા સ્હાનુભૂતિઓ પ્રગટ કરી જનસમાજનું લક્ષ ખેંચવું એ પ્રત્યેક ભારત હિતૈષિ કિંવા સમાજના નેતાનું કર્તવ્ય છે. ચારૂપ કેસના છેલ્લા નિર્ણય વિષે બે શબ્દો લખવાને હું તૈયાર થયો છું તેમાં પણ મારો એજ ઉદ્દેશ છે.

ચારૂપ કેસની મૂળ હકીકત આ પ્રમાણે છેઃ-ગુજરાત પાટણ પાસે આવેલા ચારૂપ ગામમાં શ્રી શામળાજી પાર્શ્વનાથનું શ્રી જૈન શ્વેતામ્બર આમ્નાયનું એક મહાન પ્રાચીન જૈન મંદિર છે. તેમાં શ્રી શામળાજી પાર્શ્વનાથ બીરાજે છે. તે દેવ પાસે શ્રી મહાદેવજી, ગણપતી વિગેરે દેવોની પ્રતિમાઓ પણ હતી-જૈનોએ મહાદેવ વગેરે દેવોની મૂર્તિનું ઉત્થાપન કર્યું, તેથી સનાતન ધર્મવાળા ભાઇઓએ ઉશ્કેરાઇ જૈન દેરાસરમાં હવન કર્યો આથી જૈનોની લાગણી દુભાઇ. કેસ કોર્ટે ચઢયો, અપીલો થઇ, બન્ને પક્ષો ખર્ચના ખાડામાં ઉતરી પડયા છતાં કેમે કરતાં સમાધાન થયું નહીં, ત્યારે સનાતન ધર્મવાળા બંધુઓએ તથા જૈન ભાઇઓએ આ ટંટાનો નીકાલ લાવવાની શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાને સત્તા આપી. શ્રીયુત શેઠ કોટાવાળાએ બંને પક્ષોનું નિષ્પક્ષપાત રીતે સમાધાન કર્યું. તેમણે જે નિર્ણય આપ્યો છે તે બહુ ગંભીર અને ડહાપણભર્યો છે. તેઓએ સનાતન ધર્મવાળા બન્ધુઓને માટે અમુક જગ્યા તથા મંદિરનું બાંધકામ કરાવવા રૂપીયા બેહજાર દયાળુ જૈન કોમ પાસેથી આપવાનો નિર્ણય આપ્યો છે.

જૈનોના મંદિરમાં મહાદેવ તથા ગણપતી આદિ દેવોની મૂર્તિઓ કેવી રીતે બીરાજવા પામી એવો પ્રશ્ન આ સ્થળે ઉપસ્થિત થાય છે. ઇતિહાસના સ્પષ્ટ પુરાવા સિવાય એનો નિર્ણય થઇ શકે તેમ નથી તેમ એ નિર્ણય સર્વવાદી સંમત થાય એવી આશા પણ રાખી શકાય તેમ નથી; માટે એ વિષય હાલ તુરત તો જતો કરવો એમાં સહિસલામતી છે. બાકી આ દેશનો મધ્યકાળ કે જે અનેક વિઘ્ન અશાંતિઓથી પરિપૂર્ણ હતો તે કાળમાં જૈનોની દેખરેખની ખામીને લીધે આ વર્તમાન કલેશનું નિમિત્ત ઉભું થયેલું હોવું જોઇએ એટલો ઇસારો કરવો અપ્રાસંગિક નહીં ગણાય.

જૈન કોમ જેમાં પ્રતીપક્ષી હોઇ એવા એક કેસમાં એક જૈન ગૃહસ્થને નિર્ણય આણુવાની સત્તા સનાતન ધર્મવાળા ભાઇઓએ આપી તેનું શું કારણુ ? ગમે તે હોય તોપણુ જૈનોએ એકંદર આ બનાવથી બહુ મગરૂર થવાનું છે, શેઠ કોટાવાળાએ બતાવી આપ્યું છે કે, હજી પણુ જૈન પ્રજામાં એવા ન્યાયપ્રિય નેતાઓ વિદ્યમાન છે કે જેઓ ગમે તેવા બારીક સંયોગોમાં ધર્મ જેવી નાજુક બાબતોનો નિડરતાથી નિર્ણય લાવવાને શક્તિમાન છે. શેઠ કોટાવાળાએ જે ન્યાય આપ્યો છે તે ઘણોજ ડહાપણભર્યો છે એમ ઉપર કહેવાઇ ગયું છે. અને તેને માટે તેઓ સંપૂર્ણ ધન્યવાદને પાત્ર છે એટલું જ નહીં પણુ સનાતન ધર્મી બંધુઓએ તથા જૈન બંધુઓએ તેમના ઉપર મુકેલો વિશ્વાસ વ્યાજબી છે, તોપણુ જૈનત્વનું અભિમાન ધરાવનાર વ્યક્તિને એમ શું નથી લાગતું કે જૈનોને કદાચ કિંચિત્ અંશે પણુ સહન કરવાપણું પ્રાપ્ત થયું હોય તો પણુ જૈનોએ તેને માટે જાતીય ગૌરવની ખાતર તૈયાર રહેવું જોઇએ ? જો કે આ નિર્ણયમાં કશું એવું છે નહીં અને એટલા માટે જૈનોને તો તે વિશેષ આવકારદાયક લાગે એમાં કાંઇ આશ્ચર્ય નથી.

સનાતનધર્મીય બંધુઓએ શેઠ કોટાવાળા જેવા એક જૈન ગ્રહસ્થની નિર્ણયપ્રદાતા તરીકેની પસંદગી કરવામાં સમસ્ત જૈન કોમને ભારે સન્માન આપ્યું છે એમ કહેવામાં હરકત નથી. જૈનો પોતે પોતાના આંતરવિગ્રેહોમાં આવી કુનેહ વાપરે અને જૈન કોમ જૈન ધર્મને પુનઃ ગૌરવશાળી બનાવે એવી આશા આ પ્રસંગે વ્યક્ત કર્યા વિના રહી શકતો નથી. આપણામાં કેવા કેવા આંતરકલેશો ચાલે છે એ વિષે અંગુલીનિર્દેષ કરકરવાની શું જરૂર છે ? અને તેનું સમાધાન કેવી સુંદર રીતે આણી શકાય તેમ છે તે પણ શું આ દ્રષ્ટાંત ઉપરથી નથી સ્પષ્ટ થતું ?

શેઠ કોટાવાળાએ પોતાના ઠરાવમાં બહુજ નમ્રતા પૂર્વક જણાવ્યું છે કે–" મહાદેવ આદિની પ્રતિષ્ઠાના કાર્ય બદલ " જૈન સંઘ જેવી દયાળુ કોમે " રૂ. ૨૦૦૧) અંકે બે હજાર એક સનાતન ધર્મના આગેવાનોને આપવા. જૈન કોમ પાસેથી રૂપીયા અપાવતાં શેઠ કોટાવાળાને કંઇક સંકોચ અથવા લજ્જા થઇ હોય એમ આ " દયાળુ કોમ " આદિ શબ્દોથી જણાઇ આવે છે. અમને એમ લાગે છે કે, એવી લજ્જા કે સંકોચ રાખવાનું શેઠ કોટાવાળાને કશું કારણુ નહોતું. જૈન કોમમાંથી

હજુ ઉદારતા, સહૃદયતા અને મૈત્રીભાવ આદિ અંશો છેક નષ્ટ થયા નથી અને એટલા માટે તેમણે દયા દાખલ નહીં પણ કર્તવ્ય બદલ અપાવ્યા હોત તોપણ જૈન કોમ તેને માટે વાંધો લેત નહીં. સંપ અને સ્નેહની વૃદ્ધિ થતી હોય તો એવી ન્હાની સરખી રકમ કહાડી આપવામાં જૈનો કદી વાંધો લે નહીં છતાં જો એ શબ્દનો એવો અર્થ થતો હોય કે જૈનો ફરજીયાત નહીં પણ કેવળ સુલેહ સંપને અર્થે એટલો ભોગ આપવા તૈયાર છે. તો શેઠ કોટાવાળાના એ શબ્દો ગંભીરાર્થસૂચક છે એમ પણ કહી દેવું જોઇએ. અને જૈન કોમના આગેવાનોએ પણ એવોજ અર્થ કહાડવો ઉચિત છે એમ પણ મારે ભાર મુકીને જણાવવું જોઇએ.

શેઠ કોટાવાળાના નિર્ણયનો અમલ થયેથી ભવિષ્યમાં એવી જાતનો કોઇ કલેશ ઉપસ્થિત થાય એવો ભય મને લાગતો નથી. આશા છે કે જૈન બન્ધુઓ તથા સનાતનધર્મીય બન્ધુઓ એ નિર્ણયનો સાદર સ્વીકાર કરશેજ અને ભવિષ્યમાં આ દાખલાને અનુસરી પોતાના કલેશ કંકાસોનો નિર્ણય લાવવાનું ડહાપણ દર્શાવશે.

પુન: શેઠ કોટાવાળાને, જૈન કોમને તથા સનાતન બંધુઓને ધન્યવાદ આપી આ વિવેચન સમાપ્ત કરૂં છુ. તા. ૨-૪-૧૭.

લી. મુનિ ચારિત્રવિજયજી.

પાલીતાણા.

—(૦)—

## પરિશિષ્ટ ૩૪

**જૈનશાસન વૈશાક શુદિ ૧૧ બુધવાર વી. સં. ૨૪૪૩.**

## ચારૂપ કેસના લવાદે આપેલા ચુકાદામાં કરવો જોઇતો ખુલાસો.



[ ૩ ]

### ચારૂપ તીર્થમાં ઉભી થવા માંડેલી મુશ્કેલીયો.

પાટણ પાસે આવેલા ચારૂપ તીર્થના સંબંધમાં અમો ગત અંકોમાં કેટલુંક દીગ્દર્શન કરાવી ગયા છીએ, તે ઉપરથી વાંચક સમજી શકયા

હશે કે આ તીર્થ આજે ઘણાં વખત થયાં પ્રસિદ્ધ છે અને દેશાન્તરથી યાત્રીકો ત્યાં આવજા કરે છે. પરંતુ થોડા સમય થયાં આ ચારૂપ તીર્થના સંબંધમાં સનાતનીઓ આપણી સાથે તકરારમાં ઉતર્યાં છે, અને આપણી ધાર્મીક લાગણીયો દુઃખાવવાના કેટલાક પ્રયોગ તેઓના તરફથી થવા શરૂ થયા અને તેથી તે તીર્થ માટે જગડાનું મોટું રૂપ વધી પડ્યું અને કેશ કોર્ટની દેવડી ઉપર જવા પામ્યો અને અરસપરસ હજારોના ખર્ચમાં ઉતરવા પછી આપણા માનનીય શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળા પાસેથી લવાદ તરીકે ફેસલો લેવાનું કેટલાક પાટણના કહેવાતા ગ્રહસ્થોની સહી સાથનું એક પંચાતનામું બંન્ને પક્ષો તરફથી કરવામાં આવ્યું. આ બાબતમાં અમારી તપાસમાં કેટલીક હકીકત એવી પણ કહેવામાં આવે છે કે જે લવાદનામું પહેલા તૈયાર કરવામાં આવ્યું હતું અને તેમાં કેટલીક સરતો કરવામાં આવી હતી તે રદ કરી ફરીથી બીજુ લવાદનામું અમુક વ્યકતીનીજ સહીવાળું તૈયાર કરવામાં આવ્યું છે, ગમે તેમ હો તેની સાથ આપણે હાલ સબંધ નથી. પરંતુ આપણા માનનીય શેઠજી સાહેબે લવાદનામાની રૂઇએ પોતે પોતાનો ઠરાવ જૈન સમાજ પાસે રજુ કર્યો છે, તે ઉપર જ્યારે નજર નાંખવામાં આવેછે ત્યારે તે ઠરાવ ઘણીજ ખામીવાળો તેમજ જૈન ધર્મના મૂળ સિદ્ધાંત વિરૂદ્ધાભાસ બતાવનારો દેખાય છે. જે ઉપરથી આપણા કેટલાક પ્રતિષ્ઠિત આચાર્યોએ તેમજ મુનિમહારાજાઓ અને સમાજના નેતાઓ તથા ધારાના હિમાયતીઓએ તે ઠરાવથી ચીડાઇ પોતાના અભિપ્રાય ઠરાવની વિરૂદ્ધમાં અને તે અમારે અમાન્ય છે તેવા પેપરોદ્વારા બહાર મુકવામાં આવ્યા છે, જે અમોએ ગત અંકોમાં કેટલાક અભિપ્રાય ટાંકી પણ બતાવ્યા છે. તે ઉપરથી જોઇ શકાય છે કે આ કેસનો ફેંસલો યોગ્ય ન્યાયથી અપાયો નથી. યાતો કાંઇ પણ ખામીવાળો છે, અને તેથી જૈન સમાજની ધાર્મીક લાગણીઓ દુખાવા પામી છે, એવું સ્પષ્ટતાથી દેખાય છે. વળી તેના સંબંધમાં મુંબઇમાં વસ્તા પાટણના વતનીઓની એક બે મીટીંગ તે ઠરાવને રજીસ્ટર થતો અટકાવવા માટે ભરવામાં પણ આવી હતી તેની નોંધ પણ આ પત્રદ્વારે સમાજ પાસે રજુ કરવામાં આવી છે.

વળી ચાલતા માસમાં એક પાટણના સંઘની મીટીંગ વૈશાક શુદી ૧ ના રોજ ભરવામાં આવી હતી અને ચારૂપ તીર્થમાંથી

**શામળાપાર્શ્વનાથજીની પ્રતીમાને ત્યાંથી પાટણમાં પધરાવવા બાબત હીલચાલ કરવામાં આવી છે.** તે હીલચાલને માટે અમે ગત અંકમાં કાંઇક ઇસારો કરી ગયા છીએ, આ ટુંક પરીચય આપ્યા પછી ચારૂપ તીર્થમાં જતા સમાજના કોઇપણ વ્યક્તીને કેટલીક મુસીબતો હવે ઉભી થવા પામે છે,. તેનો એક દાખલો હાલમાં ગયા માસમાં બનવા પામ્યો છે જે ખેદજનક છે. આપણા પાટણના કેવાતા શેઠ દલછાચંદ દોલતચદ પોતે ચારૂપ દર્શન કરવા ગયા હતા તો ત્યાંના વસ્તા સનાતનીયો તરફથી તેઓના ઉપર હાથચાલાકી કરવા ઉપર આવી ગયા હતા. પણ પોલીસ વચ્ચે પડી હતી અને તેઓને ત્યાંથી પાછા ફરવું પડયું હતું. અમારી જાણ પ્રમાણે આ શેઠ, એક મોભાદાર તેમજ કાર્યવાહક છે છત્તાં તેમને મુશીબતમાંથી પસાર થવું પડયું છે. એટલુંજ નહીં પણ કહેવાય છે કે એક જૈન ગૃહસ્થના નાક કાન કાપવામાં આવ્યા છે, અને તેનો કેસ કોર્ટની દેવડીએ ચડયો છે, શું આ થોડું દુઃખદાયક પરિણામ છે. આવું થવાનું મુખ્ય કારણ ગોતવા જવાની કાંઇપણ જરૂર નથી કારણ કે સૌ કોઇ સમજી શકે છે કે સનાતનીયોને લવાદ તરફથી જે મોટી રકમ તેમજ આપણી માલીકીની જગ્યાનો મોટો ભાગ કાઢી આપી તેઓને નવાજેશ કરવામાં આવ્યું છે તેજ બતાવી આપે છે કે તેઓને મોટું ઉત્તેજન મળ્યું છે અને તેઓ એમ પણ માનતા હોવા જોઇએ કે આપણે ફાવ્યા છીએ, ગમે તેમ હો પણ **મજકુર શેઠે જે લવાદથી નીકાલ લાવવા પ્રયત્ન કર્યો છે, તે એક પક્ષિય કર્યો છે તે નિઃસદેહ વાત છે, એમ તો મારે પણ કહેવુંજ પડશે.**

ચારૂપતીર્થ એક પ્રાચીન આપણી માલીકીનું તીર્થ છે અને હજારો જાત્રાળુ ત્યાં દર્શનાર્થે જતાં હાલમાં ત્યાં રેલવેની સગવડ થઇ છે, જેથી હજારો સંખ્યાબંધ જાત્રાળુ ત્યાંનો લાભ લેતા થયા હતા; પણ થોડા સમયથી જ્યારથી આ કેસનો ચુકાદો લવાદે તેઓના લાભમાં કરી આપ્યો છે અને જમીન તેમજ રોકડ રકમ આપી છે, ત્યારથી સનાતનીઓ દેરાસરો રાતના બાર વાગે ઉઘડાવે છે, યાત્રીકોને ઉતરવા દેતા નથી તેમજ ત્યાં એકપણ જૈનની વસ્તી નહિ હોવાથી કોઇ મોદીએ યાત્રીકોને સીધું પણ નહીં આપવા ત્યાંના રહીશ સનાતનીઓ તરફથી બંદોબસ્ત કરવામાં આવ્યો છે, આવી મુસીબતો ઉભી કરી આપણા કહેવાતા તીર્થના

રક્ષણ માટે જે કાંઇ દ્રવ્ય ઉપાર્જન થતું હતું, તેને પણ એક તરફથી મોટું નુકશાન ઉભું થવા પામ્યું છે, આ રીતના સનાતનીયો તરફથી હજુ પણ જોસભેર ઉશ્કેરણીયો ચાલુ રાખવામાં આવે છે. થોડો વખત પહેલાં આપણા પૂજ્ય આચાર્ય શ્રી બુદ્ધિસાગરજી પાટણથી ચારૂપ તીર્થના દેરાસરના દર્શનાર્થે જવાના હતા, પણ તેઓને પાટણના કેટલાંક આગેવાનોએ ત્યાં ટંટા ફીસાદ થવાના ભયથી જવા માટે અટકાવ્યાનું કહેવાય છે, આવી રીતે આપણા માનનીય શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાના લવાદ તરીકેના ફેસલાના પરિણામે યાત્રીકોને તે સ્થળે જવાનું બંધ થવાનું કહેવાય છે. વળી અમોને જણાવવામાં આવે છે કે સનાતનીયો તરફથી હાલમાં મોટી ધર્મશાળા તથા મંદિરનો ભાગ વધારી મોટા વિસ્તારમાં કરવાની હિલચાલો ચાલી રહી છે. આથી સમજી શકાય છે કે થોડો સમય વ્યતીત થયા પછી તેઓ પોતાના એક ધામ તરીકે તેને ઓળખાવી આપણા તીર્થ સ્થળને મોટી મુશ્કેલીમાં મુકવાના પ્રયત્નો શરૂ થવાનો ભય ઉત્પન્ન કરશે. આવી રીતે આપણા પ્રાચીન તીર્થ માટે તેના આગેવાનો કાંઇપણ લક્ષમાં લીધા વિના આ ઠરાવને રદ કરવા માટે બનતું નહીં કરે તો અમો માનીએ છીએ કે સમય જતાં જેવી રીતે મક્ષીજી સમેત શિખર વિગેરેમાં જગડો ચાલે છે તેવી રીતે ફરીથી મોટું રૂપ પકડવા પામશે, યાતો આપણને નમી જઇ આપણું તીર્થ ખસેડવાની ફરજ પડશે તો સવેળાની અમારી ચેતવણી છે કે કોઇપણ રીતે આ ઠરાવને રદ કરાવવા દરેક સ્થળે તેને માટે મીટીંગો ભરી પ્રોટેસ્ટ જાહેર કરવો જોઇએ, અને મહારાજા ગાયકવાડ સરકારને આ બાબતની જાણ કરવી જોઇએ

---

## પરિશિષ્ટ ૩૫

જૈન શ્વેતાંબર કોન્ફરન્સ હેરલ્ડ. ચૈત્ર-એપ્રીલ ૧૯૧૭ પુ. ૧૩ અં. ૪

### ચારૂપ કેસ.

દીવાની-ફોજદારી કોર્ટમાં તીર્થોના સંબંધમાં આપણે જૈન ભાઇઓ નિરથક ધન ખર્ચ્યે જઇએ છીએ અને પરિણામે પૈસાની ખુવારી ઉપરાંત વિરોધ વધતો જાય છે. સમેતશિખર, અંતરીક્ષજી, મક્ષીજી,

તારંગાજી વગેરે તીર્થોના અંગે ધાર્મિક ઝઘડાઓને મહત્વનું સ્વરૂપ આપી આપણે શ્વેતામ્બરો અને દિગમ્બરો લાખો રૂપૈયાની ખુવારી કર્યે જઇએ છીએ. તેટલાથીજ નહિ અટકતાં વળી ચારૂપના એક નજીવા કેસે મ્હોટું સ્વરૂપ ધારણ કરેલ અને આ કેસમાં આપણે સ્માર્ત્ત પક્ષવાળાઓ સામે તકરારમાં ઉતરવું પડેલ. બંને પક્ષોને હજારો રૂપૈયાના ખર્ચમાં ઉતરવું પડયું છે અને કેસ ભવિષ્યમાં કેવું સ્વરૂપ લેશે તે સમજી શકાતું નહોતું, કોર્ટથી ગમે તે પ્રકારનો ફેસલો થય તો પણ બંને પક્ષ વચ્ચે હમેશને માટે વિરોધ રહે તેવો દેખાવ થઇ પડયો હતો. ચારૂપ કેસમાં બંને તરફથી કામ કરતા પાટણના આગેવાનો સમાધાનીથી નિકાલ ન કરે તો પાટણની પ્રજા વચ્ચે કાયમને માટે કુસંપ રહે તેવો દેખાવ નજરે પડતો હતો, ગાયકવાડ સરકારના ભાઇ મે. સંપતરાવ ગાયકવાડે બંને પક્ષો વચ્ચે આ તકરારનું સમાધાનીથી નિરાકરણ કરાવવા ઘણીજ મહેનત કરેલ પરંતુ તે બર આવી ન્હોતી. વડોદરા રાજ્યની વરિષ્ટ કોર્ટ સુધી આ તકરાર ગઇ હતી, પરંતુ આખરે બંને પક્ષવાળાઓને કંઇક સારી પ્રેરણા થવાથી શેઠ પુનમચંદજી કરમચંદજી કોટાવાળાને પંચાતનામું લખી આપવામાં આવેલ તે આધારે તેમણે ઠરાવ કરી ઘણીજ કુનેહથી આ તકરારનો અંત આણેલ છે.

તેઓ સાહેબ જૈન છતાં પણ સામા પક્ષવાળાઓને તેમનામાં સંપૂર્ણ વિશ્વાસ હોવાથી તેઓ તેમને પંચ તરીકે નીકાલ લાવવાનું સોંપવા માટે લલચાયા હતા અને આખરે આપણા જૈન ભાઇઓને જે ઉત્કટ ઇચ્છા—મહાદેવને આપણા દેરાસરમાંથી બહાર કાઢવાની હતી તે—પાર પડી છે.

ગત તા. ૪-૩-૧૭ના જૈન પત્રના અંકમાં શેઠ સાહેબે કરેલ 'એવોર્ડ' પ્રસિધ્ધ થયેલ છે તે વાંચક વર્ગે ધ્યાન દઇને વાંચી જોયો હશે અને જો ન વાંચ્યો હોય તો ફરીથી વાંચી જોવાની અને આપણી કોઇ વિરૂધ્ધ જાય તેવી હકીકત છે કે કેમ અગર કંઇ શાસ્ત્ર વિરૂધ્ધ લખાયું છે કે કેમ તેની ખાત્રી કરવા ભલામણ કરીએ છીએ. અમને લાગે છે કે એ એવોર્ડ—ચુકાદો ઘણો કુનેહથી સંતોષકારક અને બંને પક્ષોને ન્યાય મળે તેવી રીતે કરેલો છે અને તેમાં

કોઇપણુ જાતની વિરૂધ્ધતા કરવી એ અમને તો અયોગ્ય અને અ-પ્રમાણિક લાગે છે. એવું કાંઇ નથી કે જે જૈન ધર્મથી કે જૈન શાસ્ત્રથી વિરૂધ્ધ હોય. અમે તો જે નિષ્પક્ષપાત અને ન્યાય શેઠ સાહેબે વાપર્યો છે તેને માટે તેમને ધન્યવાદ આપીએ છીએ.

સમાધાનીથી સાંસારિક ઝઘડા પતાવવા એ જેટલું ઇષ્ટ છે તેના કરતાં ધાર્મિક ઝઘડા આપસમાં સુલેહ સંપથી યા તો આગેવાનોના લવાદમાં પતાવી સમાવવા અને તેથી અરસ્પરસ એખલાસ વધારવો એ અસંખ્યાગણો ઇષ્ટ અને લાભકારક છે. જો તેમ ન થાય તો ધર્મનું એક પ્રાધાન્ય સૂત્ર 'મૈત્રી ભાવના' પર છરી મૂકાઇ પ્રભુની આજ્ઞાના ભંગનો આરોપ આપણે શિરે આવે છે કોઇપણ ધર્મ એમ કહેતો નથી કે કલેશ કરવો. સર્વ ધર્મ કહે છે કે કલેશમાં અવનતિ છે-કલેશ પાપસ્થાનક છે તો કૃતજ્ઞ થઇ સર્વ શાંતિપ્રદ યોજનામાં દરેક જૈન બંધુ જોડાશે અને વીર પ્રભુએ પ્રરૂપેલ મૈત્રીભાવના—સાર્વત્રિક બંધુભાવ સર્વદા પ્રસારશે જૈનો દેવદેવીઓને માને છે કે નહિ તથા માનવા માટે શાસ્ત્રનું પ્રમાણ છે કે નહિ તે માટે દાખલા દલીલવાળો લેખ જરૂર પડશે તો મુકવા અમે તૈયાર છીએ.

---

## પરિશિષ્ટ ૩૬

**જૈન તા. ૬ ઠી મે સને ૧૯૧૭.**

### ચારૂપ તીર્થના વિચ્છેદ માટે થએલી હીલચાલ.

### પાટણના પટેલોમાં ચારૂપના નામે ખેલાએલી સેતરંજ.

### હિંદના સંઘના સત્તાયુક્ત કાયદાસર બોર્ડની જોવાતી ખાસ અગત્ય.

### ચારૂપ તીર્થ અને તેના કેસનો પરિચય.

૧

પાટણ (ગુજરાત) પાસે આવેલા ચારૂપ તિર્થના અંગે પાટણની જૈન અને સ્માર્ત ધર્મની પ્રજા વચ્ચે જે વૈમનસ્ય પેદા થયું હતું, તેનું

છેવટ બન્ને પક્ષના આગેવાનો વાદી અને પ્રતિવાદીએ સ્વીકારેલ લવાદ મારફત સંપૂર્ણ સમાધાની ભરેલી રીતે આવી જવાના સંતોષજનક ખબર અમો તેજ પ્રસંગે આપી ગયા હતા.

કેસનું વસ્તુસ્વરૂપ સમજનાર દરેક વ્યક્તિ અમારા તે રીપોર્ટથી સ્પષ્ટ જોઇ શકેલ હશે કે જે ઝઘડાએ ગંભીર રૂપ લીધું હતું અને બન્ને પક્ષ તેના પાછળ પુષ્કળ ખુવાર થવા છતાં તેનું ભવિષ્ય બહુજ દુર અને ચિંતાયુક્ત જોવાતું હતુ' તેનું છેવટ સમયસુચકતાથી અને ડહાપણુ ભરેલી રીતે લાવવામાં લવાદ શક્તિવાન થયેલ છે એટલુંજ નહીં, પણ ખાસ કરીને જૈન જેવી ડાહી કોમ આ છેવટથી પોતાના ઉદેશને જાળવવા સાથે પોતાનું તિર્થ નિરાબાધ થયેલ છે. તેમ જોઇ શકેલ હશે. આટલી હકીકત શ્રી સંઘની દ્રષ્ટિએ સુસ્પષ્ટ કરવા પછી છુટા છવાયા અંગત દ્વેષથી કે પછી અણસમજથી ઉદભવતા અવાજો અમારા કર્ણગોચર થયા છે પરંતુ તે એટલા તો નિર્માલ્ય અને બીન પાયાદાર જોવાયા છે કે તે તરફ ધ્યાન આપવાનો શ્રમ સેવવો તે નકામો છે એમ સમજી અમે તે કેસનું ફરી ફરીને સ્પષ્ટીકરણ કરવાનું પિષ્ટપેષણ કરવું દુરસ્ત ધાર્યું નહોતું પરંતુ તે પછીના મળતા રહેલા ખબરો ઉપરથી જ્યારે એમ જોવાય છે કે આપણામાં આજકાલ કેટલેક સ્થળે જેમ દેવ, ગુરૂ કે ધર્મના નામો વચ્ચે અંતે બી અંગત હેતુ કે માગી મોટાઇ મેળવવાના યત્નો સેવાય છે, અને તેના પરીણામે સંઘની મહતા કે ધર્મના ગૌરવને આઘાત આપવાને પણ પાછી પાની કરવામાં આવતી નથી. તેવી પવિત્ર (!) ભાવનાથી અહીં પણ સેતરંજ ખેલાવા લાગી હોય. આવી માગી મહત્તા મેળવવા માટેની બાજીઓ પોતપોતાના વેપાર વ્યાપારમાં રમાય તે સામે કોમને કંઇ સ્નાન સુતક નથી પરંતુ તેવી હદ ઓળંગી આ રમતના મહોરાં તીર્થહાની તરફ વાળવામાં આવેલાં જોવાયાં છે ત્યાં અમારે તે કેસનું પુનઃ અવલોકન કરવાની ફરજ બજાવવી પડે છે.

ચારૂપના કેસને વધારે સારી રીતે સમજાવવાને આ તિર્થના અંગે જૈન અને સ્માર્ત વચ્ચે મતભેદ પડયો ત્યારથી લવાદના છેવટના નિર્ણય સુધીનો સંપૂર્ણ અહેવાલ અમે હવે પછી અનુક્રમે સ્પષ્ટ કરીશું તેમજ લવાદના નિર્ણયમાં કહેવાતા વાંધાઓ તરફ પણ પુરતું ધ્યાન આપી તે દરેક મુદ્દાપર હવે પછી વિચાર કરીશું પરંતુ તે પૂર્વે હાલ તુર્ત કેટલીએક

વ્યક્તિઓએ મળી ચારૂપ તિર્થ વિચ્છેદ કરવાને જે હિલચાલ કરી છે તે માટે જનસમાજની દૃષ્ટિએ ખરૂં સ્વરૂપ બતાવવાની પહેલી ફરજ અદા કરવી દુરસ્ત ધારીએ છીએ.

એક પત્ર જણાવે છે કે " ચાલતા માસમાં એક પાટણના સંઘની મીટીંગ વૈશાક શુદી ૧ ના રોજ ભરવામાં આવી હતી, અને ચારૂપ તીર્થમાંથી શામળા પાર્શ્વનાથની પ્રતિમાને ત્યાંથી પાટણમાં પધરાવવા બાબત હીલચાલ કરવામાં આવી છે. + + પાટણનો સંઘ મળી ઉક્ત મંદિરમાંથી આપણી પ્રતિમાજીને પાટણમાં લાવવાનો બંદોબસ્ત કરવા કમીટી નીમવાનો ઠરાવ પસાર કરી દોઢડાહ્યું પગલું ભરવા તૈયાર થયો છે."

આ વાત જો ખરી હોય તો તેનો નિર્ણય એ જૈન શાસ્ત્રની આજ્ઞાનો મહાન્ દ્રોહ છે. કેમકે અધાપી એવો એક પણ બનાવ નોંધાયો નથી કે જેમાં જૈન મંદિર કે પ્રતિમાજીનું ઉત્થાપન અને તે પણ ખાસ કરીને જૈનોનાજ હાથે કરવાનો વિચાર પણ થયો હોય. આપણાં એવાં ઘણાં તિર્થો છે કે જે અત્યારે નિર્જન જંગલોમાં–પર્વતોમાં કે ગુફામાં એકાંત સ્થાને છે. એવાં ઘણાં મંદિરો છે કે જ્યાં જૈનોની વસ્તી પણ નથી અને એવાં પણ દેરાસરો છે કે જે સરકારને પોતાની કેટલીક સગવડને ખાતર ખસેડવાની ઇચ્છા થઇ હોય. એ સઘળું છતાં અદ્યાપિ જૈનોને કે શાહનશાહીસત્તાને પણ તેમ કરવાને સ્વપ્ન વટીક આવ્યું નથી. ત્યારે આ ચારૂપનું પવિત્ર તિર્થ જૈનોનાજ હાથે વિચ્છેદ કરવાની હિલચાલ કેવળ થાય તે પણ નીચું જોવરાવનારૂં છે.

આ તીર્થ શાસ્ત્ર દૃષ્ટિએ ઘણું પ્રાચિન અને પ્રભાવશાળી છે એટલુંજ નહિ પણ ત્યાં બીરાજતા શ્રી શામળાજી પ્રભુની મૂર્તિ એ દૈવી પ્રસાદ છે, અને તે સમુદ્ર પર્યટનમાં પ્રાપ્ત થવા પછી ચારૂપમાં પધરાવવામાં આવેલ છે. વળી ઐતિહાસીક દ્રષ્ટિએ પણ એટલું તો પુરવાર થઇ ચુકેલ છે કે સાતમી સદીમાં એટલે તેરસો વર્ષ અગાઉ વનરાજ ચાવડાના રાજ્ય અમલ દરમિયાન નાગેંદ્રગચ્છાચાર્ય શ્રી શીલગુણસૂરીના શિષ્ય દેવચંદ્રસૂરીએ આ પ્રાચીન તીર્થ શ્રી ચારૂપ નામક શામળા પ્રભુની પ્રતિષ્ઠા કરી હતી. આ પ્રમાણે હજારો વર્ષના પ્રાચિન અને પ્રભાવશાળી તિર્થનો વિચ્છેદ કરવાના ગમે તેવા કઠણ હૃદયને પણ પીગળાવી દે તેવા ભયંકર

ખબર અમારા જાણવામાં આવ્યા ત્યારે ભારી ખેદ થયો. અને અમે જ્યારે તેમાં વાંચ્યું કે "પાટણના સંઘની કમીટીએ આ ઠરાવ કર્યો છે" ત્યારે આશ્ચર્ય સાથે પ્રશ્ન એ થયો કે ઉપરોક્ત ખબર આપનાર ભાઇબંધ, લવાદ માટે લખતાં એક વખત જણાવે છે કે "આ કેસ જૈન ધમના એક અનુયાયીનો ન હોઇ જૈન શાસનની અંકીત થયેલી સમગ્ર પ્રજાનો હોવાથી નિર્ણય પ્રગટ કર્યા પૂર્વે આપણા મુનિમહારાજો પ્રજાના નામાંકિત વિચારવંત પુરૂષો આદીની ગોગ્ય સલાહ લઇને પછીજ કોઇપણ પ્રકારના નિર્ણય પર આવવું એજ રા. કોટાવાળા શેઠને ઇષ્ટ હતું." આ પ્રમાણે ચારૂપનો વહીવટ જાણે કે હિંદનો સમગ્ર સંઘ કરતો હોય અને કોર્ટની દેવડીએ ચાલતા તેના આ કેસો સમગ્ર સંઘ લડતો હોય તેમ માની લઇ એક ન્યાયાધીશને પોતાનો ફેસલો દરેક વાદી અને પ્રતિવાદીને ઘરોઘર જઇ વંચાવવા અને તેમના સંમતીપત્રો લઇને ફેસલો આપવા શીખામણ આપી હતી તેમણેજ આ તિર્થોત્થાપન કરવાની સતા પાટણના સંઘનાજ હાથમાં હોય તેમ માનવાની કેમ ભૂલ ખાધી હશે ? નિયમ એવો છે કે જેને દુ:ખ થાય તેને દવાની જરૂર છે. ચારૂપના મૂળ કેસમાં આપણે હવે પછી જોઇશું તેમ પાટણના સંઘનેજ સંબંધ હતો અને તે પ્રમાણે ત્યાંના સંઘની છ ન્યાતોના આગેવાન શેઠો, નગરશેઠ તેમજ કેસના વાદી પ્રતીવાદી તથા કાર્યવાહકોએ લવાદને સંપૂર્ણ સત્તા સ્વહસ્તે લખી આપી હતી. જે વધુ પ્રમાણોથી અમે હવે પછી બતાવવાના છીએ, તેવી સંપૂર્ણ સત્તાને પણ 'કહેવાતા શેઠ' તરીકે ઓળખાવનાર બન્ધુ આવા ગંભીર વિષયમાં કયાં ભૂલ ખાય છે તે અમોએ બારીક દ્રષ્ટિએ તપાસવા પ્રયત્ન કર્યો છે. પૂર્વનો કેસ સ્થાનિક સત્તાનો હતો, જ્યારે તિર્થ ઉત્થાપનના વિચાર સામે સમગ્ર જૈન સંઘને સંબંધ છે. કેમકે કોઇપણ દેરાસર કે પ્રભુની પ્રતિષ્ટા દેશ પરદેશના સંઘના પ્રતિનિધિઓ મળી એકત્ર સંઘના હાથે થાય છે. અને તેથી તેનું ઉત્થાપન પણ તેજ પ્રમાણે સમગ્ર હિંદના શ્રી સંઘના એકત્ર વિચાર પછી થવું જોઇએ, તેને બદલે સમગ્ર હિંદના સંઘની સત્તા પર તરાપ મારવાના વિચારો એકાએક બહાર આવવાથીજ તેમાં કંઇ છુપું રહસ્ય છે તેમ અમારે માનવું પડયું હતું, અને અંતે વધુ તપાસને પરીણામે જોવાયું છે કે આ તિર્થ ઉચ્છેદની વાત સત્ય નથી, પરંતુ એક શેત્રંજની બાજી ખેલાઇ છે અને તેમાં અજ્ઞાન પાયદળને વર કર્યાં છે.

લવાદના ફેંસલા માટે અમે હવે પછી બતાવીશું તેમ પાટણ અને મુંબઇના પાટણ વાસીઓએ લવાદને ખુલ્લી સંમતિ આપવા પછી અંગત ભાવોને સાધવા માટે ઉશ્કેરણી શરૂ કરી અને તે માટે ફેંસલો રજીષ્ટર ન કરવા દેવા બાજી રમાઇ પરંતુ જ્યારે ફેસલો અમલમાંજ મુકાઇ ગયો અને રજીષ્ટરનુંજ કારણુ ન રહ્યું ત્યારે દૂરની જૈન પ્રજા અને ધર્મપ્રેમી મુનિરાજોને ઉશ્કેરવા ઉત્થાપનાના વાતાવરણ ફેલાવવાની યોજના ઘડાઇ તે માટે પાટણમાં સંઘને બોલાવવામાં આવ્યો. પાટણમાં શ્રીમાળી, ઓસવાલ, પોરવાડ, એવી એવી છ ન્યાતો મળીને સંઘ કહેવાય છે. જ્યારે આ કાર્ય માટે છ ન્યાતોને એકઠી કરવા યત્ન થયો ત્યારે ત્રણ ન્યાતે તે સામે નાપસંદગી દર્શાવી દૂર રહ્યા, જ્યારે બાકીની ત્રણ ન્યાતોમાં પણ મતભેદ પડયો તેથી બાકી રહેલા મળતા વિચારના જૈન ગણમાંથી ૩૫ નામો ચુંટી તેમાંથી બાર વિચારોને છુટા છુટા મેળવીને આ ઠરાવ કરવાની વાત બહાર મુકાયેલ હોય તેમ જણાય છે, કે જેને સંઘના નામે ઠરાવીને જૈન પ્રજાને ગભરાવનારા ખબર બહાર મુકાયા છે તેથી દીલગીર થઇ તેવા ઉછાંછળા વિચારવાન માટે હસવું આવે છે.

આ બાજી ખેલવામાં જાણે આટલાથી સંતોષ ન થયો હોય તેમ જણાવ્યું છે કે–"પાટણના કેવાતા શેઠ દલછાચંદ દોલાચંદ પોતે ચારૂપ દર્શન કરવા ગયા હતા, તો ત્યાંના વસતા સનાતનીયો તરફથી તેઓના ઉપર હાથ ચાલાકી કરવા ઉપર આવી ગયા હતા. * * એટલુંજ નહિ પણ કહેવાય છે કે એક જૈન ગ્રહસ્થના નાક કાન કાપવામાં આવ્યા છે. અને તેનો કેસ કોર્ટની દેવડીએ ચડયો છે, * * જમીન તેમજ રોકડ આપી છે ત્યારથી સનાતનીયો દેરાસરો રાતના બાર વાગે ઉઘાડે છે, યાત્રીકોને ઉતરવા દેતા નથી, તેમજ ત્યાં એક પણ જૈનની વસ્તી નહિ હોવાથી કોઇ મોદીએ યાત્રીકોને સીધું પણ નહિ આપવા ત્યાંના રહીશ સનાતનીયો તરફથી બદોબસ્ત કરવામાં આવ્યો છે. * * સનાતનીયો તરફથી હાલમાં એક મોટી ધર્મશાળા તથા મંદીરનો ભાગ વધારી મોટા વીસ્તારમાં કરવા હીલચાલ ચાલી રહી છે. આ વગેરે જૈન પ્રજાને ગભરાવનારા ખબરોમાં અલ્પાંશે પણ વજુદ નથી તેમ અમે બરાબર ખાત્રી કરી છે અને તેથી તેમાંજ જણાવવા પ્રમાણે જેમ આચાર્યશ્રી બુદ્ધિસાગરજી મહારાજને આવા ગપગોળાએ ગભરાવી તિર્થદર્શન ન કરવા દેવાનું

અંતરાય કર્મ તેની તોપમારૂઓએ બાંધ્યું છે તેમ વધુ કર્મબંધ ન થાય અને યાત્રીકો વધારે છુટ અને હોંસથી આ પવિત્ર તિર્થનો નિર્ભય રીતે લાભ લેતા રહે તે માટે આ દરેક હકીકત માટે ખરી બીના જણાવવા અમે જરૂર જોઇએ છીએ.

ઉપર શેઠ તરીકે દલછાચંદ દોલાચંદને બતાવ્યા છે તે સત્ય નથી, પણ પાટણમાં પોપટલાલ હેમચંદ શેઠ છે. હવે માનો કે 'કહેવાતા' એ શબ્દથી મી. દલછાચંદને શેઠ માનવાનો શક રાખ્યો હોય તો પછી તેમાંજ ચારૂપને "આપણા કહેવાતા તીર્થ" એમ લખવામાં તીર્થ માનવાનો શક તો રહેતો નથી કે ? અસ્તુ. જાણવા પ્રમાણે શા. દલછાચંદને જે કંઇ બોલવું થયેલ તે તેમના ખાનગી વેરભાવને લીધે અને પરસ્પરના વચન વિલાસને પરિણામે છે, પરંતુ તેથી સ્માર્તો દરેક સાથે મારામારી કરે છે તેમ કહેવું એ તેમને હાથમાં લાકડી આપી શીખવવા જેવું છે. વળી નાકકાન કાપ્યાની વાત પૂર્વ કાળમાં બની છે અને તે કેસ પણ લવાદે માંડીવાળ્યો છે તો પછી આ પૂર્વના જમાનાને અત્યારે યાદ કરી અજાણ્યાને ગભરાવવાથી સાર્થક શું હશે તે સમજી શકાતું નથી.

આગળ જતાં તેઓ દેરાસર રાત્રીના બારે ઉઘાડે છે તેમ જણાવ્યું છે, તે પણ પૂર્વ કાળનીજ માંડી જણાય છે. કેમકે લવાદના હુકમ મુજબ હાલ સ્માર્તની મૂર્તિઓને તેને સોંપી અલાહેદી કાઢી આપેલ ઓરડીમાં પધરાવી આપેલ છે, અને ત્યાં જવા આવવાનું દ્વાર પણ નિરાળું છે (જે અમે હવે પછી તેનો નકશો આપીશું તેથી જોવાશે) તો પછી ધર્મશાળાના કોટના દ્વાર ઉઘાડવાને કે ઉઘડાવવાને તેમને કારણ રહેતું નથી, તો પછી ધર્મશાળાના ગઢના દ્વાર, દેરાસરના ગઢના દ્વાર અને દેરાસરના બાર મધ્ય રાત્રે તેઓ કઇ દેવતાઇ શક્તિથી ઉઘાડતા હોય ?

યાત્રીકોને ઉતરવા દેતા નથી તે વાત પણ તેટલીજ બીનપાયાદાર છે. કેમકે ધર્મશાળાના છ ઓરડા, મેડી, રસોડું, તેની બે ઓરડી અને દાળીયું તે સર્વ આપણા સ્વતંત્ર કબજાના કમ્પાઉન્ડમાં છે અને ત્યાં મોદીખાનાનો પણ બિલકુલ પ્રતિબંધ નથી.

અત્રે જૈન વસ્તી ગરીબ સંસારની પણ છે તે એટલાપરથીજ જોવાશે કે સ્માર્તને આપેલ ઓરડી આગળનો માર્ગનો પડતર ભાગ કે જે કુબાના નામથી ઓળખાય છે તે સંઘનો છતાં એક કોળીના વપરાસ પ્રસંગે તેણે એક જૈનને ગીરવી સોંપેલ હતો અને જે પાછો રૂપિયા ત્રીશથી સંઘના કબજામાં લેવાયો છે. વળી આ કુબાનો હક્ક શ્રી સંઘને ન મળે તે માટે શેત્રંજના નાયક મુંબઇવાળા શેઠ (જેના નામ હવે પછી સપ્રમાણ આપીશું ) તરફથી મોટી રકમની લાલચ આપી આ કબજો ઉડાવવા યત્ન થયો હતો તે છતાં ત્યાં જૈનની બીલકુલ વસ્તીજ નથી તેમ કહેવું શું ગપ નથી ?

વળી જણાવે છે કે સ્માર્તો ધર્મશાળા તથા મંદિરનો ભાગ વધારી વીસ્તારમાં કરવા હીલચાલ કરે છે તે પણ આંખે પાટા બાંધનારી બીના છે. કેમકે તેમને અપાએલ જમીનની એ તરફ રાજમાર્ગ છે, જ્યારે એ તરફ આપણો બાંધેલ ગઢ છે તો પછી પાતાળ કે આકાશની સીમામાં તેઓ ગમે તેમ કરે કે પછી ગામમાં ગમે તેમ કરે તેમાં આપણે ચીંતા કરવાનું કારણ રહેતું નથી.

એકંદર તિર્થમાંથી પ્રભુને ઉત્થાપન કરવાની પાટણના સંઘને સત્તાજ નથી તેમ તેવી કોઇ હીલચાલ શ્રી સંઘે કરીજ નથી. તેમ રાજ્ય તરફથી પણ તેમ થવા દે તેમ નથી, તો તે ચિંતા દૂર થાય છે. વળી યાત્રીકોને જવા આવવામાં બીલકુલ વિઘ્ન નથી એટલુંજ નહિ પણ સાંભળવા પ્રમાણે આવતી પૂર્ણિમાસે ત્યાં મોટી પુજા તથા સંઘનું જમણ થનાર છે તો આવી ધાસ્તીને દુર કરી આ પવિત્ર તિર્થનો ઉત્સાહથી લાભ લેવા ચુકવું નહિ. કેમકે આ તીર્થ સ્ટેશન છે તેથી જવાઆવવાની સગવડ સારી છે.

આ કેસનું વસ્તુસ્વરૂપ ખાસ અભ્યાસ કરવા જૈન પ્રજાને જરૂરનું છે તેમ લવાદ સામે બતાવાતા વાંધા બીનપાયાદાર છે તે માટે હવે પછી વિચાર કરીશું.



# પરિશિષ્ટ ૩૭

<u>જૈન. તા. ૬ ઠી મે સને ૧૯૧૭,</u>

## ચારૂપની ચર્ચાઓ.

---

**મે. ' જૈન ' ના અધિપતિ સાહેબ,**

ચારૂપના લવાદે આપેલા ચુકાદાની સામે ઘણી અઘટિત ચર્ચાઓ ' જૈન શાસન ' માં અને બીજાં ચર્ચાપત્રોમાં આવવાથી જૈન કોમમાં ઉશ્કેરણીનો પવન ફેલાયો છે, અને તેથી કેટલાક મજબુત જવાબો જાહેરમાં મુકવાને આપના પ્રમાણિક પત્રનો આશ્રય આપવા વિનંતિ કરૂં છું.

તા. ૨૦ મી માર્ચના ' હીંદુસ્થાન ' માં એક ' જૈન ' લખે છે કે ' એવોર્ડમાં જે બીનજરૂરી ધાર્મિક ટીકા કરી છે, તેમને હું તા. ૪-૪-૧૭ નું ' જૈન શાસન ' વાંચવા ભલામણ કરૂં છું. જૈન શાસનના અધિપતિ સાહેબ તેમાં લખે છે કે " પહેલાં તો તે મૂર્તિઓ એક જૈન દેવાલયમાં કેવી રીતે અને કયાંથી ઘુસી ગઇ ? તેજ બાબતના નિર્ણય માટે શેઠશ્રીએ જરાપણ પરિશ્રમ લીધેલ નથી. " વાસ્તવિક રીતે જોતાં ' ઘુસી ગઇ ' એ સિદ્ધ કરવાની કોઇનીએ તાકાત નથી. કોર્ટમાં ઘણોએ પ્રયત્ન કરવામાં આવ્યો હતો પણ દેવાલયમાં જૈનોનો વહીવટ ૫૦-૬૦ વર્ષ ઉપરાંતનો બતાવી શકાયો નથી, એટલે આવા સંજોગોમાં કોઇપણ ન્યાયાધીશ સંજોગો ઉપરથી અનુમાન ઉપરજ આવી શકે. શ્રીમાન શેઠ કોટાવાળા પણ એવા અનુમાનપર આવેલા એવોર્ડપરથી લાગે છે કે જૈનો અને સ્માર્તોની રૂઢીઓના મિશ્રણને લઇને કોઇપણ કારણથી એ મૂર્તિઓ દેવાલયમાં આવી હોવી જોઇએ અને તેથી મિશ્રણને માટે વિવેચન વાસ્તવિક છે તે કર્યું છે. જો એ વિવેચન ન કર્યું હોત તો મૂર્તિઓ ' સદરહુ દેવાલયમાં શ્રી જૈન ધર્મના દેવ પાર્શ્વનાથજી વિરાજે છે તે દેવની પાસે શ્રી મહાદેવજી ગણપતિ વગેરે દેવોની પ્રતિમાઓ બીરાજમાન છે, એ જેઓએ ચારૂપ જોયું છે તેઓની સર્વ સ્વીકૃત વાતનો ખુલાસો થવો સર્વથા અશકય હતો. એ વિવેચન જો ન કરવામાં આવ્યું હોત તો સમાધાનનું કાર્ય

સોંપાયું તે વખતે કોર્ટમાં અપીલ સનાતનીઓની ચાલુ હતી, અને તેઓ તે પાછી ખેંચી ન લે તો એવોર્ડ તેમાં પુરાવામાં આવી જૈનોને હાની કર્તા થઇ પડે તેવો સંભવ હતો. સ્માર્તોનો પૂર્વપક્ષ શું હતો ? કોર્ટે તેને કેટલા પ્રમાણમાં વિજય આપ્યો હતો અને તેથી સમાધાન સમયે કેવા સંજોગો હતા, એ 'જૈન શાસન' ના અધિપતિએ જો જોયુ હોત તો શ્રીમાન્ લવાદ ઉપર અણઘટતા આક્ષેપો તેઓ કદી પણ કરત નહિ. વળી એવોર્ડના જે વિવેચન માટે વાંધો બતાવવામાં આવે છે તે ધાર્મિક ગણી શકાય તેમ છેજ નહિ. કારણ કે અમુક ધર્મ આમ કહે છે એમ તેમાં લખેલું નથી પણ કેટલાક મનુષ્યો આમ કહે છે એમ તેમાં જણાવેલું છે અને તેમ છતાંયે કોટાવાળાએ એમ સ્પષ્ટ લખેલું છે કે જે " જૈન ધર્મ મુજબ કોઇપણ જીવ ઉત્પન્ન કરનારી વસ્તુ દેવને સ્પર્શ કરવાથી તેમજ જૈન વિધીની ક્રિયા વિરૂદ્ધ દેવનું સ્થાપન, પુજન કે ક્રિયા થાય તો શ્રી તિર્થંકર પ્રભુની આશાતના થઇ ગણાય છે. " રૂઢીઓમાંજ મિશ્રણ થયેલું છે પણ ધર્મ તેથી જુદોજ છે એમ તેઓ સ્પષ્ટ કહે છે અને તેથી એ જુદા જુદા ધર્મોના દેવોને અલગ કરી હદ મર્યાદા નક્કી કરી પોતપોતાના દેવાલયમાં સ્વધર્માનુસાર ક્રિયાઓ કરવા જણાવે છે.

મહેસાણાની કોર્ટનો ફેસલો કે જૈનો જેને 'જીત' માને છે તે ફેસલો ફક્ત મૂર્તિઓનું ઉત્થાપન પ્રમાણીક આશયથી આરોપીઓએ કરેલું અને એ દેવોને પુનઃ અસલની જગોએ બેસાડવાની ઇચ્છા પૂર્વક કરેલું માટે આરોપીઓને શિક્ષામુક્ત કરે છે અને એથી સનાતનીઓએ અપીલ ન કરી હોત તો પણ મૂર્તિઓ અસલ જગોએ બેસાડવી પડત તથા હવન કેસના સ્માર્તોના લાભમાં થયેલા છેલ્લા ચુકાદા પ્રમાણે એકજ મંદિરમાં હવન તથા મહાદેવની પુજા વગેરેથી જૈન દેવોની અશાતના ચાલુ રહેત અને સનાતનીઓએ કરેલી અપીલનો પણ માથા ઉપર ભય તો ખરોજ. એવા સંજોગોમાં જૈનોની ઇચ્છા શું હતી કે એકજ મંદીરમાં હવન વગેરે ભલે થાય અને એ મૂર્તિઓ ભલે એકજ મંદીરમાં બેસે ! શેઠ કોટાવાળાએ એકજ મંદિરમાં હવન ન કરતાં અલગ મંદિરમાં પ્રતિષ્ટા કરી ત્યાં તે ક્રિયાઓ કરવા સુચવ્યું એ શું જૈનોને ઓછું લાભપ્રદ છે ? જૈનો શું એમ કહેવા માગે છે કે ચુકાદો તદ્દન સનાતનીઓના ગેરલાભમાં અને જૈનોનાજ સંપુર્ણ હિતનો થવો જોઇતો હતો ? જો એમ હતું તો પછી

કોર્ટમાંજ પોતાનાં મજબુત કારણો બતાવવાની હીંમત ખોઇ નાખી સમાધાનના વિચારપર આવવાનીજ શી જરૂર હતી ?

એવોર્ડનું ચર્ચાવાળું લખાણ બીજા આવા પ્રસંગો જાગે તો જૈનોને હાનીકર્તા થાય એવો એક વાંધો રજુ કરવામાં આવે છે તે પણ વજુદ વગરનોજ છે.

આ એવોર્ડમાંનું એ વિવેચન એક વ્યક્તિ સ્વાતંત્ર્યવાળો અભિપ્રાયજ માત્ર છે અને તેથી તે કંઈ નુકશાનકર્તા હોવાનો સંભવજ નથી; સંજોગો પણ બધા દેવાલયોમાં એક સરખા હોતા નથી. ચારૂપના દેવાલયના સંજોગો અને પરિસ્થિતિ કેવી હતી તે જોશો ? ચારૂપના દેવાલયને તો મે. સુબાસાહેબે સાર્વજનિક ઠરાવ્યું હતું. સનાતનીઓ તેમાં દર્શને અને બાધા આખડીએ આવે છે એ પ્રમાણભુત માની એટલો તેમનો હક્ક-સાર્વજનિક હક્ક કોર્ટે સ્વીકાર્યો હતો. ના૦ ગાયકવાડ સરકાર તરફથી વર્ષાસન મળે છે અને તેથી તે એકલી જૈન માલેકીનું ઠરી શકે નહિ; આવાં કારણોને લક્ષને બન્નેના દેવોને જુદા પાડવા અને કાંઇપણ આપ્યા વિના સનાતનીઓને સંતોષ આપવો એ અસંભવીત હતું. "જૈનશાસન" બાદશાહી રકમનો ખર્ચ જૈનોએ કર્યો એમ વારંવાર લખ્યા કરે છે તો સ્માર્તોએ શું નવાબી રકમનો ખર્ચ કર્યો હતો ? ખર્ચ બન્નેને થયો હતો. વળી સમાધાન માટે રૂ. ૪૦૦૦) આપવાને જૈનો પ્રથમથીજ ખુશી હતા

મુનિમહારાજાએ જે અભિપ્રાયો આપ્યા છે તેના પણ ખુલાસા ઉપરના લખાણમાં થઇ જાય છે, અને એ નિર્વિવાદ છે કે કેટલાક જૈનો અંબિકા વિગેરે દેવોને માને છે. પાટણની કોર્ટમાં જૈન સાક્ષીઓએ ચારૂપના મંદિરમાં મહાદેવ પાર્વતી વિગેરે દેવોને એ દેવો અમારા છે એમ જણાવ્યું છે અને એ સાક્ષીઓએ ધર્મ વિરૂદ્ધ સાક્ષી આપી એમ શા માટે ચર્ચા થતી નથી ? ખરૂં કારણ એ છે કે મહાલક્ષ્મિ માતાના હવનમાંયે કેટલાક જૈનો ખર્ચમાં ફાળો આપે છે ત્યાં આશાતનાનું પુછ-વુંજ શું ? પણ એ કંઇ ધર્મ નથી માત્ર રૂઢીનું મિશ્રણ છે. કેટલીક વ્યક્તિઓ એમ કરે તેથી કંઇ ધર્મની આજ્ઞાઓ દોષીત ઠરતી નથી. કેટલાક બદમાસો ચોરી કે ખુન કરે તેથી કંઇ કાયદામાં તેવી આજ્ઞા

થોડીજ છે ? પાટણમાં ચોરીના ગુન્હા ઘણા બને છે એમ કોઇ કહે તો તે કંઇ રાજદ્રોહી નથી, તેવીજ રીતે કેટલાક હીંદુઓ આમ વર્તન કરે છે એમ કહેવાથી હીંદુ ધર્મને કાંઇ લાંછન નથી. સત્ય બીના લખવી એ કંઇ ટીકા ગણાતી નથી પણ અઘટીત ઉશ્કેરણીઓને લીધે પાટણના સંઘની સ્થિતિ પણ ડામાડોળ થતી જાય છે. કારણ કે મુંબઇના પાટણવાળાઓના સંઘે ચારૂપના એવોર્ડમાં વાંધાભર્યા શબ્દો છે કે નહિ તેનો છેવટનો નિર્ણય લાવવાને માટે સાત ગૃહસ્થોની એક કમીટી નીમી હતી અને તે કમીટીએ સંઘે આપેલી સતાનુસાર કોઇ વિદ્વાન બેરિસ્ટર કે જે જૈન હોય તેની સલાહ લેવાનું વ્યાજબી ધારી જૈન બારીસ્ટર મીસ્ટર મકનજી જુઠાભાઇની સલાહ લીધી અને તેમણે ( મી મકનજીભાઇએ ) અભિપ્રાય આપ્યો કે એવોર્ડનું વિવેચન ધર્મને બંધનકર્તા નથી, હવે જ્યારે વિવેચન ધર્મને બંધન કર્તા નથી તો તિર્થોના તથા ધર્મના ગૌરવને હાનીકર્તા હોઇજ શી રીતે શકે ? પણ પ્રથમના સંઘને ઉશ્કેરનાર ઓગણીસ સહીઓવાળા હેન્ડબીલમાં એવા શબ્દો લખેલા હોવાથી કેટલાકોએ બંધારણ વીરૂદ્ધ સંઘ બોલાવી પોતપોતાના શબ્દોનો ખોટો બચાવ કરવાને વાસ્તેજ મી. મકનજીભાઇના અભિપ્રાયની દરકાર ન કરતાં સંઘના નામે સંઘેજ નીમેલી કમીટીનો કેવો સત્કાર કર્યો છે ? વળી ઠરાવ પણ માનનીય અને બંધનકર્તા નથી એવો ગોળમોળ અર્થ વગરનો કરીને જૈન સમાજમાં નકામો કોલાહલ કરી મુકયો છે શેઠનો એવોર્ડ જો એમને પસંદ નથી કે માનનીય અને બંધનકર્તા નથી તો પછી એવા ઠરાવોથી હવે લાભ શું છે ? એવોર્ડનો તો અમલ પણ થઇ ચુકયો. મહાદેવના મંદીરનું મે. સર સુબાના હાથે ખાતમુહુર્ત પણ થઇ ચુકયું છતાં હવે રજીસ્ટર કરવા દેવો કે ? કરવા દેવો એ સવાલોનુંયે શું મહત્વ છે. હવે તો જો તે ચુકાદો પસંદ ન હોય તો શા માટે તે કબુલજ ન કરવાનાં પગલાં લેવામાં નથી આવતાં ? ખરી રીતે જોતાં તો બધું ખોટી ઉશ્કેરણીનુંજ પરિણામ છે. સંઘે નીમેલી કમીટીમાંના ચાર મેમ્બરો રા. મણિલાલ કેસરીચંદ, રા. ભોગીલાલ હાલાભાઈ, રા. ચુનીલાલ ખુબચંદ તથા રા. જેસીંગભાઇ બાપુભાઇ છેલ્લી બંધારણ વીરૂધ્ધની મીટીંગમાં પણ હાજર હતા. છતાં તેમણે તે મીટીંગના કામકાજમાં કંઇ પણ પ્રોટેસ્ટ ઉઠાવ્યો નથી એ તેમની સંઘ અને સંઘે નીમેલી કમીટી તરફની ફરજો કેવી બજાવી તેનો અચ્છો ખ્યાલ આપે છે.

ફરીને એ વાત ભાર દઇને જણાવવાની ફરજ પડે છે કે લવાદની ફરજ ફક્ત મહાદેવની મુર્તિ પુરતુંજ સમાધાન કરવાની નહિ હતી પણ હવન કેસમાં સ્માર્તોની જે દલીલ હતી (કોરટે તેઓને લાભ આપ્યો છે) તેનો નીકાલ પણ લવાદેજ કરવાનો હતો કે હવન કયા મંદિરમાં કરવો? હવન કરવાનું સ્પષ્ટીકરણ લવાદે એટલા સારૂ કર્યું છે અને દર વર્ષે હવનની તકરાર થવાનો ભય નિષ્ફળ કર્યો છે. લવાદે બન્ને પક્ષની માગણીઓનો અને વ્યાજબીપણાનો તથા સંજોગોનો ખ્યાલ કરવો જોઇએ, એટલા માટેજ એ વિવેચન બીનજરૂરીઆત નહિ પણ અગત્યનું છે. અને તે લવાદનું પ્રથમ કર્તવ્ય હતું. વળી કંઈ પણ કારણ જણાવ્યા સિવાય મુર્તિઓને અલગ કરવા ફરમાવવું એ કંઇ એવોર્ડ કહેવાય નહિ, અને તેથીજ વિવેચન કરવામાં આવ્યું છે. કોરટોના ફેસલામાં અને બીજા પંચના ઠરાવોમાં શુ આ વિવેચનની રીત બીનજરૂરીઆત સમજવામાં આવે છે?

કેટલાક પૂજ્ય જૈનાચાર્યો અને કેટલાક જૈનોએ એવોર્ડ માટે જે વાંધાભર્યા લખાણનો સવાલ ઉભો કર્યો છે તેઓએ તો ચારૂપ કેસની સંપુર્ણ બીના જાણી હોત, મુર્તિઓનાં અને હવન કેસના કોરટનાં કાગળીયાં વાંચ્યા હોત અને જૈનોની તે વખતની લડવાની સ્થિતિ તથા પૈસા ખર્ચવાની શક્તિનો વિવેકપૂર્વક ખ્યાલ કર્યો હોત તો સંઘના ભાવીહિત અને ઐકયનો નાશ થાય તેવા દુરાગ્રહ અને કોલાહલથી જરૂર દૂર રહેત. કારણ કે સાધુ મહારાજોના અભિપ્રાય મંગાવનારાએ એવોર્ડના ઉપર પોતાનું હેડીંગ લખી તેમાં 'મહેસાણાનો કેસ જીત્યા પછી' એવા ભડકાવનારા શબ્દો લખ્યા હતા તેમજ જે હેન્ડબીલ ઓગણીશ સદ્‌ગૃહસ્થોએ જૈનોને ઉશ્કેરવાનો પ્રથમ નિષ્ફળ પ્રયત્ન કર્યો હતો તે હેન્ડબીલ કે જેમાં કોટાવાળાએ આપણા ધર્મ વિરૂદ્ધ વિચારો દર્શાવ્યા છે અને તે ચુકાદામાં આપણા તીર્થોના તથા ધર્મના ગૌરવને હાની કરેલી છે, એવું એકમાર્ગીસુચક લખાણ લખેલું હતું તે બન્ને ધર્માચાર્યોપર મોકલવાથી તેમના વિચારો પણ તેજ દીશાએ દોરવાઇ ગયા છે અને ખરી વીગતો અંધારામાં રાખી હતી કે જે હજુ પણ ભાગ્યેજ જાણવા દીધી હશે. મહેસાણાની જીતમાં વડોદરાના જૈન વકીલ મી નંદલાલ લલ્લુભાઇ વગર પૈસે કોરટમાં ઉભા રહ્યા હતા તેઓએ પણ જીત મળ્યા પછી એ સમા-

ધાન કરવાની સલાહ આપી હતી કે જેની નકલ ( આપના જૈન પત્રમાં ) છપાઇ ગયેલ છે વળી મુનિમહારાજ કર્પૂરવિજયજીએ પણ ધારાશાસ્ત્રીઓની અને ભાવનગરવાળા કુંવરજી આણંદજીની સલાહ લેવા સુચવ્યું હતું, અને કુંવરજી આણુંદજીએ પોતાનો કેવો અભિપ્રાય મોકલ્યો છે તે આપના પત્રમાં પ્રગટ થઇ ચુકયો છે, જેના ઉપરથી સમાજ સત્યાસત્ય જાણી શકશે. કેટલાક મુનિરાજોના અભિપ્રાય પણ ચુકાદો તદ્દન વ્યાજબી છે પણ સાધુ સાધુમાં વીરોધ થાય તે માટે આપતા નથી.

**તટસ્થ.**

## પરિશિષ્ટ ૩૮

**જૈનશાસન. વૈશાક શુદિ ૧૧ બુધવાર વી. સં. ૨૪૪૩.**

## જૈન મંદિરોં મેં અન્ય દેવોંકી મુર્તિયાઁ કૈસે આઈ ઔર ચારૂપ કેસ?

લેખક-શ્રીમાન્ બાલચંદ્રાચાર્યજી મહારાજ
ખામગાંવ.

ચારૂપ (પાટણ) કે મુકદમેં કે લવાદકે. ફૈસલેપર જૈન પત્રોં મેં આન્દોલન ચલરહા હૈ મુનિયોંને ઓર સમ્પાદકોં ને અપને વિચાર પ્રકટ કિએ હૈ અતઃ હમને ભી ઇસ વિષયમેં હમારે વિચાર પ્રકટ કરના ઉચિત સમઝા. ચારૂપ કૈસકા ફૈસલા પાટણ-નિવાસી શેઠ કોટેવાલેને દિયા હૈ. યહ જૈન ધર્માનુયાયી હોનેપર શ્રી જૈન ધર્મકે વિરૂદ્ધ જો ફૈસલેમેં લિખા હૈ ઉસકા ખંડન જૈન પત્રોમેં હો ચુકા હૈ? પરંતુ દુઃખ ઇસ બાતકા હૈકિ જિસકોં યોગ્ય વિશ્વાસુ સમઝ કર હિન્દુ ઔર જૈનિયોંને લવાદમેં મુકરર કિયા ઉસ કે હાથસે ( ચાહે ફૈસલા કૈસા હી કયોં નહી પરંતુ) જૈન ધર્મસે વિરૂદ્ધ ઉલ્લેખ દેખ કર કિસ ધર્માભિમાનીકોં ખેદ ન હુઆ હોગા? જૈન શાસ્ત્રોંને અર્હત્ દેવકોં ઔર અન્યાન્ય દેવતાઓંકો

કિસ રૂપમેં માને હૈ ઇસ બાતકી ૧કોટેવાલે શેઠ સરિખે સન્માન પાત્ર વ્યક્તિકે લક્ષ્ય કે બાહાર રહના યહ જૈન સમાજમેં ધાર્મિક શિક્ષાકા અભાવ પ્રતીત હો રહા હૈ? અસ્તુ. કોટેવાલે શેઠ યદિ ઇતિહાસ કા નિરીક્ષણ કર ફૈસલા દેતે તો ઉનકી લેખની કુછ ભિન્ન રૂપ-મેંહી ચલતી! ઔર. જો લોક ઇસ સમય તીર્થોંકે ઝગડોંકો લવાદ દ્વારા તોડનેકા આન્દોલન કર રહે હૈ ઉન્હોંને ઇસ ફૈસલેપર દૃષ્ટિ દેકર વિચાર કરના ચાહિએ? લવાદસે કિસી એક પક્ષકો અસંતોષ અવસ્ય હોતા હૈ. તો ફિર ન્યાયાલય દ્વારા ફૈસલા હોના ક્યા બુરા હૈ? ઇસ વિષયમેં મૈં મેરા મત કિસી અન્ય લેખ દ્વારા પ્રકટ કરૂંગા મગર યહાંપર કેવલ ઇતનાહી કહના હૈ કિ-લવાદ દ્વારા ભી એકાન્ત ન્યાયકી આશા રખના વ્યર્થ હૈ. ઔર ઇસકે લિએ કોટેવાલે શેઠ કા કિયા હુઆ ચારૂપ કેસકા ફૈસલા ઉદા-હરણમેં પર્યાપ્ત હૈ.

જૈન મંદિરોંમેં જૈનેતર દેવતાઓંકી મુર્તિયાં કૈસે સ્થાપિત હુઇ? ઇસકા ભી થોડા નિરીક્ષણ કરાદિયા જાતા હૈ.-

શત્રુંજય તીર્થપર યવનોકે અંગારશાહ પીરકી કબર હૈ. કેસરિયા-જી ઔર મકશી તીર્થ પર શિવ ઔર વિષ્ણુકી મુર્તિયાં રકખા હુઇ હૈ યહ ક્યોં? ઔર કૈસે રકખી ગઇ હૈ? ક્યા ઉક્ત સ્થાનોંપર ભી યવન ઔર શૈવ હકદાર હો સકતે હૈ? કભી નહી. યહ કોઇ યહ કહેં કિ હકદાર નહી હો સકતે તો ઉનકી મુર્તિયાં ક્યોં રકખી ગઇ હૈ? ઇસકે ઉતરમેં સુનિયે? યવનોં કે રાજ્યકે કાલમેં યવન બાદશાહોને ઔર યવનાધિકારિયોંને અગ-ણિત જૈન મંદિરોંકો ઉધ્વસ્ત કર ડાલે થે જિસકા આજ નામ નિશાન ભી નહી હૈ. ઇસ બાતકા પતા કેવલ ઇતિહાસ સે લગતા હૈ. જિન દિનોંમે યવનોકા એસા અન્યાય થા કિ પ્રાણ બચાના મુશ્કિલ થા તબ બુદ્ધિમાન્

---

૧ નોટ- સુનાગયા હૈ કિ પાટણ નિવાસી શેઠ પુનમચંદ કરમચંદ કે ઘરમેં સ્ત્રિયાં તક વિદુષિયાં હૈ તથા સ્વયં ધનવાન્ હોનેપર ભી વિદ્વાન્ હૈં એસે જૈન વ્યક્તિ દ્વારા એસા પ્રતિકૂલ લિખાજીના યહ સૂચિત કરતા હૈ કિ-ઉન્હોંને સ્યાદ્વાદી ગ્રંથોંકી અધ્યયન એવં શ્રવણ નહીં કિયાહો યા શ્રદ્ધાન કુછ ભિન્ન રખતે હો! જોહો, અભી ગુજરાત સરીખે જૈનિયોંકે કેન્દ્ર દેશમેં નામી જૈન ઘરોંમેં એસી પરિસ્થિતિ હૈ તબ ઉન્નતિ કહાં?

જૈનિયોંને તીર્થ રક્ષાર્થ જૈન મંદિરોંકે દ્વારા પર મસજીદ કે ચિન્હ કિતનેક સ્થાનોમેં કરદિયે? કબરે સ્થાપકર ભુજાવર રખદિએ! જિસકોં દેખકર, મંદિર ઔર તીર્થોકો યવનોને ઉદ્ધ્વસ્ત નહી કિએ ઉનદિનોંમે રક્ષાકે હેતુ હી એસા કાર્ય જૈનિયોને કિયાથા. સમય તો બીત ગયા હૈ પરંતુ વે ચિન્હ અબતક કિતનીક જગહપર મૌજૂદ હૈ. તો ક્યા એસે સ્થાનોંપર મુસલમાન લોગ હકદાર યા માલીક હો સકતે હૈ? કદાપી નહી. ઇસી પ્રકાર યવનોંકે પશ્ચાત્ પુનેકે પેશવોંકા બલ હિન્દ મેં બઢા તબ ભી જૈન મંદિરોંપર અનેક સંકટ આયે હૈં! પેશવોંકે રાજ્યમેં ઔર વિશેષ કર પુનેમેં જૈન મંદિરોંકી યહ હાલતથી જૈન મંદિરોંકે ઘંટનાદ રાજ્ય પથમે સુનને ન પાવે એસી રાજાજ્ઞા થી. ઇતનાહી નહી કિતનેક હિન્દુ રાજાઓંકે રાજ્યમેં જૈનિયોંકી ઓરસે બને હુએ જૈન મંદિરોંમે બ્રાહ્મણોંને બલાત્ શિવલિંગ પ્રતિષ્ટિત કર દિએ હૈ! ખાસ ઉજ્જૈન મેં જો ક્ષિપ્રા નદી કે તટપર જૈનિયોંને અવન્તિ પાર્શ્વનાથકી મુર્તિ પ્રતિષ્ઠિત કરનેકે લિએ એક શિખર બંધ મંદિર બનાયા થા જીસમેં બ્રાહ્મણોંને બલાત્ શિવલિંગ પ્રતિષ્ઠિત કરદિયા! ઔર જબ ન્યાયાલય દ્વારા ન્યાય માગા ગયા તો હિન્દુ રાજાકે ન્યાયાલય દ્વારા યહ ન્યાય મિલા કિ અબ શિવલિંગ ઉઠ નહીં સકતા? જૈની દૂસરા મંદિર બનાલે! દેખિએ યહ કૈસા ન્યાય! તબ બિચારે જૈનિયોંને દૂસરા ભુગર્ભ મંદિર બનાકર અવન્તિ પાર્શ્વનાથકી મુર્તિ સ્થાપિત કી! યહ દૃશ્ય અભી ઉજ્જયિનીમેં વિદ્યમાન હૈં ઔર જો યાત્રી જાતે હૈં ઉનકે દ્રષ્ટિગત હોતા હૈ. જૈસલમેરમેંથી થીરૂસાહ ઓસવાલ એક બડે ધનાઢ્ય જૈની હો ગયે હૈં! ઉન્હોને વિચારાકે જેસલમેરકે કિલેમેં જીન મંદિર બનાકર લક્ષ્મીકા લાભ લું ઔર મંદિર બનવાના શુરૂ કિયા. ઉસી સમય વૈદિક બ્રાહ્મણોને રાજાસે જાકર કહા કિ યહાં (કિલેમેં) હમ ભી રહતે હૈ ઇસ લિએ જૈનિયોંકે મંદિરોંકી છાયા હમારે પર નહી ગિરની પાવેં યદ્યપિ જેસલમેરકા રાજા વૈદિક થા તથાપિ થીરૂસાહ શેઠકે સત્ય કાર્યકો નહીં રોક સકા તથાપિ બ્રહ્મણોકે હઠકો પુરા કરનેકે નિમિત શેઠકો બુલાકર કહા કી મંદિરકે દ્વારકે ઉપર એક ગણેશકી મુર્તિ પત્થરમેં ઉકરા દેંગે તો ઠીક હોગા નહીં તો યે બ્રાહ્મણ ઉપદ્રવ કરેંગે તબ બિચારે થીરૂશાહ શેઠને પરિસ્થિતિકા વિચાર કરકે મંદિરકે દ્વાર પર ગણેશકી મુર્તિ ખુદવાદી વહ અભી મૌજુદ હૈ. યદિ સેઠ એસા નહીં કરતે તો ક્યા ઉપદ્રવ નહી બઢતા?

પાઠકોંકો સ્મરણ રહે જેસલમેરકે કિલેમેં સેંકડો બ્રાહ્મણોંકે ઘર હે ઔર રાજા કે મહલે હે એસે સ્થાનમેં જીનમંદિર બનાના કયા મુસ્કિલ નહીં હે.

ઇસી પ્રકાર પાલી ( મારવાડ ) પાસમેં કિસી ગાંવમેં સુના ગયા હે જૈનિયોને જીન ભગવાનકી મુર્તિ પ્રતિષ્ટિત કરનેકે લિયે મંદિર બનાયા થા ઉસમેં પ્રતિષ્ટાકે એક દિન પ્રથમ વિઘ્નસંતોષી કિતનેક બ્રાહ્મણોને શિવલિગ રખ દિયા ઔર જબ અદાલતમેં કારવાઇ કી ગઇ તો યહ ફેંસલા સુનાયા ગયા કિ શિવલંગ અબ ઉઠ નહી સકતા ? કયા કોઇ બુદ્ધિમાન ઇસે ન્યાય કહ સકતા હે ? હિન્દુ રાજાઓંકે રાજ્યમેં ઐસી ઘટનાએં અનેક સ્થળ પર હુઇ હે ? અબી થોડે દિનકી બાત હે કી બીકાનેરવાલે નગરશેઠ શ્રીમાન ચાંદમલજી ઢઢ્ઢા સી. આઇ. ઇ. કી કાશીપુરીમેં દુકાન હે, ઉસમેં પ્રધાન કર્મચારી શૈવ હે. ઉસને જૈન સમાજકી માલીકીકી જગહમેં શિવલિંગ રખા દિયા થા તબ કાશીકે જૈન સમાજને સેઠજીકે મુનિમકો શિવલિંગ ઉઠાનેકા કહા ! પર ફલ કુછ નહી હુઆ તબ કાશી જૈન સમાજને સેઠજીસે લીખા પઢાકી તબ બડી મુસ્કેલસે ઉઠાયા ગયા. શ્રીમાન ચાંદમલજી સેઠ જૈન ધર્મકે ભક્ત હે વૈસે શિવકોબી આપ માનતે હે પરંતુ હેં બુદ્ધિમાન ઇસ લીયે અપને અસત્યકા પક્ષ નહી કીયા. સુનતે હૈ અબ શેઠજી જૈન ધર્મ પર બી અધિક પ્રેમ રખતે હેં, ઔર ઇસકે લીયે અનેક ધન્યવાદ હે. યહ વૃતાંત હમને ઉનકે એક વિશ્વાસુ કર્મચારીકે મુખસે સુના હે ઔર યહ બાત યહાં પર લીખનેકા પ્રયોજન યહ હે કિ વર્તમાનમેં બી અવિચારીયોં દ્વારા ઐસી ઘટના હોતી હે ઔર જીસકા પ્રાયશ્ચિત સમગ્ર સમાજકો ભોગના પડતા હૈ. ઇતિહાસકે દેખનેસે પતા લગતા હે કિ જૈનીયોં પર બડી બડી આફતેં ગુજર ચુકી હૈ. ઔર ઐસી આફતોમેં બી જૈનીયોંને બડી બુદ્ધિમાનીસે ધર્મરક્ષા કી હે કેસરિયાજી ઔર મકસી પ્રભૃતિ સ્થાનોમેં શિવલિંગ ઔર વિષ્ણુકી મુર્તિઓં દૃષ્ટિગત હો રહી હૈં ઇસકા કારણ યે હે કિ વહાંકે રાજા શૈવ ઔર વૈષ્ણવ હે ઔર પુજારે બી વેદિક બ્રાહ્મણ હે ઇસિ લીયે કીસી સમય વહ રખ દી ગઇ હે. બહુતસે સ્થાનોમેં વેદિકબ્રાહ્મણ આજીવિકા અર્થ જીન મંદિરોંમેં પુજા કરતે હૈં ઔર જીસમેં બી કેસરિયાજીકે પંડોકા કૂલ હાલ સમાચાર પત્રોમેં પ્રકટ હો ચુકા હૈ. **કેસરીયાજી જૈન તીર્થ હોને પર ભી જૈન રીતી વિરૂધ્ધ કીતને કામ હોતે હૈ યહ બાત જૈન સમાજને દૃષ્ટિગત**

**હોને પરભી યોગ્ય આન્દોલન નહી કીયા જાતા કયા યહ બાત સમાજકી આત્મિક દુર્બલતા સુચિત નહી કરતી?** મકસી પર ભી પુજારે જૈનેતર હી હૈ વહાંપર ભી શિવલિંગ સ્થાપિત હૈ. શ્વેતાંબર ઔર દિગંબરોંકે ધરેલું કદાગ્રહકે કારણ ઠીક પ્રબંધ નહીં હો સકતા યહ વૃતાંત લીખનેકા મતલબ યહ હે કિ અનેક સ્થલોં પર **કતિપય કારણ કલાપવશ** જૈનિયોંકે સ્વામિત્વકે સ્થાનપર જૈનેતર દેવતાઓંકી મુર્તિયાં રખ દી ગઇ હૈ. તો વહાંપર જૈનેતર કીસ પ્રકાર દાવા કર સકતે હૈ? કહીપર રાજ શાસનકે કારણ તો કહીં પર જૈનેતર પુજારીયોંકે કારણ તો કહીંપર જૈનિયોંકે દુર્લક્ષ્યકે કારણ ઐસા હુવા હૈ ઓર યહ બાત નિર્વિવાદ હૈ કિ વહાંપર જૈનેતરોંકાં સ્વામિત્વ હોહી નહી સકતા ૧યહ જૈનીયોંકી ઉદારતા ઔર પર ધર્મ સહિષ્ણુતા સમજની ચાહિયે કિ અપને સ્વામીત્વકે સ્થલ પર એવં મંદિરોં મેં જૈનેતર દેવ હોને પર ભી ઇર્ષ્યા વ દ્વેષ નહીં કરતે! ઇસ ઇન્શાનિયતકા ફ્લ ઉલટા હોતા હૈ અતઃ અબ જૈન સમાજને દેશકાલકા વિચાર કરકે ઉપાય કરના ચાહિએ તાકી કહીં ઓર જગહ પર ફિર એસી ઘટના ન હોનેં પાવેં?

બંબઇ હાથેકે જૈન મંદિરોંમેં ગુજરાતકે તપોધન બ્રાહ્મણ પૂજારીકા ધંધા કરતે હૈં પરંતુ ઉનકા ભી ભીતરી નિરીક્ષણ કિયા જાય તો ઉન્હે કિસી હાલતમેં પુજારી નહીં રખને ચાહિએ પરંતુ અજ્ઞ જૈનિયોંકે હઠ ઔર દુરાગ્રહકા પરિણામ સારે જૈન સમાજકો ભોગતી હૈ.

હમારી રાયસે તો પૂજારી જૈન જાતીકાહી હોના ચાહિયે પગાર લેકર હક-ઇમાનસે નોકરી કરે તો કયા બુરા હૈ? કઇ લોક યહ કેતે હૈ શ્રાવક જૈન મંદિરોંકી નોકરી કર કે દેવદ્રવ્યસે પગાર કૈસે લે? હમારી

---

૧ નોટ-જૈસે કોઇ વ્યક્તિ અપને સ્વામિત્વકે ગૃહમેં અપને અનેક મિત્રોંકી એવં વિવિધ ધર્મ-પંથકે દેવ ઓર ગુરૂઓંકી તસ્વીરે શોભાકે લિએ રકખે તો કયા ઉસકે સ્વામિત્વકે ઘર પર એવં ચિત્રોં પર ઉસકે મિત્ર તથા વિધર્મી સમાજ હક કર સકતા હૈ? તદ્વત જૈન મંદિરોમેં જૈનેતર મુર્તિયાં કિસી ભી કારણસે સ્થાપિત હોનેપર શ્રીજૈનેતર સમાજ ઉસપર કિસી હાલતમેં ભી હકદાર નહી હોસકતા કયોંકિ જૈસે તસ્વીર કાગજપર હૈ વૈસે હી તસ્વીર ધાતુ પાષાણકી હૈ.

સમજકે અનુસાર તો પગાર લેનેમેં દેવદ્રવ્ય ખાનેકા દોષ નહી લગતા? જો અભી દેવ દ્રવ્ય હજમ કર બેઠે હૈ ઔર સમાજમેં બડે બડે બનકર અગ્રણી કહલાતે હૈ ઉનકોં તો કોઇ બુરા નહીં બતલાતા ઔર નોકરીકર પગાર લે વહ દોષી? યહ કીસ ઘરકા ન્યાય? મેરા તો યહી અનુરોધ હૈ કિ જહાં તક બને વહાં તક જૈની હી પુજારી રખના ચાહિએ.

યહ સબ ઇસ લિએ લિખા ગયા હૈ કિ જૈન સમાજ અપને સત્ય પક્ષકોં ન છોડ કર ઇસકી યોગ્ય આન્દોલન કરે ઔર ઇધર કોટે વાલે શેઠ ભી મેરે લેખકોં પઢકર અપને કિએ હુએ ફેંસલેપર વિચાર કર અપ- નિ પુનઃ સમ્મતિ પ્રકટ કરેં કયોંકિ વહ ભી એક જૈન વ્યક્તિ હૈ ફિર ઉન્હોંને અપની સમાજકી અયાજપર લક્ષ્ય કયોં નહી દેના ચાહિએ યતિ ઓર મુનિયોંને ભી અપને વિચાર બહાર ડાલના ચાહિએ ઔર ફેંસલા રજિષ્ટર ન હોને પાવે એસા પ્રબંધ કરના ચાહિએ શમ્



## પરિશિષ્ટ ૩૯ (अ).

## નગરશેઠ પ્રશ્નમાળા.



**જૈન શાસન તા૦ ૯મી મે. ૧૯૧૭ વૈશાક વદિ ૩ વી. સં. ૨૪૪૩.**

## ચારૂપ–પાટણ કેસ ઉપર કરવામાં આવતો ઢાંક પીછોડો.



### શેત્રંજની બાજી કોણ ખેલે છે?
### જૈન સમાજે ખેંચવું જોઇતું ધ્યાન.

ચારૂપમાં (પાટણ) કેસના લવાદ તરીકેના કરવામાં આવેલા ઠરાવ સામે આજે લાંબા વખતથી જૈન સમાજનું ધ્યાન ખેંચવા માટે, આ પત્રદ્વારા તેનું દિગદર્શન કરાવવામાં આવે છે. અને લવાદે આપેલ ચુકાદો જૈન દ્રષ્ટીથી ધર્મ વિરૂદ્ધ છે, તેવું આ પત્રના ગત અંકોમાં, આપણા પરમપૂજ્ય મુનિવરોના અભીપ્રાયો તેમજ કેટલાક સંભાવીત ગ્રહસ્થોના

હસ્ત લેખીત અભીપ્રાયો ટાંકી બતાવ્યા છે. તે ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે, લવાદે જે ચુકાદો આપ્યો છે, તે એક પક્ષીય છે. વળી ભાઇબંધ 'જૈન' તેમના ગત અઢારમાં અંકમાં તેની હીમાયત કરવા બહાર પડયું છે, અને આ ચારૂપ તીર્થ તે પ્રાચીન તીર્થ છે, અને તેનો જૈનો આજે ૬૦ વર્ષ થયાં ભોગવટો કરતાઆવ્યાનું મેસાણાના કોર્ટથી થયેલા ઠરાવથી થયેલા ઠરાવથી કબુલ પણ કરે છે, છતાં હવે તેઓને બીજી કોઇ પણ છટકી જવાની બાજી હાથ નહી આવતા અદાતદા લખી, જૈન સમાજનું જુદે રસ્તે ધ્યાન ખેંચવાનો પ્રયાસ શરૂ કર્યો છે. તેઓ પોતાના ગત અંકમાં લખે છે કે "જે ઝઘડાએ ગંભીર રૂપ લીધું હતું. અને બંને પક્ષ તેની પાછળ પુષ્કળ ખુવાર થયા છતા તેનું ભવિષ્ય બહુ દુર અને ચિંતા યુકત જોવાતું હતું તેનુ છેવટ સમયસુચકતાથી અને ડહાપણ ભરેલી રીતે લાવવામાં લવાદ શકિતવાન થયેલ છે. એટલુંજ નહિ પણ ખાસ કરીને જૈન જેવી ડાહી કોમ આ છેવટથી પોતાના ઉદ્દેશને જાળવવા સાથે પોતાનું તીર્થ નીરાબાધ થયેલ છે. તેમ જોઇ શકેલ હશે અમારા ભાઇબંધ પત્રકારને પુછવામાં આવે છે કે શું જૈન સમાજનો ઉદ્દેશ શંકર પાર્વતી અને મહાદેવની મુર્તિઓ ઉત્થાપી તેને એક જુદુ મકાન આપવાનો હતો કે તેને ફેંકી દેવાનો હતો? આથી તે જૈન સમાજને દોષિત બનાવવાનો એક જુદો પ્રશ્ન હાથ ધરવા બાજી ખેલે છે. વળી સ્માર્તને ઉશ્કેરવાનું ન છાજે તેવું પગલું ભર્યું છે. અમો હીંમતથી કહીએ છીએ કે આપણો સમાજ તેમજ પાટણનો સંઘ કદી પણ બીજા દેવોને અપમાન આપવાનો સંકલ્પ પણ ન કરે છતાં પણ ભાઇબંધ પત્રકાર તેજ ઉદ્દેશ જાળવવાસાથે પોતાનું તીર્થ નીરાબાધ થયેલ છે તેમ જોઇ શકેલ હશે," આમ લખી એક જાતની ઉશ્કેરણી ફેલાવવાનો પ્રયત્ન સેવ્યો છે. વળી ભાઇબંધ પત્રકાર આ તીર્થને હવે નિરાબાધ માને છે. તો શું હવે સ્માર્ત લોકો આપણાં નજીકના સહવાસમાં રહ્યા છતાં આપણી ધર્મની લાગણીઓ નહિંજ દુઃખાવે તેવું અત્યારથી માની લીધું કે શું? ભાઇબંધ પત્રકારે જો બારીક દ્દષ્ટિથી અવલોકન કરવાની તસ્દી લીધી હોત તો જોઇ શકત કે લવાદના ઠરાવ પછી તેઓએ કેટકેટલા ઉપસર્ગો શરૂ કર્યા છે. તેનો તાજો દાખલો અમો ગત અંકમાં દલછાચંદ દોલાચંદ ઉપર થયેલા પ્રસંગનું ભાન કરાવી ગયા છીએ. વળી ભાઇબંધ પત્રકાર લખે છે કે "આપણાં આજ-

કાલ કેટલેક સ્થળે જેમ દેવ, ગુરૂ કે ધર્મના નામો વચ્ચે અંતે બી અંગત હેતુથી કે માગી મોટાઇ મેળવવાના યત્નો સેવાય છે. અને તેના પરિણામે સંઘની મહત્તા કે ધર્મના ગૌરવને આઘાત આપવાને પણુ પાછી પાની કરવામાં આવતી નથી. તેવી પવિત્ર ભાવનાથી અહિં પણુ શેત્રંજ ખેલાવા લાગી હોય" આથી ભાઇબંધ પત્રકાર એવું કહેવા માગતા હોય કે પાટણુના સંઘની અમુક જ્ઞાતીના ગ્રહસ્થોને સત્કાર નહિ મળવાથી, લવાદનામું આપનાર શેઠને માન મળી ન જાય માટે, આ એક જાતનું કૌભાંડ ઉભું કરવામાં આવ્યું છે. તેવો તેઓનો અંગત અભીપ્રાય સમજાય છે. હવે આપણે તપાસીએ કે આ ચારૂપ તીર્થના સંબંધમાં લવાદનામું કયા સંજોગ વચ્ચે લખાયું છે, અને તે કાયદેસર લખાયું છે કે કેમ, તેનું સ્પષ્ટીકરણુ કરી બતાવ્યા પછી આ કેસમાં શેત્રંજની બાજી કોણે ખેલી છે, તે બતાવવાનું કામ મુશ્કેલ નહીજ લાગે.

લવાદે પોતાનો ઠરાવ બહાર મુકયા પછી પાટણુમાં ત્યાંનો સ્થાનીક સંઘ મહા વદી ૦))ના દીવસે બોલાવવામાં આવ્યો હતો, અને તે સંઘમાં તે વખતે પાટણુના નગરશેઠને નીચેના સવાલો સંઘ તરફથી પુછવામાં આવ્યા હતા, જેના જવાબ સાથેજ ટાંકવામાં આવે છે.

## સંઘમાં કામકાજ શરૂ થતા નગરશેઠે રજુ કરેલી હકીકતો નીચે મુજબ છે.

**સંઘમાં પધારેલા ગ્રહસ્થો તરફથી પુછવામાં આવેલા**

**સવાલ**–કોટાવાલા શેઠે જે ચુકાદો આપ્યો છે, તેની અંદર મંગળચંદ લલ્લુચંદ તથા ચુનીલાલ મગનચંદ ઝવેરીને આગેવાન તરીકે લખ્યા છે એટલુંજ નહીં પણુ તે બે ગ્રહસ્થોએ સંઘ તરફથી આગેવાન તરીકેની સલાહ આપી તેમજ કંઇક જવાબદારીઓ પણુ આપેલી તે આ બે ગ્રહસ્થોને સંઘે સત્તા આપેલી?

નગરશેઠનો જવાબ–મેં આ ગ્રહસ્થોને સત્તા આપવા સંઘ ભેગો કરેલો નથી તેમ સત્તા આપેલી નથી.

**સવાલ**–ત્યારે તમારી ગેરહાજરીમાં સંઘ બોલાવવાની સત્તા કોઇને આપીને જાઓ છો?

**જવાબ**-મારા છોકરાને અને મારા ભાઇને.

**સવાલ**-તમારા ઘરમાં ખાત્રી કરો કે-તેઓએ સંઘ બોલાવવા સત્તા આપી છે?

**જવાબ**-તે બન્ને જણ (મારો ભાઇ તથા છોકરો) મુંબઇ હતા એટલે મારી ગેરહાજરીમાં સંઘ ભેગો થયો નથી.

**સવાલ**-ત્યારે આ બે ગ્રહસ્થોને સંઘના આગેવાનો બની જઇ સંઘની રજા સીવાય શામાટે આ કામ કરવાની જરૂર પડી? તેમને બોલાવી તેમનો ખુલાસો મેળવો. જો સંઘમાં તેઓને બોલાવી બરોબર ખુલાસો નહીં કરવામાં આવે તો પાછા બીજા કોઇ બે આગેવાનો થઇ સંઘના હુકમ શીવાય બીજું કંઇ કરશે તે સંઘને ભોગવવું પડશે.

**જવાબ**-મંગળભાઇ મુંબાઇ છે પણ ઝવેરી અત્રે છે આથી તેમને છ વખત બ્રાહ્મણ તથા કેટલાક જૈનો બોલાવવા ગયેલા પણ તેઓ ઘરે નહિ મળવાથી બીજા દિવસ ઉપર મુલતવી રાખ્યુંછે.

**સવાલ**-લવાદનામું કોટાવાલાને લખી આપ્યું તે સંઘ વચમાં લખાએલું? તેને માટે સંઘ મેળવવામાં આવેલો.?

**જવાબ**-લવાદનામું સંઘમાં લખાયું નથી પણ ત્રણેક મહીના પર સંઘ મળેલો તે વખતે વાટઘાટ થયેલી.

**સવાલ**-તે વખતે શું વાટાઘાટ થયેલી?

**જવાબ**-જ્યારે લવાદનામું સોંપવા માટે વાટાઘાટ થયેલી તે વખતે ઝવેરી તરફથી એમ કહેવામાં આવેલું કે એક ઓરડી જેટલી જમીન તથા વધુમાં વધુ રૂ. ૨૦૦૦ સુધી આપવા પડશે. ત્યારે મેં કહ્યું કે અમારે લવાદનામું સોંપવું નથી કારણકે તે પ્રમાણે સંઘને આપવાની મરજી હોય તો હું પોતે તેમ કરી શકું છું, કારણકે તે લોકો સાથે મારે વાટાઘાટ થયેલી છે પણ સંઘની ઇચ્છા આવી રીતે ફેંસલો કરવાની નહિ હોવાથી તે વખતે તે વાત પડતી મુકવામાં આવી હતી.

**સવાલ**-લવાદનામા ઉપર તમે સહી કઇ જગાએ કરેલી અને સહી કરાવા કયા ગ્રહસ્થો આવેલા?

**જવાબ**-મંગળભાઇ, ઝવેરી, હીરાચંદ ખેમચંદ તેમજ બીજા પણ એક બે જણ હતા અને તેઓને એક દુકાન ઉપર લવાદનામામાં મેં સહી કરી આપેલી.

**સવાલ**-સહી કરી આપતી વખતે કંઇપણ સરત અથવા વાટાઘાટ થયેલી?

**જવાબ**-મેં પૂછયું કે આ લવાદનામું કેવી રીતે આપો છો ત્યારે મંગળચંદ તથા ઝવેરીએ એમ ચોખ્ખું કહેલું કે એક ઓરડી જેટલી જગા અગર વધારેમાં વધારે રૂ. ૨૦૦૦ સુધી એટલે આ બેમાંથી એક આવી સરત મારી સાથે કરેલી તેમ **મેં કહેલું કે આ લવાદનામા ઉપર દરેક નાતના શેઠીયાઓ તથા દરેક નાતના આગેવાનોની સહીઓ કરાવવી. આવી રીતની મારી સાથે સરત થયેલી.**

**સવાલ**-જ્યારે આવી સરત થયેલી ત્યારે લવાદનામામાં તમે ગેરેંટી કેમ ન કરી?

**જવાબ**-લવાદનામામાં કોઇ જાતની ગેરેંટી થાય નહિ અને ગેરેંટી થાય તો તે લવાદનામું કહેવાય નહિ.

**સવાલ**-લવાદનામું કોટાવાળાને ઘેર કોણ આપવા ગયું હતું? તેમજ દરેક નાતના શેઠીયાઓની તથા દરેક નાતના આગેવાનોની સહીઓ લેવા કોણ ગયું હતું? આગેવાનોની લવાદનામા પર સહીઓ છે?

**જવાબ**-લવાદનામું કોટાવાળાને ત્યાં મંગળભાઇ તથા ઝવેરી આપવા ગએલા. નાતોના શેઠીયાઓ પાસે પણ તે ગૃહસ્થો સહીઓ કરાવવા ગએલા અને કરાવેલી-પણ એક પણ ન્યાતના આગેવાન પાસે સહી કરાવવા ગયા હોય **તેવું લાગતું નથી કારણ કે, તેના ઉપર એક નાત**ના આગેવાનની સહી નથી. આ વખતે હું બહારગામ ગયેલો અને બહારગામથી આવીને તેઓને પુછયું કે નાતના આગેવાનો પાસે સહીઓ કરાવી? જ્યારે તેઓ કહે કે હા કરાવવા ગએલા પછી મેં આગેવાનોને પુછયું તો તેઓએ કહ્યું કે-અમારી પાસે કોઇ સહીઓ કરાવવા આવ્યું નથી ત્યારે મેં તેઓને પુછયું કે તમે આગેવાનો પાસે કેમ ગયા નહિ ત્યારે તેઓ પાસેથી જોઇએ તેવો ખુલાસો મળ્યો નહિ.

**સવાલ**--લવાદનામું શેઠને ત્યાં આપવા જવાને મંગળભાઇ તથા ઝવેરીએ કહેલું ?

**જવાબ**--ના.

**સવાલ**--એમ સંભળાય છે કે તમે તેમજ બીજા શેઠીયાઓ કોટાવાળાને ત્યાં લવાદનામાની ભાંજગડ કરવા ગએલા.

**જવાબ**—શી ભાંજગડ !

**સવાલ**—કે શેઠ ગમે તેમ કરો પણ તમે ફેંસલો કરી આપો.

**જવાબ**—હું ગએલો નહિ તેમ માહારા ધારવા પ્રમાણે બીજાઓ પણ એટલે શેઠીયાઓ આ વખતે પોરવાળની નાતના, ઓસવાળની નાતના, તથા શ્રીમાળીની નાતના, તથા દશાની નાતના શેઠ તથા બીજા આગેવાનો બોલ્યા કે-શેઠ પાસે અમો ગયા નથી, જો લવાદનામાની ખટપટ કરી હોય તો ઝવેરી તથા મંગળભાઇ તેમ તેમની સાથે રહીને કામ કરાવવાવાળાઓએ કરી છે. સંઘ જાણતો નથી.

**સવાલ**—ત્યારે આ વાત ખોટી છે કે-( તમે ગયા નથી, ) ?

**જવાબ**—હા. ખોટી છે. છતાં જો તમારે એમ હોય તો કોટાવાળા શેઠને સંઘમાં બોલાવો અને પુછો એટલે ખાત્રી થશે.

**સવાલ**—તે લવાદનામું લખી આપેલું તે તમો સહીઓ કરનારાઓએ સહીઓ કર્યા પછી કોઇ આગેવાને તે લવાદનામું છે કહ્યુ છે ?

**જવાબ**—તે મને ખબર નથી.

**સવાલ**--ત્યારે તે અસલ લવાદનામું ચેકાયુ છે તેમ સંભળાય છે માટે તે અસલ લવાદનામું જોવાની જરૂર છે.

**જવાબ**—શેઠને કહેવરાવવું કે લવાદનામાની અસલ નકલ લઇને સંઘમાં હાજર થાય કે જેથી તેનો ખુલાસો થઇ જશે.

**સવાલ**—હમણાં જે ગૃહસ્થોએ ચારૂપ જઇને કબજો સોંપ્યો તે લોકોએ ઠરવાથી વિરૂધ્ધ જઇને આપ્યો છે ?

**જવાબ**—માહારા સાંભળવા પ્રમાણે અને ધારવા પ્રમાણે તે લોકોએ આપેલો છે, માહારા ધારવા પ્રમાણે દશાઓશવાળની નાતના શેઠ આ વખતે બોલ્યા કે સ્માર્તોએ રાજીનામું આપેલું હોવું જોઇએ. નહિં તો તેમને તેમ કબજો આપે નહિ ( આ વખતે શ્રીમાળીની નાતના શેઠે આખો ચુકાદો વાંચી-સંભળાવ્યો હતો, અને તેમાં જે કલમ લવાદે નાંખેલી તે ઉપર ધ્યાન દેવરાવ્યું હતું તેમજ સ્માર્તોએ રાજીનામું આપ્યું નથી તેના પુરાવા તરીકે શા. કેશવલાલ મંગળચંદે વડોદરેથી વકીલ નંદલાલભાઇનો તાર રજુ કર્યો હતો કે તે લોકોએ રાજીનામું આપ્યું નથી) તે ઉપરથી એમ નકી થયું કે કબજો કાયદા વિરૂધ્ધ અપાયો છે.

આ વખતે લોકો ઘણાજ ઉશ્કેરાઇ ગયેલા અને એકજ વાત કરવા લાગ્યા કે ચુનીલાલ ઝવેરીને બોલાવો તેમજ બીજી બાજુથી એમ પણ કહેવા લાગ્યા કે કોટાવાળા શેઠને બોલાવો અને પુછો કે પોસ શુદ ૧૪ ના દીવસે ચારૂપ તીર્થમાં સ્માર્તોને અભક્ષ ( બટાટા વંત્તાક વિગેરે) ચીજો વિગેરેનું રાતના જમણ આપ્યુ તે ખરેખર આપણા ધર્મની વિરૂધ્ધ છે તેમજ તિર્થમાં કામ થએલું છે તેવું સંઘમાં ઘણો ભાગ કહે છે માટે તેમને બોલાવી પુછવાની જરૂર છે આ વખતે સંઘમાં દરેકેદરેક આ વીચારને મળતા થયા હતા પણ રાતના ત્રણ વાગી જવાથી બીજા દીવસ ઉપર સંઘ મળવાનું મુલતવી રહ્યું હતું.

**ફાગણ શુદ ૧ ના સંઘમાં થએલું કામકાજ**—( રાતના સાડાસાત વાગે સાગરના ઉપાશ્રયે ) ચુનીલાલ ઝવેરી વીગેરે આવી પછી નીચે મુજબ નગરશેઠે તેમજ બીજા ગૃહસ્થોએ જવાબ સવાલ કરેલા નગરશેઠે કરેલો સવાલ આ ઠરાવવામાંજ તમોને તથા મંગળભાઇને આગેવાન તરીકે કોટાવાળાએ લખ્યા છે તે તમોને સંઘે આગેવાનીપણું આપેલું ?

**ચુનીલાલ ઝવેરીનો જવાબ**—ના.

**સવાલ**—ત્યારે આગેવાન તરીકે તમારાં નામ કેમ લખાયાં ?

**જવાબ**—તે કોટાવાળા શેઠને પુછો અમને ખબર નથી.

**સવાલ**-તમે જે આ કબજો સોંપીઆવ્યા તે સંઘને પુછેલું?

**જવાબ**-તેમને પુછવાની જરૂર નથી કારણુ કે હું ચારૂપ કમિટીનો સેક્રેટરી છું.

**સવાલ**-તમને સેક્રેટરી કોણે નીમેલા ?

**જવાબ**-ચુનીલાલ નાહનાચંદ જ્યારે મુંબાઇ ગયા ત્યારે મને સોંપી ગયેલા.

**સવાલ**-તમે સેક્રેટરી તરીકે છો તો તમારૂં શું કામ હતું ? અને તમારી કમીટીમાં કોણ કોણ અને કેટલા મેંમ્બર છે ? તેમ તમારી કમિટીનું કામકાજનું દફતર તથા કાગળીયા લાવો,

**જવાબ**-માહોરૂં કામ તો ચીઠીયો લખવાનું તથા સહીયો કરવાનું. મેમ્બરોના નામની ખબર નથી કાગળીયાઓની પણ ખબર નથી.

**સવાલ**-ફકત તમને જયારે ચીઠી લખવા અને સહીયો કરવાનો અધીકાર છે તેવું સમજો છો તો પછી કબજો કેવી રીતે સોંપ્યો ?

(આ વખતે ચોકસ ખુલાસો કરી શકયા નહિ અને ઝોટા વાળવા માંડયા આથી સંઘમાં ઘણી હો. હા થઇ તે વખતે શેઠ લલ્લુચંદ ડાહ્યાચંદ એમ બોલ્યા કે આ શ્રીમાળીની નાત ભેગી થઇ છે બારસોનાં તો હજાર કર્યાં ને બાકી રહયું હોય તો સાતસો કહો) આ વખતે પોરવાળની તેમજ વીસાઓસવાલની નાત તરફથી એ નાતના આગેવાનોએ તેમજ શેઠીયાઓએ નગરશેઠને પુછયું કે આ શ્રીમાલીની નાત ભેગી કરી છે કે સંઘ ભેગો કર્યો છે ?

નગરશેઠનો જવાબ-મ્હે આજે સંઘ ભેગો કરવાનો બ્રાહ્મણ ફેરવ્યો છે ને તે રૂએ સંઘજ ભેગો થયો છે બાકી કોઇ વધારે બોલે તો તેની મુર્ખાઇ કહેવાય ઉપર પ્રમાણે સંઘમાં વાટાઘાટ થયા પછી નીચે મુજબ સંઘમાં ઠરાવ થયા હતા

ઠરાવ પહેલો નગરશેઠે મુકયો.

કબજો ઠરાવ વીરૂદ્ધ સોંપવાથી તેમજ ચુનીલાલ ઝવેરી પોતાની ભુલ કબુલ કરી માફી માગે છે.

ઠરાવ બીજો.

કોઠાવાળાએ આપેલો ચુકાદો રજીસ્ટર કરાવવો નહિ.

## ઠરાવ ત્રીજો.

ચારૂપની અંદર હજુ પણ આપણા તીર્થની તેમજ પ્રભુની આશાતના સ્માર્તો કરે છે તેથી ભગવાનને અત્રે લાવવા તે અંગે એક કમિટી નિમી તેને સત્તા આપી કે તેના માટે પુરતો વિચાર કરી યોગ્ય લાગે તે ઠરાવ કરવાની સત્તા આપી.

ઉપર મુજબ ત્રણે ઠરાવો સર્વાનુમતે પસાર થયા પછી બાબુ સાહેબ રતનલાલજી ચુનીલાલજીએ જ્ઞાન મંદીર બાંધવા માટે જે રકમ આપી ઉદારતા દેખાડી છે અને તે જ્ઞાનમંદીર બાંધવા માટેની જગ્યાની રકમ નકકી કરવાની નગરશેઠને સત્તા આપી હતી અને રાતના ચાર વાગ્યાના સુમારે સંઘ વીર્સજન થયો હતો.

ઉપરના પાટણના નગરશેઠના તમામ નાતોના એકત્ર થયેલા સંઘ સમક્ષ ખુલાસા કરવામાં આવ્યા છે. તેથી સમજી શકાય છે કે ચારૂપ તિર્થના ફેસલાનું લવાદનામું કાયદેસર હતુંજ નહિ. પણ એક જાતની શેત્રંજની બાજી ખેલાઇ ગઇ છે અને તેને વળગી રહીને પોતાનું ગૌરવ વધારવા જુદે જુદે સ્થળે ચુથણા કરવાના પ્રયાસો શરૂ થયા છે, વળી ભાઇબંધ પત્રકાર ત્યાંના સંઘે ચારૂપતીર્થની શામળાજીની પ્રતીમાજીને પાટણ લાવવાના સંબંધમાં કમીટી નીમાઇથી તેમજ અમારી " વધુ તપાસને પરીણામે જોવાયુ છે કે આ તીર્થ ઉચ્છેદની વાત સત્ય નથી પરંતુ એક શેત્રંજની બાજી ખેલાઇછે અને તેમાં અજ્ઞાન પાયદળને વર કર્યા છે." વાહ, અધિપતીરાજ, આપે તપાસ તો સારી કરી જણાય છે. તમો પાટણના નગરશેઠને અજ્ઞાન પાયદળ બનાવતા લાગો છો. આપની દ્રષ્ટિમાં તમામ નાતના આગેવાનોએ ભેગા થઇ કરેલો ઠરાવ પણ અજ્ઞાનીઓએ કર્યો છે એમ કહેવાને આંચકો ખાતા નથી ખેર, આપની દ્રષ્ટિમાં તેમજ હશે, પણ જરા બારીક તપાસમાં ઉતર્યા હોત તો તમારે સત્યને બહાર લાવવા આમ વરાળના બાચકા ભરવા પડત નહિ પણ તમારે તેવી તસ્દી શા માટે લેવી પડે? વળી અધિપતીરાજ લખે છે કે " વાદી પ્રતિવાદી તથા કાર્યવાહકોએ સંપૂર્ણ સત્તા આપી હતી, જે વધુ પ્રમાણોથી અમો હવે પછી બતાવવાના છીએ. ,, અધીપતીરાજ, આપને તસ્દી લેવાની કંઇ પણ જરૂર નથી, તમારી બારીક તપાસની મુસ્કેલી ઓછી કરવા અમે ઉપર નગરશેઠને પુછેલા સ્વાલો તથા જવાબોનું દીગદર્શન કરાવી ગયા

છીએ, જેથી આપને તે મુશ્કેલીમાં ઉતરવાની કાંઇ પણ જરૂર નથી. છતાં, આપ કાંઇ વધારે અજવાળું પાડશો તો સમાજ તેના ઉપર વધારે ધ્યાન આપશે કે આ શેત્રંજ કોણે ખેલે છે. રા. કોટાવાળાને લખી આપેલ લવાદનામું કેટલું સહરાગત ભરેલું છે, તેમજ પાટણના સંઘે અત્યાર સુધીમાં શું શું પગલા લીધા છે અને ચારૂપમાં દલછાચંદ દોલાચંદની સાથે થયેલ તકરાર ખાનગી વૈરભાવને લીધે છે કે ચાંત્રીક તરીકે? સ્માર્તને મુર્તીઓ સોંપાઇ ગઇ છે, તે કાયદેસર છે કે નહિ, તેમજ હવે તેને માટે શું પગલાઓ લેવા ઇષ્ટ છે તેમજ લવાદે આપેલા ઠરાવ પછી કયા કયા બનાવો હજુ બન્યા કરે છે, વિગેરે સ્પષ્ટતાથી સમજાવવા અમારાથી બનતું કરીશું.



## પરિશિષ્ટ ૩૯ (બ)

### નગરશેઠ પ્રશ્નમાળા-ખુલાસા



જૈન. તા.૧૭ મી મે સને. ૧૯૧૭.

## ચારૂપ તિર્થના વિચ્છેદ માટે થયેલી હીલચાલ.



### પાટણના પટેલોમાં ચારૂપના નામે ખેલાએલી સેત્રંજ.
### હિંદના સંઘના સત્તાયુક્ત કાયદાસર બોર્ડની જોવાની ખાસ અગત્ય.
### ચારૂપ તિર્થ અને તેના કેસનો પરિચય.

(૨)

ચારૂપ તિર્થનાં વિચ્છેદના નામે ફેલાએલા ખબરો ગપ ગોળાની સેતરંજ છે તેમ અમારા તપાસને પરીણામે જણાવાથી યાત્રીકો આ બીન ભરૂંસાપાત્ર ખબરથી ગભરાઇ જઇ યાત્રાનો પવિત્ર લાભ ન ગુમાવી દે માટે અમે ગયા અંકમાં તેના માટે કેટલાક ખબર પુરા પાડયા હતા એટલું જ નહિ પણ તે સાથે ચારૂપના કેસનો બની શકે તેટલો અહેવાલ

પુરો પાડવા વચન આપેલ હતું. તે પ્રમાણે આ પ્રસંગે કેટલીક વધુ વિગતો રજુ કરીએ તે પૂર્વે આ ગપ ગોળાના પ્રકાશકને જાણે આ કેસ અંગત વિષય હોય તેમ દુ:ખ થયું જણાયછે અને તેથી તેઓને અહીંથી તહીં નવા નવા ઘોડા દોડાવવાનો શ્રમ સેવતાં જોઈ આશ્ચર્ય થાય છે.

પત્રકાર તરીકેનું કર્ત્તવ્ય કદાગ્રહ, કુસંપ કે ઇર્ષ્યાના વાતાવરણુ ઓછા થાય તેવો યત્ન કરવાનું અને સત્ય શોધનની દૃષ્ટિએ આગળ વધવાનું છે. તેથી આવી ચર્ચાઓને અગંત કરી કાળક્ષેપ કરવાનું અમો પસંદ ન કરતાં તેમના વિચારમાં ગોથા ખાવા ન જતાં આપણને જે નવું જાણવાનું મળી જાય છે તે પર વિચાર કરી મૂળ હકીકત પર આવવું અમે દુરસ્ત ધારીએ છીએ.

જ્યારે અમે ચુકાદાનું તોલન કરવાનું સમાજ ઉપર છોડી આખો કેસ સ્પષ્ટ કરવાનું જણાવ્યું હતું ત્યારે તેઓએ શરૂઆતમાંજ કેટલાક મુનિ મહારાજાઓ અને ગૃહસ્થોના અભિપ્રાયોથી ચુકાદો એકપક્ષી હોવાનું જણાવી અનભિજ્ઞ સ્થિતિમાં જ કોમને આડે માર્ગે ખેંચી જવા પ્રયત્ન કર્યો હોય તેમ જોવાય છે.

તેઓ ચોક્કસ મુનિરાજો અને વ્યક્તિઓના અભિપ્રાયો પ્રગટ કરી તેટલાથી જ, ચુકાદો એકપક્ષી હોવાનું જણાવે છે તો પછી પશ્ન એ થાય છે કે તે અભીપ્રાય આપનાર મંડળે કેસનો પૂરતો અભ્યાસ કરી વિચારો (અભિપ્રાયો) જણાવ્યા છે કે નિર્ણયાત્મક ઠરાવ જણાવ્યા છે? જો નિર્ણયાત્મક ઠરાવો હોય તો તે મંડળ હિંદના સંઘ તરફથી અગર તો પાટણના સંઘ તરફથી સત્તાવાર ચુંટાએલ પ્રતિનિધીઓનું મંડળ છે કે કેવળ મુંબઇથી તેમને મળેલ પત્રો અને એવોર્ડની મથાળું વધારેલી નકલ વાંચવા પછીનો અભિપ્રાય છે, તે સંઘે તપાસવું જોઇએ. કેમકે મુંબઇથી જે એવોર્ડની નકલ મોકલાઇ છે તેમાં મથાળે "મેસાણાની કોર્ટમાં ચારૂપ કેસ જીત્યા પછી અપાએલો એવોર્ડ" એ શબ્દો મુકાયા છે તેમજ પત્રમાં આપણા તિર્થની કફોડી સ્થિતિ દર્શાવી છે તો પછી આવી ઉપલક બીના રજુ કરી ધાર્મિક પ્રેમની લાગણીને ઉશ્કેરવાના પરીણામે જે લખાય તે છેવટનો અભિપ્રાય માની લેવાને સમાજ તૈયાર હોય તેમ અમે માનતા નથી. એટલું જ નહિ પણ મેસાણાના કોર્ટે આપણા લાભમાં શું ફેસલો

આપ્યો? અને તે ફેસલા પછી જો કે સામાપક્ષે વડોદરા વરીષ્ટ કોર્ટમાં અપીલ ન કરી હતે તો પણ તે ફેસલામાં **આપણને લાભ** ક્યાં હતો? તે તપાસવાની કે જાણવાની અભીપ્રાય લખનારે દરકાર કરી હોય તે માટે પણ અમને તો શક છે. (અમે આ કહેવાતો **આપણા લાભનો** ફેસલો ને તેમાં રહેલી બંને પક્ષની ભવિષ્યની તકરારોની ચીંતાઓ માટે હવે પછી વીસ્તારથી લખીશું. અને અમારી ખાત્રી છે કે પ્રથમ જે અભીપ્રાયો બહાર મુકયા છે, તેઓ કેસનું આખુ વસ્તુસ્વરૂપ સમજવા પછી પોતાના અભિપ્રાયો બહાર મુકશે તેમાં કઇક જુદું જ આપણે જોઇશુ.)

અભિપ્રાય આપવાની સૌ કોઇને સત્તા છે પરંતુ તે ઉપરથી નિર્ણય કરવો તે ઉતાવળ છે. એટલું જ નહિ પણ બીજા તેવા જ મહાન પુરૂષોને અન્યાય આપવા જેવું છે. કેમકે જેમ ઉપર જોયું તે પ્રમાણે કેટલાક વિરૂદ્ધ અભિપ્રાય અપાયા છે તેમ લવાદને ટેકો આપનારા અભિપ્રાયો પણ અપાયેલાં છે. મુંબઇથી પાટણના વસ્તા ચોકસ નામોએ આવા પત્રો મોટી સંખ્યામાં ફેલાવ્યા હતા જયારે વિરૂદ્ધના અભિપ્રાયો ગણ્યા ગાંઠયા બતાવી મત બાંધવો તે ઉતાવળું સાહસ છે. એટલું જ નહિ પણ આ ઠરાવના પક્ષમાં પણ તેમને અભિપ્રાયો સારા મળેલા હોવા જોઇએ કે જે તેમણે છુપાવી લોકોને અંધારામાં રાખ્યા હોય તેમ શક લાવવાનું કારણ એ છે કે ભાવનગરથી શેઠ કુંવરજી આણંદજીએ સાદરે વકીલ ન્યાલચંદ લક્ષ્મીચંદ ઉપર એક પત્ર લખેલો છે. તેમાં જણાવ્યું છે કે:—

ચારૂપનો ફેંસલો વાંચ્યો મારા તરફથી અભિપ્રાય માટે સામા પક્ષ તરફથી પત્ર આવ્યો હતો મને તો કંઇ ગેરવ્યાજબી લાગતું નથી, એમ સ્પષ્ટ લખી દીધું છે. અંદર અંદરના દ્વેષથી કલેશ વધારે છે જમાનાની વિરૂધ છે. ફાગણ વદી ૭

દા૦ કુંવરજી આણંદજી.

આ પત્ર ખુલ્લુ બતાવે છે કે તેમણે મુંબઇથી પત્ર લખનારને જવાબ લખેલ છે છતાં અફસોસ કે તેણે અને તેવા પોતાના વિચારને નહિ બંધ બેસતા પત્રોએ ઇર્ષ્યાને અંગે છુપાવવાની કોશિષ કરી છે તો પછી તેવા અધુરા બહાર આવેલા અભિપ્રાય ઉપરથી વિચાર કેમ આપી શકાય?

વળી "આ પ્રમાણે જેમ વિરૂદ્ધ અભિપ્રાયો તેમણે બહાર મુકયા છે તેમ વ્યાજબીપણું દર્શાવનારા અભીપ્રાયો પણ તેથી વધારે સંખ્યામાં બહાર આવ્યા છે. જેમાંના કેટલાક અમે અગાઉ પ્રગટ કરી ગયા છીએ ત્યારે તે ઉપરાંત મુનિ યત્નવિજયજી, (શ્રીમાન્ કર્પૂરવિજયજી મહારાજના શિષ્ય) મુનિ મુક્તિવિજયજી, (પંન્યાસજી નીતિવિજયજીના શિષ્ય) મુનિ અમરવિજયજી, મુનિ બાળવિજયજી (પન્યાસ ચતુરવિજયજીના શિષ્ય) મુનિ તિલોકચંદજી, આચાર્ય કૃપાચંદજી, મુનિ ભક્તિમુનિ, મુનિ દર્શનમુનિ, મુનિ અવદાતવિજયજી, મુનિ રિદ્ધિમુનિજી, મુનિ દેવમુનિજી, મુનિ જયવિજયજી વગેરે મુનિ મહારાજોના અભિપ્રાયો અમને મળ્યા છે જે સઘળાનો સાર એ છે કે-" જે ફેંસલો અપાયો છે તે બરાબર યોગ્ય છે. તેમાં જૈન કોમને કે જૈન ધર્મને કોઇપણ જાતનો બાધ આવતો નથી." આ અભિપ્રાયો વાંચવા પછી હવે કયા અભિપ્રાયો ઉપર દ્રઢ નિર્ણય કરવો તે ગુંચવણી ઉભી થાય છે, અને તેટલા ઉપરથી જ જો એક પક્ષી માની લેવાની ઉતાવળ કરી હોય તો હવે તેઓ આવી ઉતાવળની પાછળ એક બે નહિ પણ દશ વીશ પક્ષીઓને ઉડતા જોઇ પોતાનો નિર્ણય જરૂર સુધારશે તેમ ભલામણ કરવી અસ્થાને ગણાશે નહિ. કેમકે અત્યારે ચુકાદો એકપક્ષી કહેનાર તેજ ભાઇબંધે પોતાના ૧૪-૨-૧૭ (ફાગણ વદી ૯) ના અંકમાં જણાવેલું છે કે—

"આપણા સમજુ અને દાનેશમંદ તરીકે ઓળખાતા લવાદે તત્ સંબંધી યોગ્ય **વિચાર કરી** શ્રી સંઘને અત્યારે આ કેસને લીધે **રૂા. ૨૦૦૧) તથા જમીન ઇમલો** વગેરે જે **આપવા** ઠરાવ્યું **છે તે યોગ્ય છે.** જો કે એથી પણ વિશેષ દ્રવ્ય આપી શ્રી જીન મંદિરથી કેવળ અલગ સ્થાને જ સનાતન ધર્મીઓના દેવોનું મંદિર સ્થાપવાનું ઠરાવ્યું હોત તો વિશેષ યોગ્ય ગણી શકાત. આ ભાવિ ભય હોવા છતાં પણ સાંપ્રતની પરિસ્થિતિનો વિચાર કરતાં શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાએ જે નિર્ણય કર્યો છે તેને માન આપી સંતોષ માની લેવો તે કોઇ રીતે પણ અયોગ્ય નહીં જ લેખી શકાય. અમો ઇચ્છીશું કે હવે આ **લવાદનો નિર્ણય છેવટનો જ ગણવામાં આવે તો ઉભયપક્ષને લાભદાયક નીવડવા સંભવ છે."**

આ પ્રમાણે તેઓ ચુકાદો વ્યાજબી છે તેમ **સ્વહસ્તે** જણાવવા

પછી પુનઃ અસંતોષ દર્શાવી લોકોને ભ્રમમાં નાંખવાનું કારણ શું હશે? તેમણે સમજવું જોઇએ કે આવા ઘડી ઘડી ફરતા વિચારો ઉપરથી સમાજ તેવા વિચારોને સપ્રમાણુ માની યાહોમ કરે તેટલી ઉતાવળી હવે નથી; ફક્ત તેમણે અમને જે પ્રશ્ન પુછવાને તસ્દિ લીધી છે તેના ખુલાસા તેમના અસ્થિર ચિતના સમાધાન અર્થે ટુંકમાં જ આપવાની જરૂર વિચારીએ છીએ.

તેઓ પુછે છે કે 'શું જૈન સમાજનો ઉદેશ શંકર, પાર્વતિ અને મહાદેવની મુર્તિઓ ઉત્થાપી તેને એક જુદું મકાન આપવાનો હતો કે તેને ફેંકી દેવાનો હતો?" પ્રશ્ન જેમ શીંગ પુંછ વગરનો છે તેમ ઉતર પણુ તેઓ પોતે જ આપી દે છે કે "આપણો સમાજ તેમજ પાટણનો સંઘ કદી પણુ બીજા દેવોને અપમાન આપવાને સંકલ્પ પણુ ન કરે" આ તેમના હિમત ભર્યા જવાબથી અમારે હવે વિચાર કરવા જેવું રહેતું નથી. કેમકે પાટણુના સંઘે અપમાન કરવાને ધાર્યું હોય કે ફેંકવાનો નિશ્ચય કર્યો હોય તેવો અપવિત્ર શબ્દ અમે લખ્યો નથી.

આ પ્રમાણે પ્રશ્નનું સમાધાન પોતે જ કરી લેવા પછી વળી લખે છે કે 'સ્માર્ત લોકો આપણા નજીકના સહવાસમાં રહ્યા છતાં આપણી ધર્મની લાગણીયો નહિ જ દુખાવે તેવું અત્યારથી માની લીધું કે શું?' આ બીજા પ્રશ્નનો ઉત્તર શું પહેલામાં જ સમાઇ જતો નથી! અમને આ વિચિત્ર પ્રશ્નશૈલી જોઇ હસવું છુટે છે. પરંતુ વિવેકને ખાતર કહેવું જોઇએ કે સમાધાનને અંતે શાંતિ માનવી જ જોઇએ. જો આપણી ભાવના કોઇના ધર્મની લાગણી દુખાવવાની નથી તેમ તેઓ જણાવે છે તો પછી બીજાઓને આપણી લાગણી દુખાવવાને કારણ જ સંભવતું નથી. છતાં જો એવા ખોટા ભયભર્યા વિચારોના ઘોડા દોડાવીએ તો પછી આપણે એવો પણુ ઠરાવ કરવો પડશે કે જ્યાં આપણાં દેરાસર હોય ત્યાં કોઇ પણું ધર્મના કોઇ પણુ સ્થાનકો કે દેવાલયો ન જ હોવાં જોઇએ. કેમકે નહિ તો પછી કાળાંતરે કલહ ન થાય તેની ખાત્રી શું? મતલબ કે આવી શંકા કરવી તે જ શંકાળુ હૃદયની નબળાઇ નહિં તો બીજું શું?

આગળ જતાં તેઓ પોતાના વિચારોને પુષ્ટ કરવાને પાટણુના શેઠની પ્રશ્નમાળા રજુ કરી તે જણાવે છે કે "પાટણુના નગરશેઠને અજ્ઞાન પાયદળ બનાવતા લાગો છો" આ રીતે બાજી રચતાં પોતાના હાથે

જ પોતાની ભાવના ખુલી પડી જતી જોઇ અમને દયા આવે છે. કેમકે અમે પાટણના નગરશેઠને અજ્ઞાન હોવાનું બીલકુલ જણાવ્યું જ નથી. એટલું જ નહિ પણ નગરશેઠનો સમાજને પરીચય કરાવ્યો છે, ત્યારે ભાઇબંધે પ્રશ્નોની હારમાળા મુકવામાં કાચું કાપી નાખેલ છે તે તેમને ભાગ્યે જ ખબર હશે. એક ગામના નગરશેઠ સંઘમાં મુકદમો રજુ કરતાં 'તેવું સંભળાય છે.' 'મને ખબર નથી' 'મને પુછ્યું નથી.' એવા અજ્ઞાનસુચક જવાબો પ્રગટ કરી તેઓ શું એમ બતાવવા માગે છે કે સંઘ કે જ્ઞાતિ જેવી સમર્થ સત્તા પોતાના કામકાજ માટે રીતસર દફતર કે વિશ્વાસપાત્ર નોંધ રાખતી નથી અગર એટલી તો અધુરી રાખે છે કે જ્યારે જે જોઇએ તે તેઓ ભરૂસાપાત્ર રીતે પુરૂં પાડી શકતા નથી. ભલે આમ થતું હોય તો પ્રસંગે તેમાં સુધારણા કરવા અને કાયદાસર સંઘની વ્યવસ્થા રાખવા સુચવવું દુરસ્ત હતું, જ્યારે અત્યારે તેવા અજ્ઞાનતાસુચક દ્રશ્યો મુકી ઉપરથી અન્યને નામે ટકોર કરવાથી લાભ શું? એક વિશાળ સંઘ ઉપર આગેવાની ભોગવનાર ગૃહસ્થ આવી ઉશ્કેરણીમાં ફસાય જાય તે માનવું ભુલભરેલું છે. શેઠાયનો અર્થ જ જાહેર હિમ્મત જનસેવા અને એક વચને સત્યનો સંબંધ જાળવવો તે જ છે. અને તે પ્રમાણે નગરશેઠે આ પ્રશ્નમાળામાં સ્પષ્ટ જણાવ્યું છે કે "લવાદનામામાં મેં સહી કરી આપેલી" વળી આગળ જતાં ઉતરમાં જણાવે છે કે "મેં કહેલું કે આ લવાદનામા ઉપર દરેક નાતના શેઠીયાઓ તથા દરેક નાતના આગેવાનોની સહીઓ કરાવવી." આ પ્રમાણે સંઘના નગરશેઠ એક કાર્યમાં સહી કરે અને દરેક ન્યાતના આગેવાનોની સહી કરવાને આજ્ઞા કરે છે તેજ બતાવી આપે છે કે લવાદનામું સંઘની એકમતીથી અપાયેલું હોઇને તેના દરેક શબ્દો સ્વીકારવાને તેઓ પોતાની કર્તવ્ય દ્રષ્ટિથી તેમજ કાયદાથી બંધાએલા જ છે. અને તે ફરજની રૂએ સ્માર્તોને જમીન તથા રકમ વગેરે ચુકાદા પ્રમાણે સોંપવામાં પાટણના સંઘે ડહાપણ કર્યું છે.

હવે અમે કેસના મુળ મુદ્દા ઉપર આવીએ તે પૂર્વે યાત્રીકોને પુનઃ જણાવવા તક લઇએ છીએ કે આ પ્રાચિન તિર્થ નિરાબાધ અને નિર્ભય સ્થિતિમાં છે. અને બહાર આવેલ ગપ તે ગપ જ છે માટે તેની પવિત્ર યાત્રાનો લાભ લેવાને ચુકવું નહિ. કેમકે જે ખબરો બહાર આવ્યા હતા તે પણ કેટલાક સત્યથી વેગળા હતા નીચેના પ્રસંગોથી વાંચકો જોશે.

આચાર્યશ્રી બુદ્ધિસાગરજી મહારાજ ચારૂપ દર્શન કરવા પધારવાના હતા પરંતુ તોફાનના ભયથી અટકયા હોય તેમ ભાઇબંધ પત્રકારે જણાવ્યું હતું જયારે આ અંકમાં અમે આચાર્યશ્રીનો પોતાનોજ પત્ર પ્રગટ કરેલ છે તે ઉપરથી જોવાશે કે ગભરામણની વાત ખોટી કલ્પિત રીતે ઉભી કરેલી છે.

વળી ત્યાં જતા યાત્રીકોને તોફાનનો ભય છે તેમ જણાવ્યું હતું ત્યારે ચારૂપના મુખી અને પટેલ મદારસંગ જણાવે છે કે—

" પાટણના એક ભાઇએ ત્યાં એવી ખોટી ગપ ફેલાવી છે કે મારા ઉપર કાંકરા ફેંકવામાં આવ્યા. અમોને આ વાતની ખબર પડી ત્યારે અમે ચોકસ તપાસ કરી છે અને અમે કહીએ છીએ કે તે વાત તદન બનાવટી અને પોતાનો કોઇ નીચ હેતુ પાર પાડવાને તે ભાઇએ ફેલાવી હોવી જોઇએ. "

સ્થાનિક સતાવાળાના આ શબ્દો યાત્રીકોના આશ્વાસન માટે પુરતા છે એટલુંજ નહિ પણ ગયી પુર્ણીમા અને એકમના દીવસે ચારૂપમાં યાત્રીકોનો સંઘ જમ્યો હતો. અઢીસો ઉપરાંત જૈનો આ પ્રસંગે એકત્ર મળ્યા હતા અને જૈનો તેમજ સ્માર્તોએ પ્રીતિભોજન પણ કર્યું હતું.

આ સઘળા તિર્થની સંપૂર્ણ શાંતિ સૂચવતા ખબરોથી સર્વત્ર આનંદ જોવાશે એ નિ:શક છે.

આગળ જતા તેઓ જે સ્વાલ જવાબ બહાર મુકે છે તેમાં જણાવે છે કે લવાદે પોતાનો ઠરાવ બ્હાર મુકવા પછી પાટણમાં ત્યાંનો સ્થાનિક સંઘ મહાવદી ૦)) ના દિવસે બોલાવવામાં આવ્યો હતો. વિચારવાનું એ છે કે લવાદે પોતાના ઠરાવ ( ફેસલો ) પોશવદી ૧૩ ( તા. ૨૧-૧-૧૭ ) ના રોજ આપેલો છે. જયારે આ ભાઇબંધને બચાવ શોધવાનો પહેલો સંઘ મહા વદી ૦)) ( તા. ૨૧-૨-૧૭ ) ના રોજ મળે છે એટલે તેના વચ્ચે એક માસનું અંતર પસાર થાય છે. તો પછી વચ્ચે પસાર થયેલો એક માસ શું નિદ્રામાં જ પસાર થયો હશે? તેમ સર્વ કોઇ શંકા કરે તે સ્વાભાવીક છે. પરંતુ તે વચગાળેની મુદતના કાર્યો માટે તપાસ કરવા પછી ખુલ્લું જોવાય છે કે શેત્રંજની બાજીની રમત આ મુદતમાંજ શરૂ

થવા પામી છે અને તેથીજ આ સર્વ વાત ઉપર ઢાંક પીછોડો કરીને દુ-રના નેતાઓને અંધારાંમાં રાખી ઉલટા વિચાર લઇ જવાને પ્રયત્ન થયો હોય તેમ માનવું અસંભવીત નથી. આ બાબત અમે કંઇ પણ ચોકકસ તર્ક કરીએ તે કરતાં બનેલી હકીકત રજુ કરીને તેનો તોલ કરવાનું કામ સમગ્ર સમાજની સત્તા નીચે રહેવા દેવું અમે દુરસ્ત ધારીએ છીએ.

ઉપર જોઇ ગયા તેમ કેસનો ચુકાદો લવાદે પોશ વદી ૧૩ ( તા. ૨૧-૧-૧૭ ) ના રોજ લવાજે વાંચતી વખતે જૈનો તેમજ સ્માર્તો હા-જર હતા. એટલુંજ નહિ પણ ચુકાદો વંચાઇ રહેવા પછી લવાદને બંને પક્ષ તરફથી હારતોરાનો સત્કાર કરવામાં આવ્યો હતો. તે બતાવે છે કે લવાદની સેવા તરફ તે પ્રસંગે બંને પક્ષની એકસરખી પૂજ્ય લાગણી અને સ્હાનુભૂતિ હતી.

ચુકાદો અપાયો તે પ્રસંગે મ્હેસાણાની કોર્ટમાં આપણા તરફથી સ્મા ર્તો સામે તેમણે હવન કરી આપણી લાગણી દુખાવી છે તેવો કેસ હતો. પરંતુ ચુકાદો સાંભળવા પછી પોશ શુદી ૭ (તા. ૩૧-૧-૧૭ ) ના રોજ રાજીનામું આપી આપણે કેસ પાછો ખેંચી લીધો છે. તેજ બતાવે છે કે થયેલ ચુકાદો સર્વ પ્રિય હતો અને તેથીજ આ તકરારનું આટલેથી છેવટ આવ્યું છે તેમ માની કેસ પાછો ખેંચી લેવામાં આવ્યો હોય.

આ પ્રસંગે જ વડોદરા વરીષ્ટકોર્ટમાં સ્માર્તોએ આપણા વિરૂદ્ધ મહા-દેવ ઉત્થાપન કેસની અપીલ રજુ કરેલ હતી તે પણ તેમણે મહા વદી ૦) તા. ૨૧-૨-૧૭ ના રોજ પાછી ખેંચી લઇ કેસની માંડવાળ કરાવી છે.

આ સંઘની મીટીંગમાં એક વાત ખાસ ધ્યાન ખેંચનારી એ છે કે જે મેસાણે જઇ કેસને માટે પોતે એકવીશ દિવસ અગાઉ રાજીનામું આ-પેલ હતું અને જે રાત્રે મીટીંગ મળી તે દિવસે કોર્ટના ટાઇમે વડોદરે સ્માર્તભાઇઓએ રાજીનામું આપી દીધું હતું. આ રીતે જયારે ચારૂપના કેસનું સદાને માટે છેવટ આવી ગયું હતું ત્યારે પછી તેજ રાત્રે આવા સવાલ જવાબો કરી શાંતિ અને મૈત્રીના જમાનામાં અશાંતિનું નવું પ્રકરણ ઉઘાડવાનું કારણુ શુ હશે ?

વળી આ પ્રમાણે સ્વાલ જવાબો કરતાં લોકો બરાબર ઉશ્કેરાયા જણાયા નહિ, ત્યારે પાટણના સંઘ તરફથી ઓનરરી કામ કરતા વડોદરાના વકીલ મી. નંદલાલ લલુભાઇનો એક પૂર્વકાળનો તાર રજુ કરી લોકોને પાટા બંધાવવા પ્રયત્ન થયો જણાય છે. અગર તે દિવસે સમાધાન થવા છતાં તે ખબરો મેળવવાને નેતાએ બેદરકારી સેવી જણાય છે. એ ગમે તેમ હશે પરંતુ જો તેમનો ઉદ્દેશ લોકોને ખોટી રીતે ઉશ્કેરવાનો ન હતો તો પછી વકીલ નંદલાલભાઇનો પાછલો તાર વાંચતી વખતે તેમનો પુત્ર પણ રજુ કરવો જોઇતો હતો. કેમકે આ પત્ર તેમને આવી આંતર ખટપટ નહિ કરવાને ખુલ્લું સૂચવતો હતો. આ પત્રમાં વકીલ નંદલાલભાઇ જણાવે છે કે–

' કોટાવાળા શેઠસાહેબના ઉપર વીશ્વાસ મુકી બન્ને પક્ષે તેમને પંચ તરીકે નીમી અધીકાર આપ્યો અને તે અધીકારની રૂઇએ તેમણે ઠરાવ કર્યો અને તે ઠરાવનો અમલ પણ થઇ ગયો છે એમ તપાસ કરતાં જણાય છે. બન્ને પક્ષે મુકેલા વિશ્વાસ અને આપેલ અધિકારની રૂઇયે તેઓએ બહાર પાડેલા ઠરાવના સંબંધમાં હવે આપણે કોઇપણ અભીપ્રાય બહાર પાડવો અથવા તે સંબંધી ચર્ચા કરવી એ મહારા મત મુજબ બરોબર થતું નથી. એ ઉપરથી તો આપણા અંદર અંદરનો કુસંપ માલુમ પડશે અને સામાપક્ષ અને ડાહ્યા માણસો આપણા જૈન લોકના મનની નીર્બળતા ઉપર હસશે માટે એ સંબંધી કાંઇપણ ચર્ચા થવા દેવી અથવા મતો ભેગા કરી તેનું સમર્થન કરવું કે બીજાઓએ વીરૂદ્ધ પડી ખંડન કરવું બંધ રાખવું એવો મારો નમ્રતાપૂર્વકનો મત શ્રી સંઘને જાહેર કરવાની મારી વિનંતિ છે. '

આ પત્ર સ્પષ્ટ બતાવે છે કે અગત્યનો પત્ર છુપાવી જુનો તાર રજુ કરવામાં કાંઇ બાજી રમાઇ છે પરંતુ સમાજ તે બાજીમાં ફસાય જાય તેવી ઉતાવળી કે અજ્ઞાન નથી તે ભાન તેમને રહ્યું જણાતું નથી.

હવે કેસનું વસ્તુસ્વરૂપ સમજાય તે માટે તેની શરૂઆત, મહેસાણાની કોર્ટનો ઠરાવ, તથા તે પછીના પ્રયત્નો તેમજ એવોર્ડને માટે ચાલેલ પ્રપંચપટીનો વિચાર સ્થળ સંકોચથી આવતા અંકમાં કરીશું.



# પરિશિષ્ટ ૪૦

**જૈન તા. ૧૩-૫-૧૭.**

## ચારૂપ કેસના પડદા.

(૧)

સુરત તા. ૨૯-૩-૧૯૧૭.

જૈન પેપરના અધિપતિ જોગ,

ભાવનગર.

લખવાનું કે શાસન પત્રના તા.-૨૮-૩-૧૭. ના અંકમાં " ચારૂપ કેસના લવાદથી થયેલા ઠરાવ માટે મુનિરાજો શું કહે છે. " એવા મથાળા હેઠળ સુરતથી તા. ૧૦-૩-૧૭. ના અભિપ્રાય આપનાર " મુનિ લબ્ધિ વિજયજી " છે. ને તેજ અંકમાં સુરતથી તા. ૧૧-૩-૧૭. ને રોજનો એક લેખ છે તેમાં " પં. મુની લબ્ધિવિજયજી " કરીને એક લખનારની સહીથી છપાગેલ છે. તે ઉપરોક્ત મુની લબ્ધિવિજયજી છે યા બીજો કોઇ જુદો લખનાર છે તે સમજ પડતી નથી. વાસ્તે તે લખનારે આપના પેપરમાં ખુલાસો કરવા તસ્દી લેવી, જેથી સમજ પડે. બીજુ " પં " એ કઇ પદવી સમજવી તે પણ ખુલાસો થવો જોઇએ. કદાચ એકજ માણસ લખનાર હોય ને ભુલથી " પં " શબ્દ ઉમેરાઇ ગયો હોય તો તે શબ્દ પાછો ખેંચી લેવો જોઇએ. લી.

મુનિ.

(જરૂર પડે તો નામ ખુશીથી આપશે.)

(૨)

### કાગનો વાઘ.

ચારૂપ કેસના સંબંધમાં ફેસલો બહાર પડયા અગાઉ જૈન સંઘના જાણવામાં જ હતું જે શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાને પંચ તરીકે નીમવામાં આવ્યા છે. વળી ફેસલો બહાર પડયો ત્યારે પણ છાપાવાળાઓએ તેની પ્રશંસા કરી હતી, બાદ હાલનો શાંતીનો સમય આપણા

સંઘમાં ચાલતો હતો તેવામાં આ તકરાર ઉભી થઇને " કાગનો વાઘ " કરવા શ્રાવકો તેમ મુનીરાજો તૈયાર થયા છે અને કોટાવાળાના ઠરાવને તીરસ્કારી કાઢયો છે. બંધુઓ વિચારો કે તકરારો કરવાનો સમય નથી. ઠરાવ રૂચીકર ન હોય તો તેને માટે શાંતીથી સમાધાન કરવારૂપ પગલાં લેવાં પરંતુ નકામો કોલાહલ ઉભો કરી સંઘની શાંતીનો ભંગ કરવો યોગ્ય નથી. લક્ષબિંદુ ન ભૂલો.

લી૦ દાસ **અમૃત.**

મુ. કલકત્તા.

(૩)

આજના જૈન પત્રમાં ચારૂપના કેસની ગભરામણથી કોઇ તોપ મારૂઓએ આચાર્યશ્રી બુદ્ધિસાગરજી મહારાજને ચારૂપની યાત્રા જતાં ગભરાવ્યા તેથી તે યાત્રા ગયા નહિ એમ બીજે પ્રગટ થયેલ છે એવું જણાય છે, તે અયોગ્ય છે. કારણકે અમને પુનમચંદ શેઠે પણ યાત્રામાં સાથે આવવાની માગણી કરી હતી તેમજ બીજા પક્ષના આગેવાનોએ પણ અમારી સાથે આવવાની માગણી કરી હતી, પરંતુ ખાસ અમારી મનોવૃત્તિ નહોતી તેથી ગયા નહોતા. પાટણના વહીવટદાર સાહેબ સેવરામભાઇએ પણ જાત્રામાં સાથે રહેવાની ઇચ્છા દર્શાવી હતી તોપણ અમારી ઇચ્છા નહોતી માટે ગયા ન હતા એ પ્રમાણે હકીકત છે.

**લી.** (આચાર્યશ્રી) મુનિ **બુદ્ધિસાગરજી**ના ધર્મલાભ.

## પરિશિષ્ટ ૪૧.

**જૈન શાસન. તા ૧૬મી મે ૧૯૧૭ વૈશાક વદી ૧૦ વી. સં. ૨૪૪૩**

## ચારૂપ–પાટણ કેસ ઉપર કરવામાં આવતો ઢાંક પીછોડો.

### શેત્રંજની બાજી કોણ ખેલે છે?

### આ કેસનાં ફેસલા ઉપર આપણા ધર્મનું લટકતું ભવિષ્ય સત્ય શું છે?

(૨)

અત્યાર સુધીમાં આ કેસ જૈન પ્રજામાં એટલો બધો ચર્ચાયો છે, છતાં તેના મહત્વનો ખ્યાલ ઘણા થોડા મનુષ્યોને છે અને તેટલા માટે

શરૂઆતથી અત્યાર સુધી આ કેસનું શું થયું છે, તેનો આખો અહેવાલ અમે સમાજ સમક્ષ રજુ કરીએ છીએ. કે જેથી તેમાં સત્ય શું છે તે સમાજ જાણી શકે.

## ચારૂપનું વર્ણન.

ચારૂપ એ એક નાનું ગામડું છે અને પાટણથી ચાર ગાઉ ઉપર આવેલું છે, ત્યાં આપણું એક દેરાસર છે, જે ઘણું પ્રાચીન છે. તે ગામની વસ્તી ૧૦૦ ઘરની છે. જે બધા ઠાકરડાનીજ વસ્તી છે, ઠાકરડા સઘળા ખેડુત છે. અત્રે જૈનનું એક પણ ઘર નથી.

## શામળા પાર્શ્વનાથજીની પ્રતિમાનો ઇતિહાસ.

આ પ્રતિમાજીની સ્થાપના કોણે અને કયારે થઇ તે વાત તદન અંધારામાં હતી. મુર્તિ ભવ્ય, અલૌકિક અને આકર્ષક હોવાથી પ્રાચિન હોવી જોઇએ એમ લોકમત પ્રચલિત હતો, પણ તે સાબીત કરવાનું સામર્થ્ય તે સમયે કોઇમાં ન હતું કેટલોએક કાળ વ્યતીત થયા પછી આ ચારૂપ ગામના દેરાસરનો વહિવટ જ્યારે વકીલ લહેરૂચંદ ડાહ્યાભાઇના હસ્તક હતો ત્યારે તેમણે શોધખોળ શરૂ કરી. તેને પરિણામે આપણને જણાવ્યું કે આ પ્રતિમાજી **૫૮૬,૬૬૨ વર્ષ ઉપર ભરાવેલા છે.** આટલી જુની પ્રતિમાજીનો ઇતિહાસ પણ રસમય હોવોજ જોઇએ, અને તે જાણવાની સૌ કોઇ શાસનપ્રેમીને જીજ્ઞાસા થાય. તપાસ કરતાં એમ જણાય છે કે શ્રીકાંતનગરીનો ધનેષ નામનો શ્રાવક દરિયાઇ સફરે જવા માટે વહાણમાં બેઠો અને વહાણ હંકારવાનો હુકમ કર્યો. પરંતુ તેના અધિષ્ટાયક દેવતાએ તે વહાણને સ્થંભન કરી દીધું હતું. એટલે ધનેષે તે વ્યંતર દેવતાની વિધિપૂર્વક પૂજા કરી, ત્યારે તે વ્યંતર દેવે પ્રસન્ન થઈ સમુદ્ર ભુમિમાંથી શ્યામ વર્ણની ૩ પ્રતિમાઓ લાવી શેઠને તેની પ્રતિષ્ઠા કરવાનું કહ્યું. આ ઉપરથી

શેઠે તેમાંની એક પ્રતિમા ચારૂપ ગામે તીર્થ પ્રતિષ્ટીત કરી. બીજી શ્રીપત્તનમાં આમલીના વૃક્ષ નીચે પ્રાસાદમાં પ્રતિષ્ટીત કરી. પહેલી પ્રતિમાજી શામળા પાર્શ્વનાથજીની હતી; ( જે અત્યારે બિરાજમાન છે, અને જેનો ચુકાદો લવાદે આપ્યો છે. ) અને બીજી શ્રી અરિષ્ટનેમીની હતી. ત્રીજી પ્રતિમા પાર્શ્વનાથજીની હતી. તેને શ્રી સ્થંભન ( ખંભાત ) ગામ પાસે શેઢીકા નદીના કાંઠા ઉપર તરૂજાલ્યાંતર ભુમિમાં સ્થાપન કરી છે.

શાલિવાહન રાજાના રાજયની પહેલાં અગર લગભગ, રસસિદ્ધિવાળો અને બુદ્ધિમાન નાગાર્જુન થઇ ગયો, તેણે બિંબના પ્રભાવથી રસને સ્થંભન કર્યો અને તેથી તે સ્થળે સ્થંભન ગામ વસાવ્યું તે પાર્શ્વનાથજીનું બિંબ હાલ ખંભાત બંદરમાં છે. બિંબાસનના પાછલા ભાગમાં નીચેની પંકિતઓ લખેલી હોવાનું પ્રસિદ્ધ છે.

**નમસ્તીર્થ કૃતસ્તીર્થે, વર્ષદ્વિકે ચતુષ્ટયે;**
**અષાડ શ્રાવકો ગૌડો, કારયેત્પ્રતી મિત્રયમ્**

ભાવાર્થ:—આ ચોવીસીના નેમિનાથ તીર્થંકરના શાસન પછી ૨, ૨૨૨ વર્ષ પછી અષાડ નામનો શ્રાવક ગૌડ દેશનો વાસી હતો, તેણે ત્રણ પ્રતિમાઓ ભરાવી હતી. એ ત્રણમાંની આ પ્રતિમા પણ એક છે. આ ગણત્રીથી નિર્ણય થાય છે કે આ પ્રતિમાજી બનાવ્યાને ૫, ૮૬,૬૬૨ વર્ષ લગસગ થઇ ગયા છે. આ હકીકત મર્હુમમહારાજશ્રી શ્રીમદ્‌વિજયાનંદ સુરિશ્વર ( આત્મારામજી ) ના બનાવેલ " શ્રી તત્વનિર્ણય પ્રસાદ " નામના ગ્રંથમાં પૃષ્ઠ ૫૩૩–૩૪ માં લખેલી છે અને વધારે ખાતરી માટે " પ્રભાવક ચરિત્ર " તથા " પ્રવચન પરીક્ષા " નામના ગ્રંથ જોવા ભલામણ કરે છે.

વળી ત્યાં પવાસણ જુનું કઢાવતાં તેમાં પ્રથમના પરીકરનો (પટધડ) કેટલોક ભાગ મળી આવ્યો છે, તેના ઉપર લેખ છે જે બધો બરોબર ઊકલતો નથી પણ તેમાં " ચારૂપગ્રામે મહા તીર્થ તથા પાર્શ્વનાથ પરીકારીત × × × પ્રતીષ્ટીતં × × + ઇત્યાદી સ્પષ્ટ વાંચી શકાય છે. મહારાજશ્રીએ તત્વનિર્ણયમાં હકીકત લખી ત્યારે તેઓને ચારૂપગામની કે પ્રતિમાજીની કશી ખબર નોહોતી. તેમ હાલ જે લેખ નીકળ્યો છે તે તો કોઇને પણ માલુમ નોહોતો, એટલે આ બધી હકીકત ઉપરથી આ પ્રતીમાજીની

ઘણીજ પ્રાચીનતા સંબંધી જરા પણ શંકા રહેતી નથી. વળી ' મહાતીર્થે ' આ શબ્દો લેખમાં આપ્યા છે. તે સ્પષ્ટ સુચવે છે કે પ્રાચીનકાલે આ ચારૂપના શ્રી શામળાજી મહારાજની પ્રતીમા મહાતીર્થમાં ગણાતી હતી.

મહારાજ શ્રી કાંતીવીજયજી મહારાજે શ્રી આબુજી ઉંપર વસ્તુપાળ તેજપાળના તમામ કામની નોંધનો લેખ હાલમાં મેળવ્યો છે, તેમાં પણ ચારૂપ ગામમાં શ્રી આદેશ્વરજી મહારાજના દેહરાનો મંડપ સુધરાવ્યો એમ હકીકત છે. તે શ્રી આદેશ્વરજીની પ્રતીમા હાલ તો શ્રી શામળાજી મહારાજની બાજુએ છે.

વળી હાલના દેહરાની આસપાસની જમીન ખોદાવતાં ૨૦-૨૫ હાથ ઉંડાં જવા છતાં પરથાર ખુટતો નથી ને પાઈઆ ચાલુજ દેખાય છે, ને લગભગ ૩૦-૩૦ તીશ, તીશ શેર વજનની ઇંટો નીકળે છે. આ ઉપરથી પણ અહીંયા પ્રથમ જબરદસ્ત દહેરૂં હશે ને તે ઘણા કાળ ઉપર હશે એમ પ્રતીતી થાય છે,

અન્ય દર્શનીયો જેઓ ચારૂપ તથા તેની આસપાસના ગામોમાં રહે છે. તેઓ શામળાજી મહારાજ ઉપર પૂર્ણ આસ્તા રાખે છે ને કદીપણ તેમના ખોટા સોગન ખાતા નથી, એવો મુર્તિનો ચમત્કાર છે.

ચારૂપ ગામમાં શ્રાવકની વસ્તીતો છેજ નહિ. રજપુત લોકોની વસ્તી છે, અને તેઓના ઘરડા માણસો કહે છે કે કાળના વખતમાં પાટણના શ્રાવકોએ પ્રતીમાજીને લઇ જવાનો વિચાર ધારેલો પણ ગમે તેટલા બળદો જોડવા છતાં ગાડું ન ચાલવાથી તે વિચાર માંડી વાળ્યો હતો.

ઉપર પ્રમાણે આ ચારૂપતીર્થની પ્રાચીનતાના પ્રમાણો શાસ્ત્રના પુસ્તકોથી સિધ્ધ થાય છે. તે દેરાસરનો વહિવટ આપણો સમાજ કરતો આવ્યો છે, છતાં આ ઝઘડો ઉત્પન કેમ થયો ?

ચારૂપગામમાં આશરે પાંચ છ વર્ષ પહેલાં દેરાસરનું સમારકામ ચાલતું હતું, તે વખતે પવાસનનો કેટલોક ભાગ રીપેર કરાવવાનો હતો એટલે ત્યાં બિરાજતી શંકર પાર્વતીની પ્રતિમા કે જે પ્રતિષ્ઠીત કરેલી નહિ પણ છુટી હોવાનું કહેવામાં આવતું હતું તેને બહારના રંગમંડપમાં મુકવામાં આવી. અને ભીંતમાં ગણપતિના સ્થાનક પાછળ આરસ જડા-

વવાનો હતો તેથી ગણપતીને પણ રંગમંડપમાં મુકયાનું કહેવાય છે. આમ કહેવાનો ઉદ્દેશ જરા પણ દ્વેષી કે ઈર્ષાખોર નહોતો, તે છતાં સ્માર્ત લોકોએ પોતાની લાગણી દુખાયાનું નિમિત કાઢી અને ફોજદારને અરજ કરી અને પાંચ શખ્સો ઉપર સમન્સ કઢાવ્યો. કેસને બને તેટલો લંબાવવા સામા પક્ષે પ્રયાસ કર્યો. કેસ લાંબો સમય ચાલ્યા પછી મ્હેસાણા કોર્ટમાં જૈનોના લાભમાં ફેસલો થયો અને તહોમતદારને છોડી મેલવામાં આવ્યો હતો, આ કેસનો અહેવાલ અમે આગલા અંકોમાં આપી ગયા છીએ.

## લવાદનામું શા માટે આપવામાં આવ્યું ?

સ્માર્ત અને જૈનો વચ્ચે ચાલતા ઝઘડાનું નિરાકરણ મહેસાણા કોર્ટમાં આપણા લાભમાં થઈ ગયા પછી સામા પક્ષે વડોદરાની કોર્ટમાં તેની અપીલ લઇ જવાની નોંધ કોર્ટમાં નોંધાવી, પણ સમજુ માણસો આ કેસ લંબાવવા ખુશી નહોતા અને તેથી તેની ઘરમેળે સમાધાની થાય તો સારૂં કે જેથી કદી બન્ને પક્ષ નકામા ખર્ચના ખાડામાંથી ઉગરે. એટલે લવાદ નીમી કેસનો નિવેડો લાવવો એ વધુ ઠીક છે, એમ સૌ કોઇની સલાહ મળી.

## લવાદની નિમણુક કાયદેસર હતી ?

બે પક્ષ વચ્ચેના ઝઘડાનું સમાધાન કરવા માટે લવાદ નીમવામાં આવે છે, પણ લવાદ તરીકે કોણ નીમાય અને તેને કોણ નીમી શકે? બન્ને પક્ષ ભેગાં થઇ એક માણસને લવાદ તરીકે નીમે છે અને તે જે ફેસલો આપે તે બન્ને પક્ષ માન્ય કરે છે. એક પક્ષમાં સ્માર્ત લોકો હતા અને બીજા પક્ષમાં જૈન સંઘ હતો, પણ લવાદ નીમવામાં સંઘની સંમતિ, અમારી માન્યતા પ્રમાણે, લેવામાં નથી આવી. અમુક માણસો જુદા જુદા આશામીઓની સહી લઇ આવ્યા અને તે સકળ સંઘને માન્ય છે એમ મનાવ્યું. આ બાબતમાં એક તો (૧) સંઘ ભેગો કરવામાં નહોતો આવ્યો. (૨) જે જે ગૃહસ્થોના નામો લવાદનામામાં જોવામાં આવે છે, તેમાંના ઘણા ખરાની પોતાની સહીઓ નથી, પણ તેમની વતી કોઇ બીજાઓએ સહીઓ આપી છે (આમ કરવામાં તે ગ્રહસ્થોએ પરવાનગી આપેલી છે, કે કેમ તે વિચારવા જેવું છે.) ઘણા ગ્રહસ્થો કે જેઓએ સહીઓ

**આપી છે તે અમુક સરતે (એટલે કે જો અમુક અમુક માણસો સહી કરશે તોજ અમે કરશું) આપી છે અને આ શરત સહી કરાવનારાઓએ પાળી નથી. (આના દાખલા અમારી પાસે મોજુદ છે.)**

આ ઉપરથી સાબીત થાય છે કે લવાદની નીમણુંક કાયદેસર ગણી ન શકાય. આ પ્રશ્ન એક બાજુએ મુકીએ તો બીજા સવાલો ઉભા થાયછે કે?

૧) લવાદે પોતે કરેલ ઠરાવ ઉપર બન્ને પક્ષની સહી લેવી જોઇએ. તે એકજ કાગળ પર લેવી જોઇએ એવો કાયદો છે કે નહિ? અને જો હોય તો મી. કોટાવાળા કે જેઓ લવાદ હતા તેમણે તે પ્રમાણે કર્યું છે કે કેમ?

૨) લવાદનામું કોર્ટમાં રજીસ્ટર્ડ કરાવ્યા વિના તેનો અમલ કાયદાની રૂએ થઈ શકે ખરો કે? અને તેનો અમલ કોર્ટ કરી શકે કે લ-લવાદ પોતે?

## આ કેસને અંગે કોટાવાળા શેઠે શું કર્યું છે.

(અમારી તપાસ પ્રમાણે મી. કોટાવાળાએ આપેલ ફેંસલાનો ઠરાવ કોર્ટમાં રજીસ્ટર્ડ કરાવ્યા પહેલાંજ તેનો અમલ પોતે જાતે કર્યો છે. આ પ્રમાણે તેઓ કરવા હકદાર છે કે કેમ તે કાયદાનો મહત્વનો પ્રશ્ન છે.)

## લવાદનો ફેસલો ન્યાયપુરઃસર અપાયો છે કે કેમ?

સરસ્વતીચંદ્રમાં ગાડામાં મુસાફરી કરતા સ્ત્રી પુરૂષે સંન્યાસીને ગાડામાં બેસવા દેવાનો પરમાર્થ કર્યો એટલે તે સન્યાસીએ તે સ્ત્રી પોતાની હોવાનો દાવો ધર્યો તેવીજ રીતે આપણા દેરાસરમાં પરધર્મની મુર્તિઓ આપણે રહેવા દીધી તેના બદલામાં આપણી ઉદાર વૃત્તિની ગણના કરવાને બદલે આપણે સામા પક્ષને રૂ. ૨૦૦૦) રોકડા, બે ઓરડીઓ, અને તેઓને મંદિર ચણાવા માટે જગ્યા આપવી એવો ઠરાવ કર્યો. એક તો પોતે લવાદ નીમાયા તે ગેરકાયદેસર હતું અને તેમાં વળી **ન્યાય કરવાને બદલે અઘટિત ફેંસલો આપ્યો.** તેટલેથી જો અટકયા હોત તો પણ ઠીક હતું. પણ આપી હતું તે ફેંસલાનો અમલપણ પોતેજ ગેરકાયદેસર કર્યો.

અમે કોટાવાળા શેઠને એટલુંજ પુછવા માગીએ છીએ કે ફેંસલો આપતી વખતે નિષ્પક્ષપાત બુધ્ધિ હતી કે કાંઇ **સ્વાર્થ** સાધવાની વૃત્તિ હતી ? સ્માર્ત લોકો હેરાન કરશે એવી કદાચ ધાસ્તી લાગી હોય ? અથવા પૈસાની ધીરધાર ચારૂપ વગેરે ગામમા કરતા હોય અને તેથી કદાચ એમ લાગ્યું હોય કે તે લોકોની મરજી સાચવવી. પરંતુ જગતમાં જીવન ક્ષણિક છે, લક્ષ્મી અસ્થિર છે; માત્ર ન્યાય અને નિતીમય જીવનજ લોકોની યાદદાસ્તમાં રહે છે. માણુસ આમ સમજે છતાં અમુક વૃત્તિને આધીન થઇ અમુક કાર્ય કરી નાખે એ સંભવિત છે. માણસની બુધ્ધિની મર્યાદા હોય છે એટલે ભુલ થઇ જાય પણ જો પોતાની ભુલ કોઇ દેખાડે તો તેનો મમત્વથી ખોટો બચાવ નહિ કરતાં ભુલ સુધારવી તેમાંજ મનુષ્યની શોભા છે. ભુલનો ઢાંકપીછોડો કરવો અથવા તો તે ભુલ નથી એવો બચાવ કરવા જુદે જુદે સ્થળે પ્રયાસો શરૂ રાખી પોતાના તરફ દોરવવા પેરવી કરવી તે કોઇ રીતે શોભાસ્પદ નથી. અમારૂં કહેવું એવું નથી કે મી. કોટાવાળાએ પક્ષપાત કર્યો છે, પરંતુ એટલું તો કહીશકીએ છીએ કે લવાદ તરીકેનું કર્તવ્ય બજાવવામાં તેઓ કંઇક એકપક્ષી દોરવાઇ ગયા હોય તેવો અમોને ભાસ થાય છે.

## જૈન સમાજનું કર્તવ્ય અને આ કેસના ફેસલા ઉપર આપણા ધર્મની ભવિષ્યની સ્થિતિનો આધાંર.

જો આ કેસના ફેસલાનો થએલ ઠરાવ કાયમ રહેશે તો તેનું પરીણામ એ આવશે કે ભવિષ્યમાં જ્યારે જ્યારે આવી જાતના વાંધા ઉઠશે ત્યારે ત્યારે આ દાખલો હીંદુ બતાવશે, અને આ પ્રમાણે આપણા હકો ખુંચવાઇ જશે. મારવાડ આદી ઘણાં દેશોમાં આપણા દેરાસરોમાં ઘણી ઘણી જાતની અન્ય ધર્મની મુર્તિઓ જોવામાં આવે છે. એટલે તે તે ધર્મના અનુયાયીઓ પણ આપણા દેરાસરો ઉપર અને તેની મિલકત ઉપર હક ધરાવશે. જો આ પ્રમાણે થયા કરશે તો ધર્મને કેટલો ધક્કો પહોંચશે તેનો વિચાર કરવાનો છે. અગાઉના વખતમાં બ્રાહ્મણોનું જ્યારે પ્રબળ જોર હતું ત્યારે તેઓએ આપણાં દેરાસરોમાં શિવલીંગ બેસાડી દીધા છે. અત્યારના બ્રિટીશ રાજયમાં એવો જુલમ થવો અસંભવિત છે. પણ કોઇ કોઇ વાર પૂજારી પોતે બ્રાહ્મણ હોય અને ગામમાં કોઇ જૈનની વસ્તી ન

હોય તો આવી મુર્તિઓ દેરાસરમાં ઘુસાડી દે છે. અને તેટલાજ માટે જૈન પુજારીઓની આવશ્યકતા છે. તેમાં ખાસ કરી જે ગામમાં જૈનની વસ્તી ન હોય ત્યાં તો જૈન પુજારીજ રાખવો જરૂરનો છે.

આ ઉપરથી જણાશે કે આ કેસ સમાજના અને ધર્મના મહત્વના ભાગ સાથે સંબંધ ધરાવે છે. આપણા હકો ભવિષ્યમાં જળવાશે કે કેમ તેનો આધાર આ કેસના પરિણામ ઉપર રહે છે. તેટલા માટે દરેક જૈન બંધુનું અને દરેક મુનિ મહારાજનું કર્તવ્ય છે કે આ કેસમાં આપણને ન્યાય મળે તેને માટે પોતાથી બનતું કરવું જોઇએ. એકલા ધર્મની ખાતરજ નહિ પણ ન્યાય અને સત્યતાની ખાતર આપણે આ કેસના થએલ ઠરાવની વિરૂદ્ધ સખ્ત વાંધો ઉઠાવવો જોઇએ. આપણી સમાજની માનહાનિ થાય તે કોઇ રીતે ઇચ્છવા યોગ્ય નજ ગણાય. અને એક પત્રકાર તરીકે સત્ય શું છે તે શોધી કાઢી સમાજ સમક્ષ મુકવું અને સમાજનું હિત બગડે નહિ તેને માટે સમાજને યોગ્ય માર્ગ બતાવવાની અમારી ફરજ છે, અને તેનેજ લઇને અમે આ કેસની પાછળ અથાગ પરિશ્રમ લઇએ છીએ. આ ચારૂપ કેસના લવાદના ઠરાવ સામે પાટણના સંઘમાં ઉશ્કેરણી ફેલાઇ છે. લવાદે આપેલો ચુકાદો ધર્મની લાગણી દુખવનારો છે, તથા લવાદનામામાં લખાએલા શબ્દો ભવિષ્યમાં જૈન તીર્થોને માટે નુકશાન કર્તા છે. તે લવાદનામુ રદ કરવા માટેના પ્રયાસો શરૂ થયા છે. છતાં તેને ગપગોળા માની અમારા ભાઇબંધ પત્રકાર તે લવાદનામાને ટેકો આપે છે અને તેમ કરી જૈન સમાજને સત્યથી વિમુખ રાખી બીજે રસ્તે દોરવવા માગે છે, તે ઘણું દિલગીર થવા જેવું છે. એટલાજ માટે અમે પુરાવા સહીત ખુલાસો કરી કેસની વસ્તુસ્થિતિ શું છે ? તેમજ લવાદનામું અપાયા પછી આ પ્રમાણે કેમ થવા પામ્યું તે સમાજ પાસે રજુ કરવું અમોને શ્રેયસ્કર લાગે છે, કે જેથી સમાજ પોતે કોઇપણ પક્ષના વિચારોથી દોરવાઇ ન જતાં પોતે પોતાની મેળે કેસનું તોલન કરી શકે. પત્રકારની ફરજ ત્યારેજ અદા થઇ ગણી શકાય કે જ્યારે તે શબ્દોની મારામારી કરવાને બદલે અથવા ખોટાનો બચાવ કરવાને બદલે સત્ય હકીકત સરલ ભાષામાં સમાજ સન્મુખ મુકે, અને તેનો નિર્ણય સમાજને પોતાને કરવા દે. અને તેટલા માટે આ કેસના અહેવાલનું અથથીઇતી સુધીનું સામાન્ય દિગ્દર્શન કરાવ્યું છે. લવાદનામાનો ફેંસલો આપ્યા પછી કોટવાળા શેઠે શું શું પગલા લીધા છે તે આવતા અંકમાં આપશું.

## જૈન સમાજને અમારી ભલામણ અને ચેતવણી.

આ લવાદનામાનો ફેસલો અપાયાને પાંચ મહીના વીતી ગયા છે. છ મહિના પુરા થાય તે પહેલાં જો તેની વિરૂધ્ધ આપણા તરફથી વાંધો લેવામાં નહિ આવે તો તે ઠરાવ આપણે કબુલ કરવો પડશે, માટે જેમ બને તેમ આ ઠરાવ જલદીથી ફેરવાવવા આપણાથી બનતું કરવું જોઇએ. આશા છે કે મુનિમહારાજો ધર્મની રક્ષા માટે પ્રયત્નશીલ થશે. જો આ એક માસ ચાલ્યો જશે તો પછી સઘળી મહેનત ફોગટ જશે. આવ્યો પ્રસંગ ફરી ફરીને આવતો નથી અને એક વખત ધર્મનું ગૌરવ ખંડિત થયું તો વારંવાર એવા પ્રસંગો બનવાના. ધર્મની ઝુંબેશ ન્યાય અને નીતિપુર્વક સ્વાર્થ રહિત ઉઠાવવી તેમાંજ જીવનની સાફલ્યતા છે.



## પરિશિષ્ટ ૪૨

**જૈન તા. ૨૦ મી મે સને ૧૯૧૭.**

## ધર્મના નામે ઉતાવળી ધમાલ.



## કાયદાની દ્રષ્ટિએ ચારૂપ કેસનું અવલોકન.

(૩)

ચારૂપતીર્થના નામે પાટણના જૈનો અને સ્માર્તો વચેના ઝઘડાનું છેવટ આવી જવા પછી જાણે કે શાંતિ રૂચતી ન હોય તેમ ગણીગાંઠી વ્યકિતઓ જે નવા નવા ધતીંગો ઉભા કરતી રહી છે તેથી કોમને ઉભય દ્રષ્ટિએ જોવા તક મળે તે હેતુથી અમે આ તીર્થના કેસનો પરિચય આપવા વચન આપી ચુકયા છીએ. જો કે તેમ કરવા જતાં આપણા અનેક કાર્યોનું ભવિષ્ય વધારે મુશ્કેલીમાં આવવાને વકી છે તેમ અમે સમજીએ છીએ, પરંતુ જ્યાં અત્યારપૂર્વે દૃષ્ટિ સન્મુખ આરસી બતાવવા છતાં હજુ મોં ન જોવાઇ શકવાથી ઉન્માદ વધી પડયો હોય તેવાં ચિત્તને શાંતિ અર્પવા અમારે કેટલીક બીના અનિચ્છાએ પણ બહાર મુકવી પડશે તેમ

ભય રહે છે અને તેથી તેવા પડદા ઉપાડવા પુર્વે અમે કેસનું વસ્તુસ્વરૂપ રજુ કરવા જરૂર વિચારી છે.

## આરૂપ કેસનો જન્મ.

ચારૂપમાં આપણું શામળાજી પાર્શ્વનાથનું દેરાસર તથા પ્રતિમાજી ઘણા પ્રાચીન કાળથી છે તેનો કુલ વહીવટ છેલ્લા સાઠ વર્ષથી પાટણના સંઘે અસ્ખલીતપણે કર્યો છે તેમ કોર્ટે પણ સ્વીકાર્યુ છે. આ મુદત દરમ્યાન તથા પુર્વે કદી પણ મતભેદનું કારણ ઉત્પન્ન થયું ન હતું. કેમકે પ્રભુનું અધિષ્ટાયક બળ અલૌકિક હોયને સર્વ કોમ તેમના પ્રત્યે પુજ્ય બુધ્ધિ ધરાવતી રહેલ છે. આ પવિત્ર ભુમિ પાટણથી દુર ગામડામાં હોવાથી અને વહીવટ કરનાર કમિટિ પાટણમાં વસતી હોવાથી ગમે તેવા સંજોગ વચ્ચે દેરાસરના મુળ ગભારામાં પબાસણ ઉપર શંકર, પાર્વતી અને ગણપતીની મુર્તિ દાખલ થઇ હતી અને ત્યાં જળવાઇ રહી હતી. કેસ દરમિયાન લેવાએલી જુબાનીમાંથી કે ચર્ચા કરનારાઓના તરફથી તે મુર્તિઓ કયારે કેવી રીતે દાખલ થઇ તે માટે જોઇતા પ્રમાણ હજી બરાબર આવ્યાં નથી. પરંતુ એટલું અનુમાન કરવું ખોટું નથી કે બ્રાહ્મણ પુજારીઓની સગવડે તેમ થવા પામેલ હોય અને તે વાતને પુજારીઓની અનુકુળતા માટે જતી કરવામાં આવી હોય.

આ મુર્તિઓ જરા નીચાણમાં હોવાથી ત્યાં પાણી ભરાતાં રીપેર કામ કરવાને તેને તા. ૨૩-૯-૧૯૧૫ ના રોજ ઉખેડતાં સ્માર્તો ઉશ્કેરાઇ જવાથી તેમણે પાટણની કોર્ટમાં ફરીયાદ રજુ કરી હતી અને બીજી તરફથી પોતાના કાયમી હક અને સત્તા ઉમેરવા ત્યાં મુળ દેરાસરમાં હવન કરી ભગવી ધજા ચઢાવીને આપણી લાગણી ઉશ્કેરી હતી. જેથી આપણે પણ તેના સામે બળાત્કારે પ્રવેશ કરી લાગણી દુખાવવાની ફરીયાદ કરી. આ રીતે પરસ્પર જૈન અને સ્માર્ત કોમ વચ્ચે તકરારનું રૂપ વધી પડયું અને સાથે રહી આનંદ કરતી એ આગેવાન કોમ મીત્ર મટી શત્રુ થઇ.

## મહેસાણા કોર્ટનો ઠરાવ.

આ કેસ પાટણની કોર્ટમાં ચાલતાં મુર્તિ ઉખેડવા અને તેમાં મદદ કરવાનો આરોપ મુકીને પાંચ જૈનોને ઘસડવામાં આવ્યાં. જયાં એકને

૩૦૦ દંડ અગર છ માસની સખ્ત કેદ અને બીજા ચારને રૂા. ૧૫૦ નો દંડ અગર ચાર માસની સખ્ત કેદ ભોગવવાને હુકમ થયો. કે જે સામે મહેસાણાની કોર્ટમાં અપીલ થઇ.

બીજી તરફથી સ્માર્ત સામે આપણે માંડેલા કેસમાં સ્માર્તોએ જબરજસ્તીથી આપણા દેરાસરમાં દાખલ થઇ આપણો હક કબજો છતાં હત્તન કરી આપણી લાગણી દુખાવી કેસ ચાલ્યો જેમાં કોર્ટે પ્રતિપક્ષીઓને નિર્દોષ ઠરાવ્યા તથા તે માટે મેસાણાની કોર્ટમાં આપણે અપીલ કરી જેમાં પણ તે નિર્દોષ ઠર્યા.

વળી તા. ૨૫–૯–૧૫ ના રોજ પાટણ વીભાગના ફોજદારી ન્યાયાધીશે કેસના છેવટ સુધી મંદીર સરકાર કબજે લેવા હુકમ કાઢયો અને છેવટ દરેકને છુટ આપવાના ઠરાવ સાથે તે હુકમ તા. ૧૧–૧૧–૧૬ ના રોજ રદ કર્યો.

આ પ્રમાણે આપણી લાગણી દુખાવવાના કેસને આશ્રય ન મળવા સાથે સ્માર્તોના મુર્તિ ઉત્થાપનના કેસમાં પણ અસંતોષ થવાથી આપણે તે સામે મહેસાણાની કોર્ટમાં અપીલ કરી જેનો ફેંસલો આજના અંકમાં બીજે સ્થળે અક્ષરશઃ પ્રગટ કરેલ છે. તેથી જોવાશે કે તેમાં આપણા પાંચે ભાઇઓ તહોમતથી મુક્ત થયા છે અને તે રીતે તહોમત દુર થયું તેનો અર્થ આપણે કેસ જીત્યા તેમ તકરાર ઉઠાવનાર વ્યક્તિઓ માને છે,

## ફેંસલામાં શું જીત્યા ?

" મહેસાણાની કોર્ટે આપણે જીત્યા " એમ માનનારાઓને આપણે પુછીશું કે તેમાં જીતવા જેવું શું હતું તે કૃપા કરીને તેઓ બતાવશે તો ઉપકાર થશે.

.એક પતી ગયેલ વાતને બહુ ગંભીર રૂપ આપી ધમસાણ મચાવનાર ભાઇબંધ જીત્યાની વ્યાખ્યા કરે છે કે—" પબાસનનો કેટલોક ભાગ રીપેર કરવાનો હતો એટલે ત્યાં બિરાજતી શંકર પાર્વતીની પ્રતિમા કે જે પ્રતિષ્ટા કરેલી નહિ પણ છુટી હોવાનું કહેવામાં આવતું હતું તેને બહારના રંગ મંડપમાં મુકવામાં આવી અને ભીંતમાં ગણપતિના સ્થાનક પાછળ આરસ જડવાનો હતો તેથી ગણપતિને રંગ મંડપમાં મુકવાનું કહેવાય છે. આમ કરવાનો ઉદ્દેશ જરા પણ દ્વેષી કે ઇર્ષાખોર નહોતો તે

છતાં સ્માર્ત લોકોએ પોતાની લાગણી દુખાયાનું નિમિત્ત કાઢી અને ફોજદારને અરજ કરી અને પાંચ સખ્શો ઉપર સમન્સ કઢાવ્યો- કેસને બને તેટલો લંબાવવા સામા પક્ષે પ્રયાસ કર્યો. કેસ લાંબો સમય ચાલ્યા પછી મહેસાણા કોર્ટમાં જૈનોના લાભમાં ફેંસલો થયો અને તહોમતદારને છોડી મેલવામાં આવ્યા હતા ”

જીત્યાનો અર્થ તહોમતદારને છોડી મુકવાથીજ પૂરો થતો હોત તો પછી સ્વાલ એ છે કે આપણે તહોમતદાર થવા અને પછી છુટી જવા માટેજ આ કેસ લડવા પાછળ હજારો રૂપીયા ખેર્ચ્યા હતા ? કેસનો ઇતિહાસ બતાવે છે કે તકરારનો ઉદ્દેશ કેદમાં જવા અને પાછા છુટી જઇ તાળીયો પાડવાનો નહોતો, પરંતુ દેરાસરમાં અન્ય પ્રતિમાઓ એકજ સ્થાનપર હોવાથી પરસ્પર જળસ્પર્શ થતા બન્નેના ધર્મસૂત્રો પ્રમાણે ઠીક થતું નહોતું એટલા માટે બન્ને સ્થાનો અલગ અલગ થાય તો ઠીક તેમ હોવો જોઇએ. છતાં ભાઇબંધ લખે છે. તેમ ‘ આમ કરવાનો ઉદ્દેશ જરા પણ દ્વેષી કે ઇર્ષાખોર નહોતો ’ પણ “ આરસ જડવાનો હતો ” એટલે કે શંકર ગણપતિ વગેરેને રીપેર કામ કરીને પાછાં જયાંનાં ત્યાં પધરાવાનાં હતાં તેમ તેમના ઉદ્દેશનો સાર જોવાય છે અને તે ઉદ્દેશ મહેસાણાના ફેસલામાં જળવાઇ રહેલ છે તે ઉપરથી કદાચ કેસ જીત્યાનું માનતા હોય તો તેવી માન્યતા તેમનેજ મુબારક રહેવા દેવી જોઇએ- કેમકે એક તરફથી જયારે લવાદે શંકર ગણપતિ વગેરે મુર્તિઓને માટે દેરાસર અને ધર્મશાળાના બંને ગઢની બહાર મુળ સ્થાનથીજ લગભગ સો ફુટ કરતાં વધારે દુર પધરાવવાનો ઠરાવ કર્યો અને તે પણ તદ્દન અલાહેદી ગોઠવણ કરી આપી તેના સામે જે ભાઇઓ પછાડા મારી કોમને ઉશ્કેરે છે તેજ ભાઇઓ મુળ પબાસણ ઉપર જયાંની ત્યાં મુર્તીઓ રહેવા દેવાના ઠરાવને જીતનો ઠરાવ કહે છે તે જોઇ તેમની બાજીનો પડદો ઉઘાડતાં અમને દયા આવે છે. પરંતુ આવા આંધળા પાટા વધારે વખત બંધાવા દેવા તે દુરસ્ત ન ધારી આટલું સ્પષ્ટિકરણ કરવું પડયું છે તે માટે દીલગીર છીએ.

## મહેસાણાની કોર્ટના ફેસલામાં આપણી સ્થિતિ.

મહેસાણા કોર્ટનો ફેંસલો આ સાથે છે તેમાં જણાવ્યું છે કે, “ તેની સાથે એ મંદિરમાં બીજા દેરાસરની માફક કેટલીક બીજી મુર્તિ-

એ જેમકે ગણુપતી, પાર્વતી તથા મહાદેવની છે, સદરહુ મુર્તિઓની પુજા જૈનો તરફથી જે પુજારીગો હતા તેના તરફથી થતી હતી " આ શબ્દો આપણા ભવિષ્ય માટે ફેરવાવવા જેવા છે. જૈનોના કોઇપણ દેરાસરમાં કોઇપણ સ્થળે અન્ય ધર્મની મુર્તિઓ પબાસણમાં સાથે હોય તે બનવાજોગ નથી. દેલવાડાના દેરાસરના કંપાઉંડમાં પણ આવી મુર્તીઓ ન રાખતાં ત્યાં જ તેને અલગ પધરાવવાને જુનાગઢની કોર્ટે પાંચ વર્ષ અગાઉ ફરમાવ્યું છે છતાં કોર્ટે 'બીજા દેરાસરોની માફક' એ શબ્દો લખવામાં ખુલ્લી ભૂલ કરી છે. ચાલતા કેસ દરમીયાન શા. કેશવલાલ મંગળચંદ, ચંદુલાલ ન્યાલચંદ વગેરેએ પોતાની જુબાનીમાં પણ અન્ય દેવો પોતાને ત્યાં હોવા અને માનવાનું સ્વીકારવામાં અજ્ઞાનતા બતાવી છે. જ્યારે ભાઇબંધ તકરારને ખીલવવા જતાં કાચું કાપે છે કે "મારવાડ આદી ઘણા દેશોમાં આપણા દેરાસરોમાં ઘણી ઘણી જાતની અન્ય ધર્મની મૂર્તિઓ જોવામાં આવેછે." અમને ખેદ એ થાય છે કે લોકોને ખોટી રીતે ઉશ્કેરવા જતાં જૈન સમાજનું શાંતિમય જીવન કેટલું વજનદાર થાય છે તેનો વિચાર જો તેમણે કર્યો હતે તો આ શબ્દો આપણે જોઇ શકત નહિ. જો કે કોઈપણ દેરાસરના પબાસણપર આવી મુર્તિઓ છેજ નહિ અને તેવા સ્થાપીત હક કદી પણ કોઇ ઉપસ્થીત કરે તે સંભવી શકતુંજ નથી તો પણ આવી રીતે છે તેમ કહેવામાં કેટલી ગંભીર જવાબદારી છે તે ભૂલી જવું જોઇતું નહોતું.

મહેસાણા કોર્ટ ફેસલામાં આગળ જતાં જણાવે છે કે "ગામમાં મુખ્ય વસ્તી રજપુતોની છે તેઓ તથા **અન્ય કોમો જેમ કે ઠાકરડા, બારોટ વગેરે પણ મંદિરમાં દર્શન કરવા આવે છે અને મુખ્ય દેવની. માનતા વગેરે કરે છે.** મહાદેવ ગણુપતી અને પાર્વતી આ જો કે મુખ્ય હિંદુઓના દેવ છે તો પણ જૈનો પણ તેમને પૂજ્ય માને છે. અલબત હિંદુઓ જેટલા ભાવથી તેમને માનતા ન હોય એ સ્વાભાવિક છે."

"આ શબ્દોમાં અન્ય કોમો પણ મંદિરમાં દર્શન કરવા આવે છે અને મુખ્ય દેવની માનતા વગેરે કરે છે" એ શબ્દો અમને તો આપણા હિત માટે ઠીક જણાતા નથી. જૈનોના દેવ રાગદ્વેષથી વિરક્ત છે તેમની

માનતા થાય કે તેમ થવા દેવાય તે વાતજ અમને તો બંધબેસતી જણાતી નથી. હા, કદાચ દેરાસરમાં જે અન્ય મૂર્તીઓ હતી તેની માનતા લોકો કરતા હોય, અને તે રીતે તેમની માનતા કરવાની રીતિને ટકાવી રાખવા આ શબ્દો કોર્ટ ફેસલામાં ઉમેર્યા હોય પરંતુ હવે આપણે તે શબ્દો સામે ચિંતા કરવા કારણ રહેતું નથી. કેમકે મહેસાણાની કોર્ટમાં જીત્યાના બ્યુગલ ફુંકનારની ઇચ્છા પ્રમાણે અન્ય મૂર્તીઓ દેરાસરમાં જ રીપેર કરીને પધરાવેલ હતે તો કદાચ આ સ્વાલ ભવિષ્યમાં ઉપસ્થિત થવા કારણ હતું, પરંતુ જ્યારે લવાદની કુશાગ્ર બુદ્ધિએ શંકર વગેરેની મુર્તિઓને બીરાજવાને જુદી જ ગોઠવણુ કરી છે તો પછી આ ચિંતા હમેશની દૂર થાય છે.

આગળ જતાં કોર્ટ લખે છે કે "તકરારી મંદીરનો **કબજો** તથા **વહીવટ** જૈનોના હાથમાં છે તે વાત ગામના લોકોને રૂચતી નથી, અને તે સંબંધીના પ્રસંગોપાત તેમના તરફથી વાંધા ઉઠાવવામાં આવેલા હતા તેથી હાલની ફરીયાદ જન્મ પામી છે."

આ શબ્દોમાં કબજો અને વહીવટનો સ્વાલ ઉમેરાયો છે. આ તિર્થને જેમ યાત્રીકોની આવક છે તેમ સ્થાનીક ગીરાસ પણ છે. અને તેથી તેવી આવકમાં દખલગીરી કરવાના ભયનું આ શબ્દો સૂચન કરે છે. પરંતુ તે માટે પણ લવાદે કબજો અલાહેદો કરી દેવાથી સ્વાલ રહેતો નથી. એટલું જ નહિ પણ આ વિચિત્ર ભાંજગડ પતાવવા માટે દયાની દ્રષ્ટિ દર્શાવી રૂા ૨૦૦૧) આપવાને લવાદે જે ફરમાવ્યું છે તે પણ ડહાપણુ ભર્યું છે કેમકે તેથી આવી તદન અણઘટતી તકરારોનો ભય નિર્મૂળ થાય છે.

આપણા પાંચે પ્રતિવાદીને નિર્દોષ ઠરાવતાં કોર્ટ જણાવે છે કે "તેમના (પ્રતિવાદીઓના) કહેવા પ્રમાણે દેવોને નહવડાવવામાં આવતા હતા તેનું પાણી સદરહુ મૂર્તિઓની જગ્યા મુખ્ય દેવના સિંહાસનથી નીચી હોવાથી એકઠું થતું હતું અને તેથી કીડીઓ ભેગી થતી હતી તેથી **તેજ જગ્યોએ આરસનું પાટીયું બેસાડવાના ઇરાદાથી મુર્તિઓ ઉખેડી હતી** તેમ વાડીલાલ લલ્લુભાઇનું કહેવું છે' વળી—" ચંદુલાલ નહાલચંદ જણાવે છે કે પીતાંબર સલાટને હું મંદિરની અંદર લઇ ગયો અને ગણપતી પાર્વતી, મહાદેવ હતા તે જગો બતાવી, તે ઉખેડી ત્યાં

**આરસનો પથ્થર બેસાડવા કહ્યું અને પછી મૂર્તીઓ હતી ત્યાં ને ત્યાં પાછી બેસાડવા કહ્યું."** મતલબ કે પ્રતિવાદીનો હેતુ લાગણી દુખાવવાનો નહોતો તેથી તેમનો ગુન્હો સાબીત ન ગણી છોડી મુકવામાં આવ્યા. તેમાં શું જીત્યા હતા? એ કંઇ સમજી શકાતું નથી. છતાં આ ઠરાવની સામે સ્માર્તોએ વડોદરાની વરીષ્ઠ કોર્ટમાં અપીલ કરી હતી.

## સામાધાન માટે હીલચાલ.

કેસ ચાલતા હતા તે દરમિયાન ઘરમેળે સમાધાન કરવાને જુદા જુદા પ્રસંગો શરૂ રહ્યા હતા. દરમીયાન એક વખત પાટણના હાટકેશ્વર મહાદેવના મંદિરમાં જૈનો અને સ્માર્તો વચ્ચે નિરાકરણના માર્ગો યોજવા પ્રયત્ન થતાં આપણા વકીલ મી. બ્રોકરે દરખાસ્ત કરી કે-" અમદાવાદના બે જૈનો અને બે સ્માર્તોને પંચ નીમવા અને શંકરાચાર્યને તેના સરપંચ રાખવા અને તેમનાથી જે નિર્ણય થાય તે બન્નેએ સ્વીકારવો." આ વાતના સામે પાટણના જ પંચ ચુટવાની તકરાર સ્માર્તોએ રજુ કરવાથી તે વાત પડી રહી હતી.

વળી એક નવો પ્રયત્ન થતાં રાજમહેલમાં બને પક્ષની મીટીંગ મળી અને જૈનો તરફથી રા. મણીલાલ કેસરીસંગ તથા રા. નાગરદાસ કરમચંદ અને સ્માર્તો તરફથી રા. કરૂણાશંકર કુબેરજી તથા રા. હરગોવનદાસ છગનદાસ મોદીના નામો પંચ તરીકે સ્વીકારી લવાદનામું આપ્યુ પરંતુ તે ચાર મતો એકત્ર ન થઇ શકવાથી વાત પડી રહી. અને પુનઃ ત્રીજી વખત બને પક્ષ તરફથી શ્રીમાન સંપતરાવ ગાયકવાડને પંચ નીમવામાં આવ્યા પરંતુ તેમાં સ્માર્તોએ ખાસ લખેલ હતું કે-" જૈનોએ રૂ. **૪૦૦૦ દેવા અને મહાદેવ વગેરેને દેરાસર બહાર પણ ધર્મશાળાની અંદર પધરાવવા સુધીનો નિર્ણય થાય તોજ તે સ્વીકારશું."** આ પ્રમાણે બાંધી માગણી થતાં તે વાત અધુરી રહી અને છેવટે આ કેસ શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાને બને પક્ષ તરફથી લવાદનામું લખી તેનો અમલ કરવાની સરતે સોંપવામાં આવ્યું જણાય છે. એટલે ઉપરોક્ત ઇતિહાસ ઉપર દૃષ્ટિ રાખી બને પક્ષને ન્યાય આપી શાંતિ પ્રસરાવવામાં લવાદને જેમ વીચાર કરવો પડયો હશે તેમ સમાજને પણ આટલી બીના પછી લવાદના ફેસલાની કિંમત આંકવાને ઠીક તક

મળશે. એટલું જ નહિ પણ અનેક મહાન પરીશ્રમો અને સત્તાવાળાના શ્રમ તેમજ હજારોનો ભોગ આપવા પછી આટલી શાંતિથી નિકાલ લાવનાર બાહોશ ભેજું જૈન કોમમાં છે તે જોવાથી સૌ કોઇ મગરૂર થશે.

## લવાદ માટે એકમતી.

લવાદ કાયદા નીમવા સામે ભાઇબંધ શંકા ઉપસ્થિત કરતાં " અમારી માન્યતા પ્રમાણે " જે તર્કો કરે તેના સામે તકરારમાં ઉતરવા અમે જરૂર ધારતા નથી કેમકે એક સહી કરનાર સહી કરે અને પછી અમુક સહી કરશે તો અમે કરશું તેમ બોલે તે વાત કેવળ અસંબંધ છે એટલુંજ નહિ પણ તેમ લખવા જતાં સંઘના નેતાઓ અમુકના કહેવા ઉપર જીવે છે તેમ બતાવી તેમની આગેવાનીના ગૌરવને લાંછન લગાડવાનો આ ન માફ થઇ શકે તેવો હુમલો થયો જણાય છે તેથી તેમાં વચે આવવું દુરસ્ત જણાતું નથી.

લવાદનામું જૈનો તરફથી છ ન્યાતોના શેઠ નગરશેઠ, કેસના વાદી પ્રતિવાદી અને ચારૂપ તિર્થ કમિટિના આગેવાનોની સહીથી અપાએલ છે તેમ અમે ખાત્રી કરીને પ્રથમ જ જણાવ્યું હતું તેમજ મુંબઇના સંઘ તરફથી પાટણની ચારૂપ કમીટી ઉપર પ્રમુખ મુળચંદ લલુભાઇની સહીથી પત્ર લખીને શેઠ પુનમચંદ કરમચંદને લવાદ નીમવાની યોજના માટે સંમતી દર્શાવી છે અને સ્માર્ત તરફથી પણ દરેક આગેવાનોની સહી છે. તે છતાં લવાદની કાયદેસર નેમનોક માટે શંકા લાવવી તેજ અજ્ઞાનતાછે. આવી રીતે સહી કરનારને પોતાની કિમંતથી ઉતારી પાડવાનો પ્રયત્ન કરવા કરતાં બહેતર એ હતું કે તે લવાદનામું બીન કાયદેસર કહેનારનાં ખુલ્લાં નામો બહાર લાવી તેને કાયદાનો અભ્યાસ કરતાં શીખવવા જોઇએ કે જેથી પુનઃ તેઓ આવી ભુલ કરે નહિ.

## ફેંસલા તરફ દીલસોજી.

જેમ લવાદનામા તરફ સર્વની સંમતી જોવાયછે તેમજ ફેસલો વાંચતી વખતે હાજર રહેલ બન્ને પક્ષે કરેલો સતકાર અને તે પછી બન્ને પક્ષે ખેંચી લીધેલ કેસ તેજ તે ઠરાવ પ્રત્યેની ખુલ્લી દીલસોજી છે, એટલું જ નહિ પણ ઠરાવનો અમલ લવાદે જ કરવો તે લખાયેલ શબ્દો ઉપરથી સઘળો અમલ કરાવી આપેલ છે તેજ શાંતિનું શુભ ચિન્હ છે.

શંકર પાર્વતી અને ગણપતીની મુર્તીઓને સ્માર્ત ભાઇઓએ આ નાકાની વગર નીરાકરણ કરેલ બહારની ઓરડીમાં પધરાવી છે અને તેથી ફેસલામાં જણાવવા પ્રમાણે રકમ અને જમીન છુટી પાડી નાંખી આ કેસનો સદાને માટે અંત આવ્યો છે તે જાણી સર્વ કોઇ ખુશી થશે.

અમારૂં કર્તવ્ય પણ આટલેથી પુરૂં થાય છે, છતાં લવાદના ઠરાવનું ગાંભીર્ય સમજવાથી અશાંત જીવોને પણ શાંતી વળે અને જૈન સમાજ હવે કાયદેસર સંઘનું બંધારણ યુક્ત બોર્ડ નીમવાની જરૂર છે તેમ જોઇ શકે તે માટે કેટલીક હકીકત હવે પછી રજુ કરીશું.



## પરિશિષ્ટ ૪૩.



**જૈનશાસન. જેઠ શુદી ૩ બુધવાર વી. સં.૨૪૪૩**

## ચારૂપ પાટણ કેસ ઉપર કરવામાં આવતો ઢાંક પીછોડો.



### શેત્રંજની બાજી કોણ ખેલે છે?

( ૩ )

ચારૂપ તીર્થ માટે લવાદે આપેલા ચુકાદા સામે મુનિમહારાજાઓના તેમજ પાટણના સંઘ તરફથી તે ઠરાવને રજીસ્ટર નહીં કરાવનારા ઠરાવો કર્યા છે, વીગેરે બાબતોનું દીગદર્શન જૈન સમાજનું તે તરફ ધ્યાન ખેંચવા આં પત્રદ્વારે જયારે લખવામાં આવે છે, ત્યારે તે સામે ભાઇબંધ પત્ર તે વાતને વજુદ વગરની કહી તેને સામે પોકાર ઉઠાવે છે, અને તે પોકારં કેટલો સત્યથી વેગળો છે તે અમારે બતાવવું તે અમારી ફરજ છે, તેમ ધારી ગઇ તા. ૧૩-૫-૧૯૧૭ ના જૈન પત્રમાં “ચારૂપતિર્થના વિચ્છેદ માટે થયેલ હીલચાલ” એ મથાળાવાળા અગ્ર લેખમાં જે બીના જણાવી સમાજને અવળે રસ્તે દોરવાનો તેમજ અમારા ઉપર જે આક્ષેપ

મુકે છે તે કેટલો ખોટો છે અને તે આક્ષેપ તેઓના પોતાના ઉપરજ કેવો આવે છે તે નીચેની હકીકતથી જણાઇ આવશે

" તા. ૧૩ મીના અંકમાં તે ભાઇબંધે રા. રા. કુંવરજી આણંદજીના પત્રમાંથી અધુરૂં ટાંચણ કર્યું છે, અને તેમ કરી કુંવરજીભાઇના કહેવાના આશયનો ખોટો અર્થ કર્યો છે- તેણે આ પ્રમાણે પત્ર ઉતાર્યો છે.

" ચારૂપનો ફેસલો વાંચ્યો; મારા તરફથી અભિપ્રાય માટે સામા પક્ષ તરફથી પત્ર આવ્યો હતો, મને તો કાંઇ ગેરવ્યાજબી લાગતું નથી, એમ સ્પષ્ટ લખી દીધું છે. અંદર અંદરના દ્વેષથી કલેશ વધારે છે. જમાનાની વિરૂધ્ધ છે "

દ: કુંવરજી આણંદજી.

પત્રકારની ફરજ છે કે કોઇના કહેલા કે લખેલ. શબ્દો અક્ષરસઃ છાપવા જોઇએ પણ તેમ નહીં કરતાં પોતાના વિચારને પુષ્ટિ આપનારા શબ્દો ટાંકવા અને બાકીના ઉડાવી મુકવા તે શોભા ભર્યું નથી. રા. રા. કુંવરજીભાઇએ જે પત્ર લખ્યો છે તેની નકલ નીચે પ્રમાણે છે.

શેઠ લેહેરૂભાઇ ચુનીલાલ વીગેરે ધર્મબંધુઓ યોગ્ય.

—મુંબઇ

આપનો છાપેલો પત્ર અને તે સાથે મોકલેલ ફેસલાની નકકલ ધ્યાન પુર્વક વાંચી જોઇ. તેની અંદર અમુકની માન્યતા અમુક પ્રકારની છે. એવા રૂપનું જે કાંઇ લખ્યું છે તેથી જૈનધર્મના પ્રીન્સીપલો ( સિધ્ધાંતો ) ને બાધક લાગે છે; એમ મારૂં માનવું થતું નથી. છતાં તેની અંદરના કયા શબ્દો આપને વિરૂધ્ધ લાગે છે તે જણાવશો તો તે સંબંધમાં વધારે ચોકકસ અભિપ્રાય આપી શકીશ. આવી બાબતમાં આપણે અંદર અંદર કોઇ પ્રકારનો વિરોધ ઉત્પન્ન કરવો તે મને ઘટિત લાગતું નથી. આપ સહુ ભાઇયો સુજ્ઞ છો તો જે પગલું ભરો તે દીર્ઘ વીચાર કરીને ભરશો એવો મને ભરસો છે. આ તરફનો મારા લાયક કામ ફરમાવંશો.

સંવત ૧૯૭૩ના ફાગણ વદી ૭ વાર ગુરૂવાર
લી. ધર્મબંધુ 'કુંવરજી આંણંદજીના
બહુ માનપુર્વક પ્રણામ વાચશો. "

આ ઉપરથી જણાઇ આવશે કે રા. રા કુંવરજીભાઇએ પોતાનો મત સ્પષ્ટ રીતે જણાવ્યો નથી " ઠરાવની અંદરના કયા શબ્દો આપને વિરૂધ્ધ લાગે છે તે જણાવશો તો તે સબંધમાં વધારે ચોકસ અભીપ્રાય આપી શકીશ " આ વાકય સાબીતી આપે છે કે કુંવરજીભાઇએ જણાવેલ મત છેવટનો નથી. ધર્મ વિરૂધ્ધ કયા કયા શબ્દો ઠરાવમાં લખાયા છે તથા આ ફેસલાનો અમલ ધર્મની લાગણીથી કઇ રીત વિરૂધ્ધ છે તે સઘળી વિગતનો પત્ર મુંબઇમાં વસ્તા પાટણના સંઘ તરફથી કુંવરજીભાઇને લખવામાં આવ્યો છે તે નિંચે પ્રમાણે.

' રા. રા. શેઠજી સાહેબ કુંવરજીભાઇ આણંદજીભાઇ વિગેરે.

મુ. ભાવનગર.

આપ માન્યવરનો કાગળ આવ્યો તે પહોંચ્યો છે. આપે લખ્યું તે પ્રમાણે અમને જે શબ્દો ટીકા રૂપ લાગે છે તે નીચે મુજબ છે.

## લવાદનામામાં લખાએલા શબ્દો.

૧ અરસપરસના રહેવાસથી સનાતન ધર્મના સિધ્ધાંતોની રૂઢીઓ જૈન ધર્મના લોકોમાં દાખલ થવા પામી છે જેવીકે લગ્નાદીક ક્રિયા.

૨ કેટલાક જૈનો અંબીકા વિગેરે દેવોને પુર્ણ આસ્તાથી માને છે.

૩ હરકોઈ જાતને હરકોઇ ધર્મ માનવાની છુટ છે.

**૪ જૈન ધર્મ મુજબ કોઇપણ જીવ ઉત્પન કરનારી વસ્તુ દેવને સ્પર્શ કરવાથી** તેમજ જૈન વિધીથી ક્રીયા વિરૂધ્ધ દેવનું સ્થાપન પુજન કે ક્રીયા થાય તો **શ્રી તીર્થંકર પ્રભુની આસાતના થઇ ગણાય** છે.

૫ અને પોતાની જગ્યામાં શાસ્ત્ર મુજબ સંખ ભેર નોબત વીગેરે વાજીંત્ર વાગે તેમ હવન હોમાદી ક્રીયા થાય તેથી જૈન મંદિરના પ્રભુની અસાતના થવા ભય નથી

## અમારી માન્યતા

૧ સ્માર્તો પણ તેમના સીધ્ધાન્તની રૂઢીએ લગ્ન કરતા નથી અને જો કરે તો મહાન ખળભળાટ થાય તો પછી જૈનો તો કરેજ કેમ.

તેમના સીદ્ધાન્તમાં લગ્ન વખતે જે ક્રીયા કરવામાં આવે છે તેના દાખલાઓ.

(૧) પા ૭૧ કૃષ્ણયજુર્વેદ શાસ્ત્રમાં સીદ્ધ થાય છે. ( વીવા યજ્ઞ )

(૨) પા. ૮૬-આપ સ્તંબીય ગ્રહ્યસુત્ર ખંડ ત્રીજો

૨ અબીકાને પુર્ણ આસ્તાથી માનનારને જૈન કહેવાયકે કેમ ? તેનો આપ વિચાર કરશો. તિર્થંકર સિવાય બીજો કોઇ જૈન બીજા દેવોને પુર્ણ આસ્તાથી માને નહીં.

૩ શું જૈનોને પણ બીજો ધર્મ માનવાની છુટ છે ખરી ?

૪ લાઇન કરેલા વાકયો પ્રમાણે પ્રભુ ઉપર પખાલમાં જે દુધ પાણી અગર ફુલ ચઢાવીએ છીએ તે ચીજો પોતે જીવ અને જીવ ઉત્પન કરનારી છે તો પછી આસાતના થાય ( લવાદના કહેવા પ્રમાણે ) તો આપણે વાપરવી કે કેમ ?

૫ આપણા અને તેના દહેરાનું અંતર ચાલીસથી પચાસ ફુટ લગભગ છે ત્યારે તેમના મંદીરમાં સંખ-ભેર-નોબત વાગતા હોય અને તેજ વખતે આપણા ધર્મગુરૂઓ ક્રિયા આપણી ધર્મશાળામાં કરતા હોય તો તે ક્રીયાઓમાં ખલેલ પડે કે નહીં ?

તેમના શાસ્ત્ર મુજબ હવન હોમાદી કેવી રીતે થાય છે તે આપ અજ્ઞાનતીમીરભાસ્કરમાંથી જાણી લેશો. એટલે ચોકસ ખાત્રી થશે કે આપણા તીર્થંકર પ્રભુની કેવી આશાતના થશે.

બીજું આખા હીન્દુસ્તાનના જૈન તીર્થો તથા દેવાલયોમાં કે જ્યાં અન્ય દેવોની મુર્તિઓ છે તેમજ પાટણનીઅંદર પંચાસરજીના તિર્થમાં મહાદેવનું લીંગ છે તો તે અને બીજા દરેક ઠેકાણે આ લવાદનો ચુકાદો કોર્ટમાં રજીસ્ટર થવાથી પુરાવા રૂપ રહેશે અને તેથી ગામોગામ ઝગડા થશે અને દરેક ઠેકાણે આ પ્રમાણે જગાઓ આપવી પડશે ત્યારે તીર્થોના ગૌરવને નુકશાન કરતા થશે ! વળી પંચાસરજીના દેરાસરજી ( પાટણનું ) ના સંબંધમાં ચારૂપ જેવીજ ભાંજગડ ઉભી થવાનો સંભવ છે. અને ચારૂપના

ચાલતા કેસ વખતે પણ તેઓએ તે દેરાસર સરકારના કબજે લેવા અરજી કરી હતી અને આ ચુકાદાથી વધારે ફાવ્યા છે. હવે જો આપણી સ્થીતી ઉપર મુજબ છે ત્યારે ચુકાદો રજીસ્ટર થાય તો આપણા દરેક તિર્થો અને દહેરાઓના ગૌરવને નુકશાન થશે કે ?

આપ માન્યવર બંધુ વિદ્વાન હોવાથી ઉપરના સ્વાલો તથા અમારી માન્યતા તથા ભવિષ્યનું નુકશાન તે વિગેરેનો યોગ્ય ખુલાસો આપશો એવી આશા રાખીએ છીએ. એજ તા. સદર

લી. સેવકો,

**લહેરૂભાઇ ચુનીલાલ વિગેરેની સહી**

**દઃ શા અમીચંદ ખેમચંદ.**

આ પત્રનો પ્રત્યુત્તર કુંવરજીભાઇ તરફથી હજુ આપવામાં આવ્યો નથી.

" જૈન " ના અધિપતિ સાહેબ લખે છે કે મી. નંદલાલ લલુભાઇનો તાર જે સંઘ સમક્ષ રજુ કરવામાં આવ્યો હતો તે જુનો હતો. કાંઇપણ તપાસ કર્યા વિના ભાઇબંધ જેની તેની ઉપર આરોપ મુકવા તત્પર થાય છે. પણ તે ભુલી જાય છે કે ખોટાનું ભોપાળું બહાર પડ્યા વિના રહેતું નથી. તારની નકલ નીચે પ્રમાણે .

Nancllal Date Hours Minutes
18 18 0
PATAN Reed here at 7 H, 15 M,
19FF 17
To . Keshavlal Mangalchand Patan
Resignation not field
NANCLLAL LALUBHAI.

આ ઉપરથી જણાશે કે તાર જુનો હતો કે તા. ૧૮ મી નો કરેલો હતો.

કાયદાનો નિયમ એવો છે. કે લવાદનો ફેસલો અપાય કે કેસનું તુરતજ રાજીનામું અપાવું જોઇએ. અને રાજીનામું અપાયા પછીજ કેસ-

લાનો અમલ થઇ શકે, બલ્કે કબજો સોંપી શકાય. હવે આમાં ભુલ કઇ રીતે થઇ છે તે જોઇએ. તા. ૧૮ મીના મી. નંદલાલ લલ્લુભાઇના તારથી સ્પષ્ટ થાય છે કે તા. ૧૮ મી. સુધી રાજીનામું અપાયું નહોતું, છતાં મી. કોટાવાલાએ તા. ૧૬ મી ફેબ્રુઆરી ૧૯૧૭ ના રોજ કબજો સોંપી દીધો હતો. કેસનું રાજીનામું તા. ૨૧-૨-૧૭ ના રોજ અપાયું હતું, ભાવાર્થ કે જે કબજો સોંપવામાં આવ્યો છે તે તદન ગેરકાયદેસર છે.

પાટણના સંઘે પણ તા. ૨૦ મીના રોજ ભેગા થઇ કેસના ફેસલા પ્રત્યે પોતાનો વિરોધ દર્શાવ્યો હતો. આ ઉપરથી સૌ જોઇ શકશે કે લવાદનો ફેસલો સંઘ સમક્ષ વાંચી સંભળાવવાનું અને તે સંઘે કબુલ રાખ્યાનું કહેવામાં અવે છે તે તદન ખોટું છે. વળી ભાઇબંધ પત્રકાર તા. ૧૩ મી ના અંકમાં જણાવે છે કે " પત્રમાં આપણા તિર્થની કફોડી સ્થિતિ દર્શાવી છે. " આ લખવું કેટલું સત્યથી વેગલું છે, કારણ કે, અભીપ્રાય માગવા માટે જે પત્રો લખવામાં આવ્યા છે, તેમાં તેવું કાંઇ પણ લખવામાં આવ્યું નથી. જેની નકલ અમો નિચે પ્રગટ કરીયે છીયે.

## શ્રી મહાવીર નમઃ

સ્વસ્તી શ્રી મહાશુભસ્થાને પુજયારાધે જોગ શ્રી મુંબઇ બંદરથી લી૦ અમો નીચે સહીઓ કરનાર નમ્રત્તા પૂર્વક અરજ કરીએ છીએ કેઃ- પાટણથી ત્રણ ગાઉ ચારૂપ ગામ છે. જેની અંદર આપણું શ્રી શામળાજી પાર્શ્વનાથજીનું પુરાતન તીર્થ છે. અને તે તીર્થ પાટણની નજીક હોવાથી પાટણનો સંઘ સંભાળે છે. તે તીર્થના સબંધમાં જૈનો અને સ્માર્ત ધર્મવાળાની વચ્ચે કેટલાક વખતથી કોર્ટમાં તકરાર ચાલતી હતી, અને મહેસાણે અપીલ કોર્ટમાં જૈનો જીત્યા પછી પાટણ સંઘના કેટલાએક ગ્રહસ્થોએ શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાએ લવાદનામું આપેલું, અને તે લવાદનામાના ચુકાદામાં કોટાવાળાએ જૈન ધર્મના સંબંધમાં એવા કેટલાક વિચારો દર્શાવ્યા છે. કે જેથી કરીને આપણા જૈન બંધુઓની લાગણી દુઃખાઇ. અને આ ચુકાદો કોર્ટમાં રજીસ્ટર થનાર છે એમ સંભળાય છે. જો ચુકાદો કોર્ટમાં રજીસ્ટર થાયતો ભવિષ્યમાં આપણા તીર્થોને નુકશાન પહોંચે. અને ધર્મને પણ હાની પહોંચે એવું ધણાઓનું માનવું છે. માટે લવાદનામાની નકલ તથા લવાદે આપેલા ચુકાદાની નકલ

વીગેરે આ અરજી સાથે મોકલેલ છે. તો આપ સાહેબ લવાદનામું તથા ચુકાદો વાંચી આ લવાદનો ચુકાદો કોર્ટમાં રજીસ્ટર થાય તો ભવિષ્યમાં આપણા તીર્થોને નુકસાન પહોંચે છે કે નહિં ? તેમજ લવાદના ચુકાદામાં જૈન ધર્મ સંબંધમાં વિચારો દર્શાવ્યા છે તે જૈન ધર્મના સિધ્ધાંતથી વિરૂધ્ધ છે કે નહિ ? તે તુરત નીચેના સરનામે લખી જણાવવા કૃપા કરશોજી. મીતી સંવત ૧૯૭૩ ના ફાગણ ને વાર

લી० સેવકો.

શા. લહેરૂચંદ ચુનીલાલ કોટવાલ.

શા. મણીલાલ ચુનીલાલ મોદી,

શા. અમીચંદ ખેમચંદ.

શા. હીરાલાલ લલ્લુભાઇ કાપડીયા.

શા. મણીલાલ રતનચંદ વૈદ

સરનામું.

ભાઇબંધ પત્રકાર ચારૂપ જનારા યાત્રીકોને તોફાનનો ભય નથી તેવું બતાવનારો મુખી મદારસંગના શબ્દો ટાંકે છે, તેના સંબંધમાં અમોએ જાતે તે તીર્થની મુલાકાત લીધી છે, અને તેજ મુખી તેમજ ગામના લોકો આશરે ૨૦૦ માણસો લાકડી દંડા લઇ દેરાસરના ગઢમાં દાખલ થયા હતા. જેને માટે, પાટણના નગરશેઠને કરવામાં આવેલી અરજની એક નકલ પાછળના ભાગમાં ટાંકવામાં આવી છે. તે બતાવી આપે છે કે હજુ ત્યાં ભય ઓછો થયો નથી. વળી અમોને ખબર મળ્યા છે કે ચારૂપ ગામમાં કોટાવાળા શેઠ વાડીલાલ લલ્લુચંદ ચુડગર મારફત ત્રણ ચોકીદારો હોવા છતાં બીજો એક હવાલદાર રૂ ૬ ના પગારથી રાખવામાં આવ્યો છે, જેનું નામ નાથાજી અમરસંગ છે. કે જે શા લહેરૂચંદ આલમચંદના નાક, કાન કાપવાના કેસમાં આરોપી નંબર ૨ જો હતો. આવી રીતે હવાલદાર તરીકે નીમણુંક કરવાની નેમ શેઠ કોટાવાળાની શું હશે તે વાંચકોજ સમજી લેશે.



# પરિશિષ્ટ ૪૪



## જૈનશાસન. જેઠ શુદિ ૩ બુધવાર વી. સં. ૨૪૪૩.

## ચર્ચા પત્ર.

જૈનશાસનના અધિપતિ જોગ ભાવનગર.

જૈન પત્રના અધિપતિએ પોતાના તા. ૧૩ મીના પત્રમાં પોતાના આર્ટીકલમાં કેટલુંક લખાણુ ખોટું અને અતિશયોક્તિવાળુ લખેલું હોવાથી મ્હને ખુલાસો કરવાની ફરજ પડે છે. તો આપ આપના પત્રમાં પ્રગટ કરીને આભારી કરશો.

૧ જૈન પત્રના અધિપતિ સાહેબ પોતાના આર્ટિકલમાં લખે છે કે " વરીષ્ટ કોર્ટમાં આપણા વિરૂદ્ધ મહાદેવ ઉત્થાપન કેસની અપીલ રજુ કરેલી હતી, તે પણ તેમને મહા વદ ०) તા. ૨૧-૨-૧૭. ના રોજ પાછી ખેંચી લઇ કેસની માંડવાળ કરી છે " અધિપતિરાજ આ બીના મારી સમજ પ્રમાણે ખોટી અને સહરાગત ભરેલી છે. કારણ કે જો મહા વદી ०)) તા. ૨૧-૨-૧૭. ના રોજ કેસ પાછો ખેંચાઇ ગયેલો હતો, તો કબજો સોંપનાંર ઇસમોને માફી માગવી પડત નહિ, કારણ કે તેઓ તરત પોતાનો બચાવ કરવા ફાગણ શુદ ૧ તા. ૨૨-૨-૧૭. ના દીવસે સંઘની સભામાં તે પુરાવો રજુ કરત. પણ તા. ૨૧-૨-૧૭. ના રોજે કેસ ખેંચાઇ નહિં ગયેલો. વળી જો ખેંચાઇ ગયેલો હતો તો તેઓને તે પુરાવો મેળવવાને પુરતો ટાઇમ હતો. જો કે મ્હારી પાસે તે તારીખે કેસ પાછો ખેંચાયો નથી, તેવા ચોક્કસ પુરાવા છે, તોપણ હું જૈન પત્રના અધિપતિ સાહેબને જણાવું છું કે તેમની પાસે તા. ૨૧-૨-૧૭. ના રોજ કેસ પાછો ખેંચાયો છે તેવા પુરાવા હોય તો તે રજુ કરશો. વળી અધિપતિ સાહેબ આગળ જતા જણાવે છે કે-

૨ " વળી આ પ્રમાણે સવાલ જવાબો કરતા લોકો બરાબર ઉશ્કેરાયા જણાયા નહિ, ત્યારે પાટણના સંઘ તરફથી ઓનરરી કામ કરતા વડોદરાના વકીલ મી. નંદલાલ લલ્લુભાઇનો એક પૂર્વ કાળનો તાર રજુ

કરી લોકોને પાટા બંધાવવા પ્રયત્ન થયો જણાયછે" અધિપતિ રાજ આ પ્રમાણે લખવાનો આપણો હેતુ શું છે તે હું સમજી શકતો નથી. શું તમે એમ કહેવા માંગો છો કે સંઘની અંદર જે તાર રજુ કરવામાં આવ્યો હતો, તે તાર લવાદે એવોર્ડની અંદર જણાવેલ જમીન તથા ઓરડીઓનો કબજો સ્માર્તાને સોંપાયો તે પહેલાનો હતો ? જો આપણું માનવું તેમ હોય તો તેના પુરાવા તમારી પાસે હોવાજ જોઇએ, તો તે પુરાવા આવતા અંકમાં રજુ કરશો

૩ " જો તેમનો ઉદ્દેશ ખોટી રીતે ઉશ્કેરવાનો નહોતો તો પછી વકીલ નંદલાભાઈનો પાછલો તાર વાંચતી વખતે તેમનો પત્ર પણ રજુ કરવો જોઇતો હતો" વીગેરે લખી આપ તે પત્રની નક્કલ મુકો છો. પણ અધિપતિરાજ તે પત્રની અંદર નથી જણાતી મીતી યા તારીખ, નથી ગામ કે નથી કોના ઉપર લખાયેલો તો મહેરબાની કરી જણાવશો કે આ પત્ર કોના ઉપર લખાયેલો અને કઇ તારીખનો છે તે ખુલાસો આવતા અંકમાં કરશો.

જો આપ ઉપર બતાવેલી ત્રણ બાબતનો આવતા અંકમાં ખુલાસો નહિ કરો તો સમાજને કેવળ આપ ઉંધા રસ્તે દોરવવા માટે સત્ય બીના ઉપર ઢાંક પીછોડો કરી જેમ આવે તેમ ગપગોળાજ ગગડાવો છો, તેમ માનવાને સમાજને તથા મને કારણ મળશે તો આપ જરૂર આવતા અંકમાં રજુ કરશો.

લી. કેશવલાલ મંગળચંદ.

---:o:---

## ચારૂપ તીર્થમાં ભોગવવી પડતી હાડમારીના સંબંધમાં
## પાટણના નગરશેઠને કરવામાં આવેલ અરજ.

શેઠજી સાહેબ.

શેઠ પોપટલાલ હેમચંદ નગરશેઠ,

મુ. પાટણ

વૈશાખ વદી ૪ ભોમ વાર.

જયજીનેંદ્ર સાથે લખવાનું કે મોજે ચારૂપ તા. પાટણ ગામમાં

આપણું પ્રાચીન શ્રી શામલાજી પાર્શ્વનાથનું તીર્થ છે અને તે તીર્થના દર્શન કરવા ખાતર અમો વઇશાક વદ ૫ ને શુકરવારે અતરે સાંજના ચાર વાગ્યાના સુમારે ગાડીઓ લઇને ગયા હતા. તેમાં નીચે મુજબ ગૃહસ્થો હતા શેઠ પ્રેમચંદજી ઝવેરચંદ તથા જૈન શાસનના અધિપતિ મી. પુરૂષોત્તમદાસ ગીગાભાઇ તથા નાનકચંદ નગીનદાસ તથા શા. અમીચંદ ખેમચંદ તથા શા જેસંગલાલ રામચંદ તથા કેશવલાલ મંગલચંદ

અત્યંત દીલગીરી સાથે લખવાનું કે અમો દરેક જે વખતે આ પવિત્ર તીર્થની અંદર દાખલ થયા, તેજ વખતે રજપુતો વીગેરે ગામના લોકોએ હથિયાર સહીત તથા છોકરાઓ ઇંટો સાથે એકદમ આપણી ધરમશાળાની અંદર દાખલ થઇ અમારા પ્રત્યે શત્રુ ભાવ બતાવ્યો એટલેથીજ શાંતી નહિ થતાં અમોને અપમાનકારક તેમજ અપભ્રંશ (ગાળો) શબ્દોથી અમારો તિરસ્કાર કર્યો આ વખતે અમો વાણીયા ન થયા હોત તો અમો તેમના ભોગ થઇ પડતે તેમાં કોઇપણ જાતની શંકા નહોતી આ વખતે સમય સુચકતા વાપરી જૈન શાસનના અધિપતીએ તેઓને ધર્મશાળાની બહારં કાઢવા પ્રયત્ન કર્યો અને જો કે તેઓ બહાર નીકળ્યાં છતાં તેઓનો ક્રોધ અને આવેશ તેવોજ હતો. બળતાંમાં ઘી હોમતાની સાથેજ એટલે પટેલ અંબારામ જેરામ મોદી તથા બારોટ હાલાશંકરની ઉદ્ધત ઉશ્કેરણીથી તેઓમાં પાછો તેવોજ જુસ્સો પ્રગટ થયો અને અંદર દાખલ થઇ આપણા દેરાસરના ઓટલા ઉપર ખરાબ ગાળો દેતા બેઠા. અને અંબારામે જે વખતે જૈનશાસનના અધિપતિએ પુછયું કે આ દહેરૂં કોનું છે? ત્યારે તેને કહ્યું કે અમારૂં છે. અમારી મરજી આવે તે વખતે દાખલ થઇએ, અને અમારી મરજીમાં આવે તેમ કરીએ તેમાં તને પુછવાનો હક્ક શું છે? આવી રીતે ઘણાજ અમર્યાદીત અને અપમાનકારક શબ્દોથી વર્તણુક ચલાવી હતી. આવી તેમની વર્તણુકથી આપણા ચોકીઆતોને (ધર્મશાળાની ચોકી કરનારા) કહેવું પડયું. આ લોકોને બહાર કાઢો. તેમજ તેમના નામ અમને આપો, પણ અમારી સુચના ઉપર કોઇપણ જાતનું ધ્યાન નહિં આપતાં યદ્રા તદ્રા વાર્તા કરી અમારી દરેક વાત ઉડાવી દીધી. જો કે તેમાંના કેટલાકના નામ અમો જાણુતા હતા છતાં ચોકીઆતો તરફથી અમોને જે નામો જાણવાની ઇચ્છા હતી તે કોઇપણ રીતે ખબર આવી શકી નહિં. ઉપરનું કારણ ખેદ સાથે લખવું પડે છે

કે જે ચોકીઆતો આપણાજ ( સંઘના ) રોટલા ઉપર નભે છે; આપણાજ પવીત્રસ્થાનની ચોકી કરે છે. તે જ્યારે બેવફા થાય અને અન્ય ધર્મીઓની અંદર હસ્તે વદને મળી જાય ત્યારે નીરાધાર ગયેલ જાત્રાળુઓની શું સ્થિતિ? જે ગામની અંદર (ચારૂપમાં) એક પણ જૈનબંધુ દીલાસો આપવા રહેતો નથી ત્યારે જાત્રાળુઓ કેવા કફોડા સંજોગોમાં આવી જાય, તેનું મનન કરવા આપ સાહેબનું ધ્યાન ખેંચીએ છીએ.

ચારૂપની અંદર આપણા મંદીરની આજુબાજુ આવેલી ધર્મશાળામાં અમો પગ મુકતાંજ ત્યાંના રહિશ રજપુતો અને બીજાઓની પ્રવૃતિઓ કેમ ચંચળ બની? ક્રોધનું કારણ કેમ ઉપસ્થિત થયું? તેનું રહસ્ય જાણવા આપ સાહેબ પ્રયત્ન કરી અમોને જણાવવા ઉપકાર કરશો.

જો કે અમારો વિચાર ચારૂપમાં રાત રહી સવારે સેવા પુજા કરી નીકળવાનો હતો પણ ચારૂપના લોકોની આ ગેરવર્તણુક અને ઉશ્કેરાયલી લાગણી જોતાં ખરેખર અમારા દરેકના મનમાં ભયનો વાસ થયો હતો. અને તે ભયનાજ લીધે જેમ બને તેમ અમો તરતજ ગાડીઓમાં બેસી વ્યાકુળવ્યાકુળ*થતાં અમારા સંબધીઓને મળ્યા.

આ બાબતમાં આપ સાહેબને અમો નમ્ર અરજ કરીએછીએ કે ચારૂપની અંદર જતા જાત્રાળુઓ માટે શાંતિ પ્રસરાવવા સત્વર ઉપાયોની યોજના કરવા કૃપા કરશો. કારણ કે આવા ઉછાંછળા અને અપકારી હુમલાઓથી આપણી કોમના જાત્રાળુઓની કેટલીબધી લાગણી દુખાય તે આપ સારી રીતે જાણી શકો છો તો ફરીઅમારી નમ્ર અરજ છે કે આ બાબતમાં આપ પુરતો બંદોબસ્ત કરવા કૃપા કરશો.

શા અમીચંદ ખેમચંદ
મુ. પાટણ
ગુજરાત
મારફતીયામહેતાનીપોળ

લી૦ સંઘના સેવકો
શા. અમીચંદ ખેમચંદની સહી દઃ પોતે
શા. નાનકલાલ નગીનદાશની સહી દઃ પોતે

---

*નોટ અમારા કુટુંબીઓ તેમજ સ્નેહીઓ વ્યાકુળવ્યાકુળ પ્રથમથી થવાનું કારણ એ છે કે પહેલા તેજ દીવસે બારની ગાડીમાં અતરેથી શેઠ નહાલભાઇ લલ્લુભાઇ તથા શેઠ હાલાભાઇ બેચરદાસ તથા મણુંદના માસ્તર મી. ગોપાળદાસ વીગેરે દશથી પન્નર ગ્રહસ્થો ચારૂપ ગયેલા અને

## ચર્ચા પત્ર.

મહેરબાન જૈન શાસનના અધિપતિ સાહેબ

"જૈનના અધિપતિ પોતાના ૧૯ માં અંકમાં અગ્ર લેખમાં લખે છે કે, જ્યારે ચુકાદાનું તોલન કરવાનું સમાજ ઉપર છોડી આખો કેસ સ્પષ્ટ કરવાનું જણાવ્યુ હતુ ત્યારે તેઓએ શરૂઆતમાંજ કેટલાક મુનિમહારાજાઓ અને ગૃહસ્થોના અભિપ્રાયોથી ચુકાદો એકપક્ષી હોવાનું જણાવી અનભિજ્ઞ સ્થિતિમાંજ કોમને આડે માર્ગે ખેંચી જવા પ્રયત્ન કર્યો હોય એમ જોવાય છે"

ધન્ય છે આપ જેવા અધિપતિરાજને કે આપ આપના જૈન પત્રમાં આવતા અંકમાં કેસનું સ્પષ્ટીકરણ કરી ચુકાદાની વસ્તુસ્થિતિનું તોલન કરવા સમાજ ઉપર છોડયું એવા અર્થવાલા પારીગ્રાફો વારંવાર લખીને જૈન કોમને ખોટો દીલાસો આપી કોઇ જુદો રસ્તો લેવા માગતા હો તેમ લાગે છે.

"તેઓએ (સામાવાળાઓએ) કેટલાક મુનિ મહારાજાઓ અને ગૃહસ્થોના અભિપ્રાયોથી ચુકાદો એકપક્ષી હોવાનું જણાવી અનભિજ્ઞ સ્થિતિમાંજ કોમને આડે માર્ગે ખેંચી જવા પ્રયત્ન કર્યો હોય તેમ જોવાય છે."

આપ ઉપર પ્રમાણે લખો છો પરંતુ આપ તરફથી થએલ અંધ પીછોડો ખુલ્લો કરતાં મને દીલગીરી થાય છે, પણ લાચાર છું કે એક સત્ય શોધકની ફરજ સમજી ખુલ્લો કર્યા વિના બીલકુલ ચાલે તેમ નથી. ખરી બીના તો એ છે કે આપ માન્યવરના પેપરમાં પ્રથમ તો લવાદે મંગાવેલા લગભગ બે ત્રણ અભિપ્રાયો અમોને નજરે આવ્યા હતા. અને ત્યાર પછીજ સામાવાળાઓએ તો પોતાના તરફથી અભિપ્રાયો મંગાવેલા છે. એમ પેપરો તપાસતાં માલુમ પડે છે. તો જે અભિપ્રાયો મંગાવ્યા તે ઉપરથી શું એમ સમજી શકાય છે કે-લવાદ પોતાના ચુકાદા તરફ ચોકસ રીતે શંકાશીલ હોવાજ જોઇએ નહિંતર તેઓને સર્ટીફીકેટો મેળવવાની જરૂર હતી. ભલે જે પાર્ટીને વાંધો હોય તે ગમે તે કરે.

---

તેમના ઉપર પણ ગામવાળાઓ ચઢી આવેલા તેથી તેત્રણ ગ્રહસ્થો વળતી ગાડીમાં પાટણ આવી તેમના ઉપર ચારૂપમાં આવેલી આફતો અતરે લોકોને મોઢે કહી તે વખતે અમે ગાડીઓમાં ચારૂપ ગએલા આથીજ અમારા સગા સંબંધિઓમાં કોળાહળ મચી રહેલો.

આપ આપના પેપરમાં લગભગ અગીયાર મુનિ મહારાજાઓના ખાલી નામો લખી એમ લખો છો કે-સાર એજછે કે-લવાદનો ચુકાદો ધર્મ વિરૂદ્ધ નથી. તેમ નુકસાન કરતા નથી. પરંતુ આપે તે મુનિમહારાજાઓએ કયા ગામથી કઇ તારીખે લખ્યાછે. તે તો જણાવતાજ નથી. વાહ ગોળ-ગોળ લખવામાં એક્કા જણાવો છો. મારી દ્રષ્ટિએ ખરૂં તો એજ લાગે છે કે જેમ સામા પક્ષે દરેક મુનિ મહારાજાઓ તેમજ ગૃહસ્થોના અભિપ્રાયો વર્ડ બાય વર્ડ બહાર પાડયા તેમજ તમારે પણ વર્ડ બાય વર્ડ પાડવાની જરૂર છે કે તે અભિપ્રાયો કેવી રીતના લખાણવાળા છે. શું મુદ્દાથી લખાયા છે તે સમાજ આગળ ખુલ્લે ખુલ્લું દેખાઇ આવે.

"સ્માર્તોને જમીન તથા રકમ વગેરે ચુકાદા પ્રમાણે સોંપવામાં પાટણના સંઘે ડહાપણ કર્યું છે.'

અધિપતિરાજ આપે પણ ગપગોળા ઉરાડવા બહુજ હીમત કરી છે છતાં પણ તમારા ગપગોળાથી સમાજ આડા રસ્તે ન દોરવાય તેટલા માટે મને ખુલાસો કરવાની જરૂર પડે છે કે કોટાવાળાએ જેવો ઠરાવ સંભળાવ્યો કે સંઘમાં મોટો ભાગ વિરૂદ્ધમાંજ હતો આથી કબજો સોં-પવા જનાર ઇસમોને ખાત્રી થઇ કે ઠરાવ રદ કરાવવા ચોકસ કોસ કોર્ટે ચડશે. તેથી તાત્કાળીક કબજો સોંપી દઇએ તો ઠીક થાય. આવી રીતનો સંઘની પરવાનગી લીધા સિવાય તેમજ ઠરાવથી વિરૂદ્ધ જઇ જે ઇસમો ગેરવ્યાજબી કબજો સોંપી આવ્યા કે તરતજ પાટણમાં શ્રી સંઘ ભેગો થઇ કબજો સોંપનારને માફી મંગાવી, એટલુંજ નહિ પણ ચુકાદો રજીસ્ટર નહિ કરાવવો તેવો સંઘે ઠરાવ કર્યો. તે વખતના બંને સંઘનો રીપોર્ટ જૈન શાસનમાં આવી ગયેલો છે, છતાં પણ આપ અટકળના ઘોડા દોડાવી પાટણના શ્રીસંઘે કરેલા કામકાજને ખોટું ઠરાવવા એકજ બીંગલ કયા ઉદ્દે-શથી વગાડો છો, તે સમજી શકાતું નથી.

આપ લગારે લાંબી દ્રષ્ટિથી વિચાર તો કરો કે પાટણના શ્રી સકલ સંઘે તેમજ મુંબઇમાં વસ્તા શ્રી પાટણના સંઘે સર્વાનુમતે હેવા ઠરાવો કર્યા છે કે ચુકાદો રજીષ્ટર કરવો નહિ તથા ચુકાદાનું લખાણ જૈન કો-મને માનનીય તેમજ બંધન કરતા નથી. આટલું કર્યા છતાં પણ હું ભુ-લતો હોઉં તો રદ કરાવવાની કોશીષો થાય છે. ત્યારે શું આ દરેક સંઘમાં

હું હાજર રહેલો ખોટો કે આપ ઉડતા વિચારો લઈ ઓડનુ ચોડ ચીતરી મારો તે ખોટું ?

" તો પછી વચમાં પસાર થયેલો એક માસ શું નિદ્રામાંજ પસાર થયો હશે ? તેમ કોઇ શંકા કરે તે સ્વભાવિક છે. પરંતુ તે વચગાળેની મુદતના કાર્યો માટે તપાસ કરવા પછી ખુલ્લું જોવાય છે કે શેત્રંજની બાજીની રમત આ મુદતમાં શરૂ થવા પામી છે. "

સંઘે તો એક માસ નિદ્રામાંજ પસાર થવા દીધો નથી. આપજ કાંઇ નીંદ્રામાં રહી લાબું લાંબુ લખાણ આ અંગે લખો છો તેમ લાગે છે. કારણ તા. ૨૧-૧-૧૭ ના રોજ લવાદે ઠરાવ સંભળાવ્યો અને તા. ૮-૨-૧૭ ના રોજ મુંબઇમાં વસ્તા પાટણ નિવાસી જૈનોના સંઘની એક જાહેર સભા મળી કોટાવાળાએ આપેલો **ચુકાદો ધર્મ વિરૂધ્ધ છે. તેમજ ભવિષ્યમાં ધર્મ તથા તિર્થના ગૌરવને હાની પહોંચવા સંભવ છે. હેવા મુદ્દાનું ઓગણીસ સહીઓનું ( જેમાં દરેક મોટા આગેવાનોની સહીઓ સાથે હેન્ડબીલ બહાર પાડી સંઘ બોલાવામાં આવેલો** તે પરથી આપ સમજી શકશો કે સંઘ શેત્રંજની બાજી નહોતો રમતો પણ ઠરાવની વિરૂદ્ધ સખતમાં સખત હીલચાલ કરતો હતો.

જો કે લેખ ઘણોજ લાંબો થઇ જવાથી ફકત તમારા થોડાજ મુદાનો હાલનો જવાબ આપીશ. કારણ તમારા ચારૂપકેસના અંગે ઉડતા ગપ ગોળાઓથી જૈન કોમ આડા રસ્તે નહિ દોરવાઇ જાય અને પોતાના તીર્થોના ભવિષ્યના હકો જાળવવા માટે કટીબધ થવા કોઇપણ ખોટી વાતોની પાસમાં નહિ ફસાઇ જાય તેટલાજ માટે આ ખરો ખુલાસો કરવાની જરૂર પડી છે.

લી. સંઘનો સેવક

**શા. નહાનચંદ નગીનદાસ**



# પરિશિષ્ટ ૪૫

## ( અભિપ્રાયો )

જૈનશાસન જેઠ સુદી ૩ ૯ ગુરુવાર વી. સં. ૨૪૪૩

## અસલ ઉપરથી નકલ.

(૧)

**ફાગણ વદ ૭ ગુરૂવાર ૧૯૭૩ ખંભાત,**

મુનિ વલ્લભવિજયજી આદીના તરફથી —શ્રી મુંબઇ સુશ્રાવક શા. લહેરૂચંદ ચુનીલાલ કોટવાળ, શા. મણીલાલ ચુનીલાલ, મોદી, શા. અમીચંદ, ખેમચંદ શા. હીરાલાલ લલુભાઈ કાપડીઆ, શા. મણીલાલ રતનચંદ વૈદ્ય યોગ્ય ધર્મલાભની સાથે માલુમ થાય કે ફાગણ વદ ૪ ને વાર સોમનો તમારો પત્ર મલ્યો સમાચાર જાણ્યા. સદરહુ પત્રમાંથી ચાર પત્રો લવાદનામાની નકલ શ્રી પાટણ જૈન સંઘની જાહેર સભા શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાલાએ આપેલો ચુકાદો શ્રી. મહાવીર નમઃ આ હેડીંગના નીકળ્યા છે જે વાંચી હર્ષ અને શોક એ અનુભવ્યાં છે. હર્ષ એ માટે કે પરસ્પર વિરોધ તેમજ ખર્ચ બંને વધતા અટકયા અને જૈનો તેમજ જૈનેતરો વચ્ચે પાછો ભાતૃભાવ અમુક હદ સુધીનો પ્રગતિમાં આવવા સંભવ જણાયો. શોક એટલી વાતનો કે જૈનોને ન છાજતુ કાર્ય કરવામાં ઉતરવાનો પ્રસંગ આવ્યો. અસ્તુ ? સમયની બલીહારી છે. એ પણ એક દિવસ ઇતિહાસમાં પંકાતા પાટણને માટે જ્ઞાનીએ દીઠોજ હોવો જોઇએ ? તમો સદરહુ ચુકાદાની બાબત મારો મત માગોછો તો એ બાબતમાં મહારી પોતાની એજ સલાહ છે. કે હવે આગળ જે કોઇ કામ કરવા ચાહો તે મોતીચંદ કાપડીઆ સોલીસીટર વીગેરે જૈન ધર્મના ચુસ્ત હિમાયતી કાયદાના જાણુની સલાહ લઇ કરશો તો આશા છે કે તમો અવસ્ય ફતેહ

મેળવશો પણ ફક્ત કાયદાનાજ હીમાયતી બારીસ્ટરો કે સોલીસીટરો કે વકીલોનાજ કહેવા પ્રમાણે ચાલશો તો તેઓ પોતાના ખીસા ભરવાનો રસ્તો તમને બતાવશે એમાં શક નહિ સમજવો. આ મારી પોતાની માન્યતા છે.

તમારા મોકલેલ ચાર પત્રો પૈકી તે લવાદનામાની નકલ છે. તે વાંચતાજ ખાત્રી થઇ આવે છે કે લખતી વખતે કોઇ જૈનધર્મ કાયદાના જાણની સલાહ લેવામાં આવી નથી. નહિતો **પ્રથમજ જૈન ધર્મને બાદ નાં આવે એવા પ્રકારનો ચુકાદો લેવા અમો બંધાઇએ છીએ.**

આ અક્ષરો સ્પષ્ટ પણે લખવાની જરૂર હતી. હવે આપણા એટલે પાટણના જૈન સંઘના મુરબ્બીએ લખી આપ્યું અને તે પણ આપણાજ એટલે જૈન સંઘના એક નામાંકિત પુરૂષને તે કામ સોપ્યું તો હવે તેવણનો મોભો જળવાઇ રહે તેવાજ પગલા આપણને લેવા યોગ્ય ભાસે છે. આપણા એટલે પાટણના સંઘના એક મુખની હલકાઇમાં આપણીજ હલકાઇ સમજવાની છે માટે જે થઇ ગયું તેને વધારે ચોળાચોળ નાં કરતાં સદરહુ ચુકાદાના અંગે આપણને ભવિષ્યમાં જે ભયનો સંભવ છે, તેને અટકાવવાની ખાતરજ ફક્ત કોઇ મોતીચંદભાઇ જેવા જૈન કાયદાશાસ્ત્રની સલાહથી સદરહુ શેઠને અર્જ કરવામાં આવે કે "આપે જે લવાદનાંમાનો ચુકાદો આપ્યો છે તે ફક્ત પોતાની મરજી મુજબ હાલના સંજોગોને ધ્યાનમાં લઇ બંને પક્ષનો વિરોધ અટકાવવાની ખાતર આપ્યો છે કે જૈનશાસ્ત્રાનુંસાર આપ્યો છે. તેમજ સદરહુ ચુકાદો ફક્ત વર્તમાનના, પ્રસંગને માટેજ છે કે આગળને માટે ? પણ એ ચુકાદો દ્રષ્ટાંત રૂપે કોઇ લેવા ચાહેતો લઈ શકે. સદરહુ એ વાતનો ખુલાસો આપણા ચુકાદામાં નજરે પડવાથી અમારી ખાત્રી કરવાને માટે આ અર્જ આપણને કરવામાં આવી છે. તો આશાછે કે આનો સત્વર જવાબ આપી આપ સર્વ શ્રી જૈન સંઘનું સમાધાન કરશો "

મ્હારી સમજ મુજબ આ પ્રમાણે પાટણનો શ્રી જૈન સંઘ કરે એટલુંજ નહિ બલકે શ્વેતાંબર જૈન કોનફરન્સ તેમજ જૈન એસોસીએશન ઓફ ઈંડીયાના તરફથી પણ આ કામ થાય તો સદરહુ ચુકાદાના રજીસ્ટર્ડ થવાથી જે ભય રાખવામાં આવે છે તેથી નિર્મુક્ત થઇ જવાશે

માટે એકંદરે પુખ્ત વિચાર કરી પાકા પાયાથી કામ કરશો. ઘણી ઉતાવળ કરવાથી પાટણના શ્રી જૈન સંઘમાં ભાગલા નાં પડે આ વાત વધારે લક્ષમાં રાખવાની જરૂર છે. ભાગલા પડતાં વાર નહિં લાગે પણ તે પાછા સાંધતાં ઘણા વર્ષો લાગશે માટે બકરી કાઢતાં ઉંટ ન પેસે એ ઉપર ધ્યાન આપવું હાલ એજ.

**દઃ વલભવિજયના ધર્મલાભ.**

(૨)

ફા. વી. મંગળવાર તા. ૨૦ પંડિત મોહનવિજયજી, જસવિજયજી લિખતા હૈ કિ આપકા પત્ર મિલા ઉસકે સાથ લવાદનામા યા લવાદકે ચુકાદેકી નકલ મીલિ વો વાંચનેસે કુલ હાલ માલુમ હુઆ ઉસ્કે બારેમેં હમારા અભિપ્રાય.

પાટણકે નજીકમેં જો ચારૂપ ગામમેં શ્રી શામળા પાર્શ્વનાથજીકા પ્રાચિન તિર્થકે બારેમેં જો મી. પુનમચંદ કરમચંદ કોટાવાલાને જો ચુકાદા કીયા વો ચુકાદા સીર્ફ એકતર્ફિ હૈ વો બિલકુલ ધર્મસે વિરૂદ્ધ હોતેહિં. ભવિષ્યકાલમેં સર્વ તીર્થોમેં યા સર્વ મુલ્કોકે જીનાલયોંમેં હાનિકારક હોનેકા સંભવ હૈં ક્યોંકે આગુંકે પ્રાચિન જૈન ગ્રંથ વ સિદ્ધાંતોંકી ઇન લોકોને કયા કયા હાનિ પહોંચાઇથી ઔર જૈન વેષધારી યા શ્રીસંઘકો કયા કયા તકલિબ ઉઠાનેકી વખ્ત આઇથી સો કયા આપ ભુલ ગએ, વાસ્તે કુચ્છ વિચાર તો કરો ઔર યે ધર્મ વિરૂદ્ધ ચુકાદા હમકું મંજુર નહિ હૈં ઔર જો યે ચુકાદા હોવેગા આગું જાતે શ્રીસંઘકો બડા હી સંકટમેં પડના હોગા ઔર જો ચુકાદેકે અંદર જીવ ઉત્પન કરનેવાલી વસ્તુવોંકે બારેમેં જો લીખા હે વો ધર્મ વિરૂદ્ધ હૈ, દેખો જૈન સિદ્ધાન્તોંમેં જીવાભિગમમેં વિજયદેવતાધિકારે નંદિસ્વરદ્ધીપ પુજાયા, ઔર રાયપસેણિમેં સૂર્યાભિદેવાધિકારે. ઔર જંબૂદ્વીપ પનતિમેં ઇંદ્રને કરી હુઇ સ્નાત્ર પુજાધિકારમેં દેખકે વિચાર કરો ઔર કોઇ જગે જૈન વેષધારીગોંસે પૂછો ઔર વિચારકે કાર્ય કરો. ઇત્યલમ્.

(૩)

મુ. પાટણથી લી. મુની મંગલસાગરના ધર્મલાભ પહોંચે બાદ લખવાનું જે ચુકાદો વાંચ્યો પણ દીલગીરી સાથે લખવાનું જે લવાદે

આપેલો ચુકાદો ભવિષ્યમાં જૈન કોમને તેમ તીર્થોને આક્રમણ કરતા છે એમ મારૂં માનવું છે તો તે પર ધ્યાન આપવાની જરૂર છે. એજ ધર્મ ધ્યાનમાં ઉદ્યમ કરવો.

મીતી ૧૯૭૩ ના ચઇતર વદ ૫ સુકર દઃ પોતે.

(૪)

શ્રી પાલણપુરથી લી. મુનિ કુમુદવિજય આદીના ધર્મલાભ વાંચશો. તમે મોકલેલ ચારૂપ કેસના લવાદનો ચુકાદો તથા બીજુ વાંચી સમાચાર જાણ્યા દિલગિરી સાથે જણાવવું પડે છે કે આ ચુકાદો ભવિષ્યમાં પણ નુકશાનકારક છે. વસ્તુસ્થિતીએ તપાસતાં એકતર્ફી હોવાથી ન્યાયદ્રષ્ટિ બાજુ ઉપર રહેલી લાગે છે. અન્ય સ્થળે પણ નુકશાનકારક નીવડવા સંભવ છે. તેથી રજીસ્ટર થવા દેવો યોગ્ય લાગતો નથી. ધર્મધ્યાનમાં ઉદ્યમ કરવોજ એજ.

**મી. ૧૯૭૩** ચૈત્ર વદ ૮ દા. પોતે

(૫)

પાર્શ્વજીન પ્રણમ્ય. પાલણપુરથી બુધ્ધિવિજયાદિના ધર્મલાભ પોંચે. બીજું ચારૂપ કેસના લવાદે આપેલા ચુકાદાની નકલ વાંચી તે બાબતમાં અમારો અભિપ્રાય નીચે મુજબ લખી જણાવીએ છીએ.

લવાદનો આપેલો ચુકાદો ભવિષ્યમાં ધર્મને અથવા તિર્થોને હાનીકરતા લાગે છે તેથી તેને માન આપવું યોગ્ય નથી. એજ ધર્મકરણીના ભાવ છે તેથી વીશેષ રાખવા મિતિ. ૧૯૭૩ વદ ૮ શ્રી. તિલકવિજયના ધર્મલાભ વાંચવા.

(૬)

પાલણપુરથી લી. વિજયસાગર આદીના ધર્મલાભ વાંચવા. વિશેષ લખવાનું કે લવાદે આપેલો ચુકાદો તેમજ તેના અંતરપટના કાગળો વાંચ્યા. લવાદે આપેલો ચુકાદો વાંચતા માલમ પડે છે કે તે જૈનધર્મથી વિરૂધ્ધતાવાલો લાગે છે માટે તે ચુકાદો રજીસ્ટર થવા દેવો યોગ્ય નથી તેમજ

વર્તમાન તથા ભવિષ્યમાં પણ અન્ય તીર્થોને હાનીકારક છે. એમ અમને લાગે છે. માંટે યોગ્ય બંદોબસ્ત કરવાની જરૂર છે. હાલ એજ. ધર્મસાધનમાં ઉધમ કરવો, તેજ મનુષ્યનું ફૂલ છે એજ તિથિ ચૈત્ર વદી ૮ દઃ પોતે.

( ૭ )

પાટણુથી લી. પન્યાસજી શ્રી ધરમવિજયજી આદીના જોગ ધર્મ લાભ પોંચે, તમારો પત્ર આવ્યો તે તા, ૨૫-૩-૧૭ પહોંચ્યો વાંચી સમાચાર જાણ્યા લખવાનું કે જે ચર્ચા પત્ર તા. ૨૩-૩-૧૭ ના હિંદુસ્થાન પત્રમાં આવેલું છે તે સંબંધે તમોએ જવાબ માગ્યો તો લખવાનું કે તે ચુકાદાનો મુત્સદો મહને શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાલા તરફથી અગર શ્રી સંઘ તરફથી વંચાવવામાં આવ્યો નથી પરંતુ વ્યાખ્યાનમાંથી ઉઠયા પછી સ્વાભાવીક રીતે શા. ચુનીલાલ દલછાચંદે વંચાવેલો ત્યારે બે ત્રણ ગ્રહસ્થોની સમક્ષ મેં કહેલું કે આ મુત્સદો ઠીક નથી એમ કહીને મેં મહારી નાપસંદગી જણાવી હતી. અને હજુ પણ નાપસંદગી જણાવું છું એજ ધરમધ્યાન વીશેશ કરજો મીતી ચૈત્ર શુદ ૪ સોમવારે સં. ૧૯૭૩ વીરચંદ મોકમચંદ

( ૮ )

સવસ્તિ શ્રી મુંબઇ ભાઇ અમીચંદ ખેમચંદ તથા ભાઇ મણીલાલ ચુનીલાલ પાટણુથી લી. શેઠ દલછારામ દોલતચંદના ધટીત વાંચશો તમારો પત્ર પહોંચ્યો બાદ ફાગણ શુદી ૧૫ ના દિવસે અમો વાગડોજથી પાટણુ આવતા હતા. રસ્તામાં ચારૂપ ગામ આવવાથી ત્યાં દરશન કરવા ગયા. ગામમાં થઇને જતા હતા ત્યારે રજપુતો કહેવા લાગ્યા કે તમો શ્રાવક છો કે વઇશ્નવ છો ? ત્યારે મે કહ્યું કે તમારે પુછવાની શી જરૂર છે. ત્યારે તેઓ બોલ્યા કે ' બોલને બકાલ ' એ ઉપરથી અમારેને તેઓને હુંકારે હુંકારે આવી ગયા તે બોલ્યા કે અહીંથી શામલાજી લઇ જવા છે. લઇ જતાં કેટલાકના ભોડા પડશે, આ પ્રમાણે બન્યું હતું, ને હું દરશન કરી પાટણુ આવ્યો હતો એજ કામકાજ લખશો.

ફાગણ વદી ૬ શા. ચુનીલાલ દલછાચંદ

( ૯ )

**પાટણ તા. ૧૮-૩-૧૯૧૭.**

મુંબઇ, પ્રીયસ્નેહી ભાઇ મણીલાલ રતનચંદ વઇદ-આપનો પત્ર પહોંચ્યો તમોએ જે પ્રશ્નો પુછ્યા છે તેના જવાબ નીચે પ્રમાણે.

૧ જે વખતે કોટાવાળા શેઠને-લવાદનામું સોંપાએલું તે વખતે મહારી ન્યાતના તરફથી મારી સહી મ્હારી ન્યાતના બે આગેવાનોએ નગરશેઠ પોપટલાલ હેમચંદના નામે તેની પાસે કરાવેલી કારણ કે તે વખતે હું મુંબાઇ હતો. પણ મને પાટણ આવ્યા પછી મહારી સહી કેવી રીતે થઇ અને કોણે કરી તે સંબંધી મેં તપાસ કરી. તપાસ કરતાં જણાયું કે સંઘ ભેગો થયેલો નહિ પણ અમુક ગ્રહસ્થોની દુકાને લવાદનામા ઉપર સહી કરાવેલી એટલે એ ઉપરથી સિધ્ધ થાય છે કે લવાદનામા ઉપર સહીઓ સંઘ ભેગો થએલો ત્યાં થઇ નથી પણ દરેકની સહીઓ અમુક અમુક જગ્યાએ થએલી છે. અને તપાસ કરતાં તે પ્રમાણેજ થએલી જણાય છે. અને મહારી સહી નીચેના મજકુરથી થઇ છે.

સહીની અંદર શ્રીમાળીની ન્યાત તરફથી વહીવટ કરનાર શેઠ પોપટલાલ હેમચંદની સહી દઃ પોતે બે આગેવાનોના કહેવાથી.

આ પ્રમાણે-તપાસતાં જણાયું છે.

મારો અભિપ્રાય.

ઉપરની સહીમાં ન્યાત બંધાતી નથી તે હું વખત આવે પુરવાર કરી આપીશ-માટે તે કાયદાથી વિરૂધ્ધ છે.

પ્રશ્ન ૨. શેઠ પોશ વદ ૧૩ ને દીવશે બપોરના થમણાજીની ધર્મશાળામાં ચુકાદાનો ઠરાવ વાંચી સંભળાવેલો તે વખતે જૈન કોમ તરફથી આશરે ૧૫ થી ૨૦ માણસ હાજર હતા અને તેમાં મુખ્ય શેઠીઆઓમાંથી પણ ગેરહાજર હતા અને હું પણ ગેરહાજર હતો અને અમારી ન્યાતના મુખ્ય બે આગેવાનો પણ ગેરહાજર હતા. એટલે તમોજ વિચાર કરી શકશો કે શેઠના ઠરાવથી પાટણના સંઘે ખુશી થઇને સંતોષ જાહેર કરેલો નથી.

પ્રશ્ન ૩ નો જવાબ મહા વદ ૦)) ફાગણ શુદ ૧ ના દિવસે રાતના સંઘ ભેગો થએલો તેની અંદર નીચેના ચાર ઠરાવો થએલા.

૧ આ ઠરાવ ભવિષ્યમાં દરેક મંદિરોમાં નુકશાન કરતા છે. તેથી આ ઠરાવ હુકમનામાની માફક નોંધાવો નહિ.

૨ આ ઠરાવ થયા છતાં પણ સામાવાલા તરફથી રાતના દહેર ઉઘાડવામાં આવેછે અને હજુપણ ભવિષ્યમાં કલેશ થવાનો સંભવ હોવાથી શ્રી શામળાજી પાર્શ્વનાથજીને અત્રે લાવવા અને તે લાવવા માટે ચીઠીઓ વગેરે નાખવા તથા બંદોબસ્ત કરવા એક કમીટી નીમવામાં આવેલી તે કમીટીની અંદર આશરે પંદરથી અઢારેક માણસો નોંધાએલા તે તેમને હાલ યાદ આવે છે. તે હું નીચે મુજબ જણાવું છું બાકી તમો શેઠ પોપટલાલ નગરશેઠ પાસેથી મંગાવી લેશો.

### કમીટીના મેમ્બરો.

નગરશેઠ છ નાતોના છ શેઠ.

શેઠ. ફીલાચંદ રામચંદ.

શેઠ. ભાણાભાઇ લલ્લુભાઇ

,, પ્રેમચંદ જવેરચંદ

,, સંઘવી વધુચંદ હેમચંદ

,, દલછાચંદ દોલાચંદ

,, પાનાચંદ ઉજમચંદ

,, નાનકચંદ નગીનદાસ

,, છોટુભાઇ મોતીચંદ ઝવેરી

,, માણેકચંદ ખીમચંદ

,, ખેમચંદ ગોદડચંદ વિગેરે નામો છે.

૩ જે ઇસમો કબજો સોંપી આવેલા તેઓએ પોતાની ભુલ સંઘ વચ્ચે કબુલ કરી. તેથી સંઘે તેઓને ક્ષમા બક્ષીછે.

૪ બાબુ રતનલાલજી ચુનીલાલજી જ્ઞાન મંદિર બાંધવા જે રકમ સંઘમાં જાહેર કરેલછે. પણ જગ્યાની અગવડતાને લીધે જ્ઞાનમંદિર બધા-

એલુ નહી તેને લીધે પંચાસરજીમાંથી તેઓને જેટલી જોઇએ તેટલી જગ્ય આપવી અને તેને અમુક આંક પાડવા, શંઘે નગરશેઠ તથા છએ નાતના છ શેઠીઆઓને સત્તા આપેલી છે એ પ્રમાણે કામકાજ થએલું એજ તારીખ સદર.

દા. શેઠ. નગીનદાસ મંગલચંદ.

(૧૦)

મુા. મુંબઇબંદર

તા. ૧૫-૩-૧૯૧૭

શેઠ આણંદજી કલ્યાણજીની પહેડી. મુા. અમદાવાદ.

અમે નીચે સહીએ કરનાર પાટણવાશી. જૈન બંધુઓ, નમૃતાપુર્વક જણાવવાની રજા લઇએ છીએ કે,

પાટણથી ત્રણ ગાઉ છેટે આવેલા આપણા ચારૂપ તીર્થના શ્રી શામળાજી પાંર્શ્વનાથના દેરાના અંગે પાટણના સંઘને ચારૂપ ગામના સ્માર્તો સાથે કેસ ચાલતો હતો જેમાં મેશાણા કોર્ટમાં અપીલમાં આપણે જીત્યા પછી 'સાંભલવા પ્રમાણે કેટલાક ગૃહસ્થોએ લવાદનામું શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાને લખી આપ્યું તે લવાદનામાના ચુકાદાથી આપણા ધર્મ તથા દરેક તીર્થને નુકસાન પહોંચે એવું ઘણાઓનું માનવુંછે અને જેના અંગે પાટણ તથા મુંબઇમાં સંઘ મલ્યા હતા, અને જેની તપાસ માટે કમીટીઓ નીમાઇછે એટલુંજ નહિ પણ વિદ્વાન ધર્મગુરૂઓ તરફથી અભિપ્રાયો બહાર પડયા છે તે પ્રજામિત્ર વિગેરે પેપરો વાંચવાથી માહીતગાર થશો. બાદ લવાદનામાની તથા લવાદના ચુકાદાની તથા મેશાણા કોર્ટમાં અપીલના ચુકાદાની નકલ બીડી છે તે બરાબર વાંચી આણંદજી કલ્યાણજીની પહેડીની મેનેજી કમીટી બોલાવી યોગ્ય અભિપ્રાય લખી મોકલશોજી. વળી ગયા રવીવારના જૈન પેપરમાં આણંદજી કલ્યાણજીની પેઢીના ટ્રષ્ટી શેઠ હરીલાલ મંછારામ તથા શેઠ સાકળચંદ રતનચંદે અભિપ્રાયો આપ્યા છે કે લવાદે આપેલા ચુકાદામાં ધર્મના વિરૂદ્ધ વીચારો નથી તેમ તીર્થ તથા ધર્મના ગૈરવને નુકશાન થાય તેમ નથી. એને લગતા વિ-

ચારો છે. તો મહેરબાની કરીને જણાવશો કે આ બંને ગ્રહસ્થોના અભિપ્રાયો અંગત છે કે આણંદજી કલ્યાણુંજીની પહેડી તરફથી છે? આ બંને મુદ્દાનો જવાબ તુરત નીચેના શરનામે લખી મોકલવા કૃપા કરશો.

લી૦ સેવકો

શા. અમીચંદ ખેમચંદ દઃ પોતે શા. લહેરચંદ ચુનીલાલ કોટવાળ, શા મણીલાલ ચુનીલાલ મોદી દઃ પોતે, શા. મણીલાલ રતનચંદ વૈદ દઃ પોતે શા. મણીલાલ વાડીલાલની સઇ દઃ પોતે શા. પોપટલાલ દોલાચંદની સઈ દઃ પોતે શા. શરૂપચંદ હીરાચંદની શઇ. દઃ પોતે, શા. હરગોવનદાશ વાડીલાલની શઇ દઃ પોતે, શા. જેશંગલાલ મનુભાઇ દઃ પોતે, શા મોહનલાલ ઉમેદચંદ દઃ પોતે. શા. મણીલાલ નગીનદાસ દઃ પોતે, શા. ભોગીલાલ પ્રેમચંદ, શા. ખુબચંદ લલ્લુભાઇ, શા. કાંતીલાલ કસ્તુરચંદ, શા. જેશંગલાલ લહેરચંદની સઇ. શા. પોપટલાલ લલ્લુભાઇ શા. ત્રીકંમલાલ નહાલચંદ, શા. ભોગીલાલ રતનચંદ, શા. હીરાલાલ લલ્લુભાઈની સઇ દ. પોતે. શરનામું

**શા. હીરાલાલ લલ્લુભાઇ.**

ઠે૦ મસજીદ બંદર રોડ, ગભુજીની ચાલી. ત્રીજે માળે–પો૦ નં. ૩-મુંબઇ.

( ૧૧ )

કાગલનો પત્રવહેવાર શેઠ આણંદજી કલ્યાણજીના નામથી રાખવો.

શેઠ આણંદજી કલ્યાણજી

તા. ૨૫ માહે માર્ચ ૧૯૧૭

સંવત ૧૯૭૩ ના ચૈતર વદ ૨ રવેઉ

**શા. હીરાલાલ લલ્લુભાઇ**

ઠેકાણું મસજીદ બંદરરોડ ગભુજીની ચાલ મુંબઇ નં. ૩

વિશેષ મુંબઇથી તા. ૧૫–૩–૧૯૧૭ નો કાગળ જેમાં શા. અમીચંદ ખેમચંદ તથા લહેરભાઇ ચુનીલાલ વગેરે ઓગણીસ **નામની સહીઓ એકજ જાતના અક્ષરથી કરેલી હોય એમ જણાય છે અને જેમાં છેલ્લી સહી આપના નામનીછે.** તથા જવાબ આપના

શરનામા ઉપર લખવાનું લખ્યું છે. તે કાગલ તેના અંતરપત્રો સાથે પહોં ચ્યો છે. તેના જવાબમાં લખવાનું કે તા. ૧૧ મી માર્ચ સને ૧૯૧૭ ના જૈન પેપરમાં રા. હરીલાલ મંછારામ તથા રા. સાંકળચંદ રતનચંદની સહીવાળા તા. ૨૪-૨-૧૯૧૭ ના પત્રો છપાયાછે. તે અમારી કમીટી તરફથી તેમણે અભિપ્રાય આપ્યો નથી તેમણે તેમનો અંગત અભિપ્રાય આપ્યો છે, તે સાથે કમીટીને કાંઇ નીસબત નથી તે બંને ગ્રહથોએ પોતાનો અભીપ્રાય વડીલ તરીકે આપેલો છે. શેઠ આણંદજી કલ્યાણજીના પ્રતીનીધી તરીકે આપેલો નથી. તા. સદર

લાલભાઇ તીકમદાસ

હરીચંદ મંચ્છાચંદ (ઈંગ્લીશમાં)

વહીવટદાર પ્રતિનીધિ.

(૧૨)

મુંબઈ તા. ૨૪-૩-૧૯૧૭.

શેઠ. આણંદજી કલ્યાણજીની પેઢી.

મુ. અમદાવાદ.

જત લખવાનું કે અમોએ તમોને ઓગણીશ સહીઓથી એક પત્ર તા. ૧૫-૩-૧૭ ના રોજે લખ્યો છે. જેનો જવાબ અમોને હજી સુધી મળ્યો નથી. આ પત્ર ઘણોજ કીંમતી છે. અને તેનો જવાબ આવેથી અમારો સંઘ ભેગો થાય તેમાં રજુ કરવાના છે. માટે આ પત્રની સાથે અમારા તા. ૧૫-૩-૧૭ ની નકલ ફરીથી બીડીએ છીએ, અમોને આશા છે કે આપસાહેબ મહેરબાની કરીને અમારા પત્રમાં માગેલી હકીકતનો ખુલાસો તરત લખશો જેથી અમારે તમોને ફરીથી તસ્તી આપવી પડે નહીં તમારા જેવી એક માતબર-અને જોખમદાર પહેડી તરફથી તુરત જવાબ મળવો જોઇતો હતો બીજું જૈન પત્રોમાં તમારા બે ત્રસ્ટીઓ તરફથી બહાર પડેલા અભિપ્રાયો તમારી પહેડીનાછે કે તેમના પોતાના અંગત છે ? તેનો પણ અમને જવાબ આપશો.

અમને ઘણા ખરા જૈન સાધુઓના તથા ધારાશાસ્ત્રીઓ (જૈન) ના અભિપ્રાયો મળી ચુકયા છે. માટે તમારો અભિપ્રાય મોકલાવી આપવા તુરત મહેરબાની કરશો. અને કાગળ ગેરવલે ન જાય તેથી રજીસ્ટર કરવો પડેછે. હાલ એજ.

લી સેવક.

પ્રથમના કાગળની ઓગણીશ સહીઓના તરફથી શા. હીરાલાલ લલુભાઇ સહી. દઃ પોતે.

( ૧૩ )

કાગળ પત્રનો વ્યવહાર શેઠ. આણંદજી કલ્યાણજી

શેઠ. આણુજી કલ્યાણજી અમદાવાદ તા ૨૭ માહે માર્ચ સને ૧૯૧૭. સવંત ૧૯૭૩ ના ચૈત્ર શુદી ૫ ને વાર મંગળ.

શા. હીરાચંદ લલ્લુભાઇ

ઠે૦ મસીદબંદર રોડ, ગમુજીનીચાલ મુંબઇ નં. ૩

વીશેશ તમારો પત્ર તા. ૨૪–૩–૧૭ નો પત્ર પહોંચ્યો છે તેના જવાબમાં લખવાનું કે તમારો પ્રથમના તા. ૧૫–૩–૧૭ ના પત્રનો જંવાબ અત્રેથી તા ૨૫–૩ ૧૭ના રોજ લખવામાં આવ્યો છે તે પહોંચ્યો હશે. તા. સદર

લાલભાઇ ત્રીકમભાઇ

હરિચંદ મંછાચંદ ( ઇંગ્લીશમાં છે. )

વહીવટદાર પ્રતિનીધિ.



## પરિશિષ્ટ, ૪૬.

જૈન તા. ૨૭ મી મે સને ૧૯૧૭

## ચારૂપના ફેસલા ઉપર થતાં ચુથણાં.

### બચાંવ શોધનારાઓની બહાર આવી ગયેલી બાજી.



ચારૂપ કેસને સ્પષ્ટ કરતાં અમે તિર્થનું ગૌરવ, તકરારના કારણો, કોર્ટમાં ચાલેલા કેસમાં આપણી સ્થિતિ અને આ તકરાર શાંત કરવાને થયેલા યત્નો સંબંધે જણાવી ગયા છીએ તથા તે સાથે હવે પછી લવા-

દના ઠરાવનું ગાંભીર્ય દર્શાવવાને વચન આપી ચુકયા છીએ. અમારી ઇચ્છા લવાદના ઠરાવના દરેક મુદ્દા ઉપર અજવાળું પાડવાની હતી અને છે. પરંતુ તે દરમિયાન અશાંત જીવો તરફથી નવા ઉભરા બહાર નીકળી પડયા છે અને તેમ કરવા જતાં આ કેસને ગંભીર બનાવી ભોળા જીવોને ઉસ્કેરવાને રમાએલ શેત્રંજની બાજી ખુલી પડી જવા પામી છે, જો કે આવા પટા રમનારાઓને ઉઘાડા પાડી કોમની દ્રષ્ટિએ કફોડી સ્થિતિમાં મુકવા એ અમને જરા ત્રાસજનક જણાતું હતું પરંતુ જ્યારે તેઓ આવી રીતે પોતાના હાથેજ બહાર આવવા પામેલ છે તો પછી તે પર ઢાંકપીછોડો કરીને તેમની હોંસને દાબી દેવી તે ઠીક ન જણાવાથી અમારે તેમની બહાર આવવાની હોંસને અવકાશ આપવાની દિલગીરી ભરી ફરજ બજાવવી પડે છે ડુબતો માણસ તણખલાંને ઝાલવા પ્રયત્ન કરે છે, ત્યારે હાથમાં શું આવે છે તેનું તેને ભાગ્યેજ ધ્યાન રહે છે, તેમ ભાઇબંધે બચાવ શોધતાં અમારા તા. ૧૩ મીના અંકમાં પ્રગટ થયેલ રા. કુંવરજી આણંજીનો પત્ર અધુરો છે તેમ બતાવી છીંડું શોધ્યું છે. પરંતુ ગભરાયેલા મગજમાં તેમ કરવા જતાં એવડી ભુલ થઇ ગઇ છે તે તેમને ભાગ્યેજ ખબર રહી હશે. જો તેમણે તા. ૧૩ મીનો અંક બરાબર વાંચ્યો હતે અગર હજી પણ પુનઃ જોશે તો જણાશે કે તે પત્ર રા. કુંવરજી આણંદજીએ સાદરે વકીલ ન્યાલચંદ લક્ષ્મીચંદ સોની ઉપર લખેલો પત્ર છે, તેમ સ્પષ્ટ જણાવ્યું છેં છતાં ભુલ બનાવનારે તે પત્ર સેતરંજ મંડળનો હોય તેમ માની લઇ પોતાના હાથેજ એક જરૂરનો પત્ર ખુલ્લો મુકી દીધો છે, અને તે રીતે બાજી રમનારા ને બહાર મુકવાને અને તે કોકસ કંપનીમાં પોતે પણ જોડાએલ છે. તેમ બતાવવાને અજાણતાં તક આપી દીધી છે.

## મુંબઇમાં પાટણનો સંઘ એટલે શું ?

સંઘ એ શબ્દ ગહન છે અને તેની મહત્તા જેટલીજ જવાબદારી પણ મહાન્ છે. કોમને સંભાળવી તેનું હિત તપાસવું અને તેમાં જોવાતાં વિઘ્નો સામે સતત્ શ્રમથી ઉપાયો યોજવા તે સંઘનું મુખ્ય કર્તવ્ય છે. આવા સંઘો પોતાની આ સેવાના ક્ષેત્રને જાણી શકે તે માટે આપણામાં દર વર્ષે સાધારણના નામે ફી લેવાય છે. એટલે કે તેવી ફી ( સાધારણ ) ભરનારજ તે સંઘ ( society ) ના મેંબર ગણી શકાય છે. અને તેવા paying મેંબરોથીજ સંઘ શબ્દ સત્તાયુક્ત હોઈ શકે કેમકે જેમ તેવી

સત્તાને હુકમ કરવાનો અધિકાર છે તેમ રક્ષણ કરવાની ફરજ પણ તેટલી જ છે અને તે ફરજ સ્થાયી ફંડ સિવાય ભાગ્યેજ બજાવી શકાય.

## મુંબઈમાં બહારના સંઘો.

મુંબઇમાં અનેક ગામોના મોટા જથ્થામાં સમુહો વસે છે. અને તેઓએ પોતપોતાના સ્થાનીક પ્રેમ ( માતૃપ્રેમ ) ને યાદ કરી તેની સેવા અર્થે મંડળો સ્થાપેલ છે. જયારે માંગરોળી ભાઇઓએ સાધારણની યોજના રાખી માંગરોળ સભા સ્થાપી તે માર્ફત અનેક સેવાઓ કરી છે. આ સિવાય મુખ્યત્વે મુંબઇમાં મુંબઇનોજ સંઘ છે. ત્યારે પાટણ માટે આવો સત્તાયુક્ત સંઘ હોય તે માટે શક છે. છતાં આ પ્રશ્નને જવા દઇએ તો પણ સંઘના નામે કામ કરવાને સોસાયટીનું બંધારણ થતાં તેમાં શા. મંગળચંદ લલ્લુભાઇ, છગનલાલ વહાલચંદ, લલ્લુભાઇ નથુચંદ, જેસંગલાલ બાપુલાલ તથા ભોગીલાલ હાલાભાઇ એ પાંચ ગ્રહસ્થની કમિટીને સંઘ બોલાવવા અને તેની વ્યવસ્થા કરવાની સત્તા તા. ૯–૩–૧૯૧૨ ના રોજ અપાઇ છે. એ જાણીતી વાત છે.

## કોકસ કંપનીનો જન્મ.

ચારૂપનો ફેંસલો થવા પછી દોઢ મહીને તથા તેને બન્ને પક્ષે સંપુર્ણ માન સાથે સ્વીકારી પોતપોતાના કેસો મેસાણા અને વડોદરાની કોર્ટમાંથી પાછા ખેંચી લેવા પછી પણ પંદર દિવસે આ પ્રસરેલી શાંતિ ન રૂચી હોય તેમ તા. ૮–૩–૧૭ ના રોજ મુંબઇમાં ૧૯ સહીઓથી ત્યાંનો કહેવાતો સંઘ બોલાવવા હીલચાલ થઇ જણાય છે. જો કે આ હીલચાલ ન્યાય પુરઃસર ન હોવાથી સંઘને પ્રમુખ ન મળતા મીટીંગ બંધ રહી હતી તો પણ તેમાંથી એ વાત નીકળી આવે છે કે આ વગર સત્તાએ થયેલી ૧૯ સહીયોમાં એક સહી ભોગીલાલ હાલાભાઇના નામની છે કે જે સંઘ બોલાવવાને નીમાએલી પાંચ શખ્સોની કમિટીમાંના એક છે. હવે જો આ પ્રમાણે ચર્ચાને જન્મ આપવો વ્યાજબી હતો તો તેઓ પોતાના સહયોગીઓ પાંચેને સાથે રાખી સંઘ બોલાવવાને હકદાર હતા છતાં આ નવું તર્કટ ઉભું કરવામાં તે માર્ગ અનુકુળ ન જોઇ નામના હોંસીલાઓને ઉભા કરી આ નવીન હીલચાલ શરૂ કરી હોય તેમ માનવું ખોટું નથી. કેમકે તા. ૧૧ મીએ વળી આવીજ ૨૧ સહીથી સંઘ બોલાવવા પછી

પણ તેમનાથી સંઘના સ્થાપીત પાંચ ગ્રહસ્થોને સંઘ બોલાવવાને વિનંતી કરવાનો ઠરાવ કરવા શિવાય કંઇ બની શકયું નહોતું.

તા ૧૮-૨-૧૭ ના રોજ ઉપરોક્ત પાંચ ગ્રહસ્થોએ આ હોહા શું છે તે તપાસવા સંઘ બોલાવ્યો અને તેમાં ચારૂપના લવાદે આપેલ ચુકાદા ઉપર અભિપ્રાય લેવાને અમુક સત્તા સાથે કમિટી નીમવામાં આવી આ કમીટીમાં સંઘના પાંચ કાર્યવાહકો ઉપરાંત રા. મણીલાલ કેશરીમલ અને શા. ચુનીલાલ ખુબચંદના નામો હતા. આ કમીટીએ તા. ૨૧-૨-૧૭ ના રોજ મળી રા. મકનજી જુઠાભાઈ બારીસ્ટર-એટ-લો નો અભિપ્રાય લેવા ઠરાવ કર્યો.

## સેત્રંજની શરૂઆત

મુંબઇના સંઘે આ ફેસલા ઉપર વિચાર કરવાને કમિટિ નીમવા પછી બીજાને હીલચાલ કરવાને કશું કારણ રહેતું નથી, છતાં લેરૂચંદ ચુનીલાલ, મણીલાલ ચુનીલાલ, અમીચંદ ખેમચંદ, હીરાલાલ લલ્લુભાઇ અને મણીલાલ રતનચંદ એ પાંચ ગ્રહસ્થો જેઓ પૈકી એક પણ આ કમિટિમાં નથી તેમ સંઘના નામે કામકરવાને એકને પણ સતા નથી તેમણે કેસનું ગંભીર સ્વરૂપ કરવા ગામોગામ મુનિરાજો અને આગેવાનો ઉપર પત્રો લખી જાણે કે અભિપ્રાયો માંગતા હોય તેમ ઉશ્કેરણી શરૂ કરી.

## ઉશ્કેરણી કેવી રીતે ?

આ પત્રમાં ઉશ્કેરણી કયાં છે તે ન જાણી શકવાથી ભાઇબંધે આ આખો પત્ર પ્રગટ કર્યો છે. પત્રમાં જોઇશું તો પણ સ્પષ્ટ જોવાય છે કે આ પત્રે ઉશ્કેરણીથી કાન ભર્યા છે. તે પત્રમાં લખે છે કે " મહેસાણે અપિલકોર્ટમાં જૈનો જીત્યા પછી " ( આપણે અગાઉ જોઇ ગયા તેમ મુર્તિને ત્યાંજ રાખવાની જુબાનીમાં નાદાન કબુલત આપી મુસીબતે કેદમાંથી છુટવાનો અર્થ તેમણે જીત્યા હોઇએ તેવો કર્યો છે) ' પાટણ સંઘના કેટલાએક ગૃહસ્થોએ શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાનું લવાદનામું આપેલું. ' ( તેમ લખવામાં જાણે પાટણની છ ન્યાતના છ શેઠ—કેસના વાદી અને પ્રતિવાદી તેમજ મુંબઇના સંઘનો સમતિપત્ર એ સઘળું શ્રીમાનોની દ્રષ્ટિમાં નકામી રમત લાગતી હોય તેમ બતાવ્યું છે) આગળ લખે છે કે તે લવાદનામાના ચુકાદામાં કોટાવાળાએ જૈન ધર્મના સંબંધમાં

એવા કેટલાક વિચારો દર્શાવ્યા છે કે જેથી કરીને આપણા જૈન બંધુ-ઓની લાગણી દુખાઇ ( જાણે કે વિચારોમાં ધર્મ વિરૂદ્ધ છે કે જૈન કોમ ઉશ્કેરાઇ ગઇ છે માટે તમે હવે જાગો ' વળી લખેછે કે-" જો મુકાદો કોર્ટમાં રજીસ્ટર થાય તો ભવિષ્યમાં આપણા તિર્થને નુકશાન પહોંચશે અને ધર્મને પણ હાની પહોંચે એવું ઘણાઓનું માનવું છે " ( જાણે કે બધું રંધાઇ ગયું છે અને બધું ઉંધું વળી ગયું છે માટે કંઇપણ વિચાર કર્યા વિના દોડો ) આ પ્રમાણે પત્રનો વ્યુહ કેવી રીતે પાટા બંધાવે છે તે જ્યારે હવે ઉતાવળે અભિપ્રાય લખનાર જોશે ત્યારે આ માયાવ્યુહ તરફ તેમને કેટલોક તીરસ્કાર છુટશે તે પત્ર લખનારને તે વખતે ધ્યાન રહ્યું હોય તેમ જણાતું નથી

## મુંબઇની કમીટીની સભા વિરૂદ્ધ હિલચાલ

પ્રથમ આપણે જોઇ ગયા તેમ મુંબઇની દોડધામે અભિપ્રાય લેવા કમિટી નીમવા છતાં આ નવીન કોકસ કમિટીએ આવા પત્રો લખી સંતોષ ન માનતા તેના જવાબોમાંથી પોતાના મતને મળતા જવાબો જુદા તારવી કાઢયા હવે તા. ૨૯-૩-૧૭ ના રોજ નીમાયેલ કમિટિએ ચાર સહીથી બેરીસ્ટર મકનજીભાઇનો અભિપ્રાય સંઘને જાહેર કરવા એકત્ર કરતાં તે પ્રસંગે કોકસ કમિટિએ ઉપરોકત પોતાના ઇચ્છીત ઉશ્કેરણી ભર્યા પત્રો રજુ કરી સંઘને પણ પાટા બંધાવવાનું સાહસ કર્યું. કે જે પ્રમાણે આ પત્રો સંઘમાં મુકવાને તેને સત્તા કે ભલામણ નહોતી.

## શુ છુપાવ્યું ?

ઇચ્છીત પત્રો એટલા માટે કહેવા પડે છે. કે જેમાં હાલમાં બહાર આવેલા પત્રોમાં રા. રા. કુંવરજી આણંદજીનો પત્ર મુકવામાં આવ્યો નહોતો. કેમકે તેમાં સ્પષ્ટ લખેલ હતું કે " જૈન ધર્મના પ્રીન્સીપાલો ( સિધ્ધાંતો ) ને બાધક લાગે છે એમ મારૂ માનવું થતું નથી. " વળી ફાગણ વદી ૭ તા. ૧૫-૩-૧૭ નો મુની મહારાજ શ્રી વલ્લભવિજયજીનો ખંભાતથી લખાએલ પત્ર પણ છુપાવવામાં આવ્યો કે જે પત્ર હાલમાં તેમણેજ ખુલલી બહાર પાડી દીધો છે તેમાં લખે છે કે " પાટણના જૈન સંઘના મુરબ્બીએ લખી આપ્યું અને તે પણ આપણાજ એટલે જૈન સંઘના એક નામાંકિત પુરૂષને તે કામ સોપ્યું તો હવે તેઓનો મોભો જળવાઇ

રહે તેવાજ પગલાં આપણુને લેવા યોગ્ય ભાસે છે " " હવે આગળ જે કોઇ કામ કરવા ચાહો તે મોતીચંદ કાપડીયા સોલીસીટર વિગેરે જૈન ધર્મના ચુસ્ત હિમાયતી કાયદાના જાણુની સલાહ લઇ લેશો "—" એટલુજ નહિ બલકે શ્વેતાંબર જૈન કોન્સફરન્સ તેમજ " જૈન એસોસીએશન ઓફ ઇન્ડીયાના તરફથી પણુ આ કામ થાય તો સદરહુ ચુકાદાના રજીષ્ટર્ડ થવાથી જે ભય ( તમો તરફથી ) રાખવામાં આવે છે તેથી નિર્મુકત થઇ જવાશે "—" ભાગલાં પડતાં વાર નહિ લાગે પણુ તે પાછા સાંધતાં ઘણાં વર્ષો લાગશે. માટે બકરી કાઢતાં ઉંટ ન પેસે એ ઉપર ધ્યાન આપવું " વગેરે.

આ બાબતમાં મોતીચંદભાઇનો અભિપ્રાય માગતાં તેમણે ' આ સઘળી ખોટી ધમાલ કરો છો ' તેવી શીખામણુ આપવાથી તેને પુછવાથી હેતુ જળવાતો નહોતો. વળી જૈન શ્વેતાંબર કોન્ફરન્સને પુછવા જાય તો તેમણે તો કોન્ફરન્સ હેરલ્ડ ( પુ. ૧૩ અં. ૪ ચૈત્ર. એપ્રીલ ૧૯૧૭ ) માં તે સબંધે ચોખ્ખું લખેલ છે. કે—

" દીવાની–ફોજદારી કોર્ટોમાં તીર્થોના સબંધમાં આપણે જૈન ભાઇઓ નિર્થક ધન ખર્ચે જઇએ છીએ અને પરિણામે પૈસાની ખુવારી ઉપરાંત વિરોધ્ધ વધતો જાય છે. સમેતશિખર, અંતરીક્ષજી, મક્ષીજી, તારંગાજી વગેરે તિર્થોના અંગે ધાર્મિક ઝગડાઓને મહત્વનું સ્વરૂપ આપી આપણે શ્વેતામ્બરો અને દિગમ્બરો લાખો રૂપૈઆની ખુવારી કર્યે જઇએ છીએ તેટલાજથીજ નહિ અટકતાં વળી ચારૂપના એક નજીવા કેસે મ્હોટું સ્વરૂપ ધારણુ કરેલ અને આ કેસમાં આપણે સ્માર્ત પક્ષવાળાઓ સામે તકરારમાં ઉતરવું પડેલ. બંને પક્ષોને હજારો રૂપૈઆના ખર્ચમાં ઉતરવું પડયું છે. અને કેસ ભવિષ્યમાં કેવુ સ્વરૂપ લેશે તે સમજી શકાતું નહોતું કોર્ટથી ગમે તે પ્રકારનો ફેંસલો થાય તો પણુ બંને પક્ષ વચ્ચે હમેશને માટે વિરોધ રહે તેવો દેખાવ થઇ પડયો હતો. ચારૂપ કેસમાં બંને પક્ષ તરફથી કામ કરતા પાટણુના આગેવાનો સમાધાનીથી નીકાલ ન કરે તો પાટણુની પ્રજા વચ્ચે કાયમને માટે કુસુંપ રહે તેવો દેખાવ નજરે પડતો હતો. ગાયકવાડ સરકારના ભાઇ મે. સંપતરાવ ગાયકવાડે બંને પક્ષો વચ્ચેની આ તકરારનું સમાધાનીથી નિરાકરણુ કરાવવા ઘણીજ મહેનત કરેલ પરંતુ તે બર આવી ન્હોતી. વડોદરા રાજ્યની વરિષ્ટ કોર્ટ સુધી આ તકરાર ગઇ

હતી, વરંતુ આખરે બંને પક્ષવાળાઓને કંઇક સારી પ્રેરણા થવાથી શેઠ પુનમચંદજી કરમચંદજી કોટાવાળાને પચાતનામું લખી આપવામાં આવેલ તે આધારે તેમણે ઠરાવ કરી ઘણીજ કુનેહથી આ તકરારનો અંત આણેલ છે.

તેઓ સાહેબ જૈન છતાં પણ સામા પક્ષવાળાઓને તેમનામાં સંપુર્ણ વિશ્વાસ હોવાથી તેઓ તેમને પંચ તરીકે નીકાલ લાવવાનું સોંપવા માટે લલચાયા હતા અને આખરે આપણા જૈન ભાઇઓને જે ઉત્કટ ઇચ્છા મહાદેવને આપણા દેરાસરમાંથી બહાર કાઢવાની હતી તે પાર પડી છે.

ગઇ તા ૪-૩-૧૭ ના જૈન પત્રના અંકમાં શેઠ સાહેબે કરેલ ' એવોર્ડ ' પ્રસિદ્ધ થયેલ છે. તે વાંચક વર્ગે ધ્યાન દઇને વાંચી જોયો હશે અને જો વાંચ્યો ન હોય તો ફરીથી વાંચી જોવાની અને આપણી કોઇ રીતે વિરૂદ્ધ જાય તેવી હકીકત છે કે કેમ અગર કંઇ શાસ્ત્ર વિરૂદ્ધ લખાયું છે કે કેમ તેની ખાત્રી કરવા ભલામણ કરીએ છીએ. અમને લાગે છે કે એ એવોર્ડ-ચુકાદો ઘણો કુનેહથી સંતોષકારક અને બંને પક્ષોને ન્યાય મળે તેવી રીતે કરેલો અને તેમાં કોઈપણ જાતની વિરૂદ્ધતા કરવી એ અમને તો અયોગ્ય અને અપ્રમાણિક લાગે છે; એવું કંઇ નથીં કે જે જૈન ધર્મથી કે જૈન શાસ્ત્રથી વિરૂધ્ધ હોય. અમે તો જે નિષ્પક્ષપાત અને ન્યાય શેઠ સાહેબે વાપર્યો છે તેને માટે તેમને ધન્યવાદ આપીએ છીએ.

સમાધાનીથી સાંસારિક ઝગડા પતાવવા એ જેટલું ઇષ્ટ છે તેના કરતાં ધાર્મિક ઝગડા આપસમાં સુલેહ સંપથી યા તો આગેવાનોના લવાદમાં પતાવી સમાવવા અને તેથી અરસ્પરસ એખલાસ વધારવો એ અસંખ્ય ગણો ઇષ્ટ અને લાભકારક છે. જો તેમ ન થાય તો ધર્મનું એક પ્રાધાન્ય સૂત્ર ' મૈત્રી ભાવના ' પર છરી મુંકાઇ પ્રભુની આજ્ઞાના ભંગનો આરોપ આપણે શિરે આવે છે. કોઇપણ ધર્મ એમ કહેતો નથી કે કલેશ કરવો. સર્વ ધર્મ કહે છે કે કલેશમાં અવનતિ છે કલેશ પાપસ્થાનક છે તો કૃતજ્ઞ થઇ સર્વ શાંતિપ્રદ યોજનામાં દરેક જૈન બંધુઓ જોડાશે અને વીર પ્રભુએ પ્રરૂપેલ મૈત્રીભાવના સાર્વત્રિક બંધુભાવ સર્વદા પ્રસારશે. જૈનો દેવ દેવીઓને માને છે કે નહિ તથા માનવા માટે શાસ્ત્રનું પ્રમાણ છે કે નહિ તે માટે દાખલા દલીલવાળો લેખ જરૂર પડશે તો મુકવા અમે તૈયાર છીએ. "

વળી જૈન એસોસીએશન ઓફ ઇન્ડીયાને સોંપવા જાય તો તેણે તા. ૨૨–૨–૧૭ ના રોજ મી. લહેરચંદ ચુનીલાલના પત્રનો જવાબ ચોખ્ખો આપી દીધો હતો જે અમે તા. ૨૯–૪–૧૯૧૭ ના અમારા પત્રમાં પ્રગટ કરેલ છે. વળી ભાઇબંધ 'જૈન રીવ્યુ' જણાવે છે કે જૈન એસોસીએશન ઓફ ઇન્ડીયાએ મી. લહેરભાઇને જવાબ પણ આપી દીધો કે "ભાઇ સાહેબ, તમારા પાટણના ઝઘડામાં દુનિયાને ન હોમો"—

આ પ્રમાણે તેમણે સરલ માર્ગને છુપાવી પોતાનો અંતર હેતુ સાધવાને અનેકને ફસાવવા અને કાયદા કે સત્તા વિરૂદ્ધ પોતાનાજ મનગમતા એકતરફી પત્રો તે સભામાં મુકવાની જાળ પાથરી છે, જ્યારે કમિટિની તપાસ પ્રમાણે બેરીસ્ટર એટ–લૉ બન્ધુ મકનજી જુઠાભાઇએ જણાવ્યું છે કે—"ચુકાદામાં રૂા. ૨૦૦૦ તથા જમીન આપવામાં લવાદ ગ્રહસ્થે ઠરાવ્યું છે તે આપણને બંધનકર્તા છે, (માટે તે આપી બંધનમુક્ત થવું) તે સિવાય ચુકાદામાં જે વિવેચન કર્યું છે તે તેમનો અંગત અભિપ્રાય છે. અને તે **કાયદાસર ધર્મને બંધન નથી.**"

આટલી ટુંક બીનાથી કેસના ગંભીર સ્વરૂપનું નિદાન કરવા પછી તે માટે વધુ પડદા ઉકેલવાનું જરૂર પડશે તો તે પ્રસંગપર મુલ્તવી રાખી હવે તે કોકસ કમિટિએ એવોર્ડમાં જે વાંધો બતાવ્યો છે તેનું સમાધાન કરીશું.

## કોકસકમિટિ એવોર્ડમાં શું વાંધો જુએ છે?

મુંબઇથી ધરમેળે જગતને ઉશ્કેરવા ઉભી થએલી ઉપરોકત કોકસ કમિટિએ એવોર્ડમાં કયાં વાંધો છે? તે વાત કોથળામાં પાંચશેરીની પેઠે અત્યાર સુધી બંધ બારણે ટીપી હતી પરંતુ રા. કુંવરજી આણંદજીને તેમણે બીજો પત્ર લખેલ છે અને જે કમિટિના મેમ્બર ભાઇબંધથી પ્રગટ થઇ ગયો છે તે ઉપરથી તેનું સમાધાન કરવું ઠીક થઇ પડશે.

જોકે આ પ્રશ્નોવાળા પત્રનો જવાબ રા. કુંવરજીભાઇ તરફથી મળ્યો નથી તેમ ભાઇબંધ માને છે. પરંતુ જરા ચારે તરફ દ્રષ્ટિ ફેરવતાં શીખશે તો જોવાશે કે તે પછી પ્રગટ થએલ **જૈન ધર્મ પ્રકાશ** (પુ.

૩૩ અં. ૧ લો ચૈત્ર ૧૯૭૩)માં રા. કુંવરજીભાઇ આ કેસનો ઇતિહાસ રજુ કરી મુંબઇના આ ભાઇઓનો વાંધો જણાવી છેવટ લખે છે કે "ફેંસલાની અંદર જેવી કહેવામાં આવે છે તેવી જૈન સિદ્ધાંતને બાધકારી હકીકત અમારા સમજવામાં આવતી નથી, તો આવા સામાન્ય કારણસર જૈન વર્ગમાં કલેશ ઉપસ્થિત કરવો તે કોઇ રીતે યોગ્ય નથી. સામા પક્ષવાળા એક જૈન ગ્રહસ્થ ઉપર વિશ્વાસ મુકે એજ આપણે મગરૂર થવા જેવું છે." ......વગેરે

## ફેંસલાના ચુંથણામાં જોવાતી અજ્ઞાનતા.

આટલું છતાં જ્યારે તે પ્રશ્નોના જવાબો મેળવવા ઇચ્છે છે તો તે માટે વિચાર કરીશું. ૧ અરસપરસના રહેવાસથી સનાતન ધર્મના સિદ્ધાંતોની રૂઢીયો જૈન ધર્મના લોકમાં દાખલ થવા પામી છે જેવી કે લગ્નાદીક ક્રિયા" (આ શબ્દોમાં ખોટું શું છે તે તેઓને બતાવવાની જરૂર હતી. કેમકે જૈન લગ્ન વિધિ હોવા છતાં લગભગ જૈનોનો મોટો ભાગ તે વિધિથી લગ્ન કરતાં નથી તે જગજાહેર છે. આ બાબત ઠીક થતી નથી તો આપણા સમાજમાં જૈન લગ્નવિધિ દાખલ કરવાનો પ્રયત્ન થવાની પહેલી જરૂર છે ને તેમ ન બને ત્યાં સુધી થતી વાત કહેવાય તેમાં દોષ કહેવો તે મુર્ખાઇ છે)

૨ કેટલાક જૈનો અંબીકા વિગેરે દેવોને પૂર્ણ આરતાથી માને છે. (લવાદનું કહેવું સઘળા જૈનો માનેછે એવું નથી, પણ 'કેટલાક' એ શબ્દ લખ્યોછે. તે ધર્મના સિદ્ધાંતને બાધ ક્યાં આવેછે તે સમજાતું નથી. કેટલાક જૈનો દારૂ પીએ છે—તે વાત ખરી હોય છતાં તે છુપાવવી તે તેને ઉત્તેજન આપવા જેવું છે. અને તેમને ઉઘાડા પાડવામાં જૈનધર્મ દારૂ પીવા ફરમાવે છે તેમ માનવું તેજ મૂર્ખાઇ છે. અજ્ઞાન સ્ત્રીયો મિથ્યાત્વી પર્વો માને, ટાઢું ખાઇ, શ્રીફળ વધેરે કે માનતા માને તે કેળવણીની ખામીનું ફળ છે માટે તેને કેળવો—આવી થતી બીનાનો ઢાંક પીછોડો કરી તેવા દોષ વધવા દેવા તેજ ખરો દ્રોહ છે ને તે દ્રોહ ઓછો કરવાને બદલે કેસમાં જૈનો એજ જુબાની આપી છે કે અમે દેવીઓ વગેરેને માનીએ છીએ—પૂજીએ છીએ— તે શબ્દ જજ્જે (લવાદે) મુકયા તેમાં કેસનું અવલોકન છે તે અજ્ઞાન ભેજામાં ક્યાંથી ઉતરી શકયું હોય?)

૩ હરકોઇ જાતને હરકોઇ ધર્મ માનવાની છુટ છે (આ વાત તો નાનુ બચ્ચું પણ સમજે તેવી છે. ધર્મ એ કેદખાનું નથી કે કોઇને વાડામાં ઠાંસી દેવાય ધર્મ એ આત્માની સ્વતંત્રતા છે અને જયાં સ્વતંત્રતા છે, ત્યાં છુટજ સંભવી શકે કેમકે સારૂં છે તે સહુ કોઇ સ્વીકારે છે ને સ્વીકારશે. આ છુટના પરિણામે જ જૈનત્વ અનંત ઉત્સર્પિણી, અવસર્પિણી ને રાજ્યક્રાંતિ વચ્ચે પણ અડગ અને અનાદી અચળ છે અને રહેશે )

૪ જૈન ધર્મ મુજબ કોઇપણ જીવ ઉત્પન્ન કરનારી વસ્તુ દેવને સ્પર્શ કરવાથી તેમજ જૈન વિધીક્રિયા વિરૂદ્ધ દેવનું સ્થાપન કે પુજન કે ક્રિયા થાય તો શ્રી તીર્થંકર પ્રભુની આશાતના થઇ ગણે છે. (આ શબ્દો ખુલ્લી આંખે તીર્થંકર પ્રભુની આશાતના ન થવા પામે તે માટે સ્માર્તભાઇઓની મુર્તિઓ ત્યાંથી દૂર પધરાવવા જરૂર છે તેમ દર્શાવે છે. જ્યારે કોકસની દ્રષ્ટિએ પખાલ કરવી એ જાણે આશાતના થતી હોય તેમ સમય કે સંબંધ વગરનો અર્થ ઉપજાવવા જતાં અક્કલની કિંમત અંકાય છે. ).

૫ અને પોતાની જગ્યામાં શાસ્ત્ર મુજબ શંખ ભેર, નોબત વીગેરે વાજીંત્ર વાગે તેમ હવન હોમાદી ક્રિયા થાય તેથી જૈન મંદિરના પ્રભુની આશાતના થવા ભય નથી.

આ પ્રશ્ન ઉભો કરવામાં કેવળ ઉસ્કેરવાની બાજી રમાણી છે પહેલું તો એ વિચારવું જોઇએ કે શકર, પાર્વતી અગર ગણપતી એ ત્રણ પૈકી કોઇપણ દેવને હવન હોમાદી ક્રિયા થતીજ નથી. અને તેથી એવોર્ડમાં શાસ્ત્ર મુજબ એ શબ્દ મુકવામાં લવાદે ડહાપણ વાપર્યું છે. વળી આ કેસમાં સ્માર્તોએ આપણા દેરાસરમાં બળાત્કારે પ્રવેશ કરી તેના ધર્મની ક્રિયાઓ કરી હતી અને તે માટે આપણે ફરીયાદ કરતાં કંઇ દાદ મળી નહોતી એટલુંજ નહિ પણ પાટણ વિભાગના ફોજદારી ન્યાયાધીશે તા, ૨૫-૧૦-૧૫ થી એક વર્ષ કરતાં વધારે વખત જપ્તીનો કેસ રાખી અંતે સર્વેને દર્શન બાધા વિગેરે કરવા દેવાનો હુકમ ફરમાવ્યો હતો તેથી જો ફેસલામાં આ શબ્દો ન આવેતો ઉપરનો

હુકમ તથા આપણી લાગણી દુભાવી હવન કરવા સામેની આપણી ઉડી ગયેલી ફરીયાદ ભવિષ્યમાં આપણને હંમેશને માટે અગવડરૂપ થઇ પડે તેથી આ તીર્થને અંગે અત્યારે કે હવે પછી પણ કાળાંતરે આવો ભય દુર કરવાને તેવી ક્રિયા તેની મુકરર થયેલી જગ્યામાંજ કરી શકે તેમ બતાવવામાં લવાદે જે દીર્ઘ વિચાર કર્યો છે તે લવાદની બુદ્ધિ માટે ઉંચું માન ઉત્પન કરે છે. એટલુંજ નહિ પણ રાજયના ન્યાય મંદિરોએ જે સ્માર્તોના હકો દેરાસરમાં છે તેમ ફરમાવ્યું છે તે ઉપાધી દુર કરવા માટે દેશોદેશના જૈનોએ લવાદનાં વિચારબળ માટે ધન્યવાદના ઠરાવો પસાર કરવા જેવું છતાં તે કેવળ કંકાસના પ્રેમી મંડળને કયાંથી સુજી શકે? વળી તેમણે તોપ મારી છે કે આપણા દેરાસર અને તેને અપાયેલ જમીન વચ્ચે **૪૦ થી ૫૦ ફુટ અંતર છે. આ વાત તદન ગળત છે. કેમકે આ બંને સ્થળો વચે ૧૫૦ ફુટ કરતાં વધારે અંતર છે.** તે બતાવવા આ તિર્થનો નકશો અમે આ સાથે જુદેજ આપીએ છીએ. તેથી સ્પષ્ટ જોવાશે, વળી હવે પછી અમે આ નકશાથી બીજી ઘણી ગપોને ખુલી કરીશું માટે તે નકશો સંભાળથી જાળવી રાખવા વાચકોને ભલામણ કરીએ છીએ.

છેવટે ભાઇબંધ તા. ૧૮-૨-૧૭ નો તાર પ્રગટ કરી કબજો ગેરવ્યાજબી આપ્યો છે, તેમ જણાવે છે પરંતુ તા. ૩૧ ૧-૧૭ ના રોજ આપણે રાજીનામું આપી ચુકેલ હોવાથી આપણે તો તેજ તારીખથી નવો વાંધો લઇ શકતા નથી તે વાત તેઓ ભુલી ગયા જણાય છે વળી ચારૂપની કમીટીના સેક્રેટરીએ સ્માર્તોને જે કબજો વગેરે આપેલ છે તે માટે માફી માગવાની વાત કેવળ ઉભી કરેલી છે. ભાઇબંધ પોતાના વૈશાક વદી ૩ ના અંકમાં વગર રેકર્ડના સ્વાલ જવાબ ઉભા કર્યા ત્યાં સુધી સેક્રેટરીના મોંએથી માફી માગવાનો શબ્દ નીકળ્યો હોય તેમ જણાતું નથી, વળી આજના અમારા પત્રમાં શા. અમથાલાલ પ્રેમચંદના ખુલાસાથી પણ સ્પષ્ટ જોવાશે કે માફી માગવાની વાત ખોટી છે એટલે તે પ્રપંચ પણ ખુલ્લો પડી જાય છે.

તિર્થમાં જનારને ધાસ્તી છે તેમ બતાવી તેઓ આપવીતી કરે છે તે માટે હવે પછી બોલીશું. કેમકે તેમાં જે નામો સંડોવ્યા છે તે કોકસ કમિટીના મેમ્બરોનાજ છે શેઠ ઉપર અરજી કરનાર પૈકી ખુદ કજીયાને

વધારનાર શ્રીમાન ભાઇબંધ ઉપરાંત અમીચંદ ખેમચંદ મુંબઇથી હકક સિવાય પત્રો લખી ઉશ્કેરનાર પૈકીના એક છે. કેશવલાલ મંગળચંદ સાથે જનાર તથા એક ચર્ચાપત્ર લખી વિદ્વાન બનનાર કેસમાં નં ૧૨૨ ના સાક્ષી છે. તેની જુબાનીથી તેઓ ૨૧ વર્ષ ફકત સાત ચોપડી ભણી શીલાલેખને કાગળ ઊપર દબાવી ઉતારી લેતાં શીખેલા ઓળખાવ્યા છે ને આપણા દેવળમાં તીર્થંકરો સીવાય દેવીયો વિગેરેની મુર્તિયો હોયને તેમની પુજા જૈનો તરફથી થાય તેમ જણાવવા જેટલી અકકલનો નમુનો પાટણની કોર્ટમાં પોતાની જુબાનીની અંદર બતાવી આપણને મુસ્કેલીમાં મુકનાર છે.

વળી નાનકચંદ નગીનદાસ બહુરૂપી છે, તેમણે એકજ વખતે પોતાના નામ નાનકચંદ નાનકલાલ અને નહાનચંદ એમ ત્રિમુર્તિ ઉત્પન્ન કરી લોકોને બહુરૂપે ભ્રમમાં નાખવા પ્રયત્ન કર્યો છે. આ સઘળા માનવંતોની પોલ હવે પછી જોઇશું તેમજ વીશાશ્રી૦ ની ન્યાતના શેઠે મુંબઇ પત્ર લખી તથા તે ખુલો મુકી પોતાના કાકા સાથેના પુર્વના અંગત વઇરનો પ્રસંગ સાધવાને જે બાજી રચી જણાય છે, તે પણ જરૂર જોવાશે તો હવે પછી રજુ કરીશું, પરંતુ એટલું જણાવવું જોઇએ કે ચારૂપમાં ગભધાસ્તી છે તે દર્શાવવાના અવાજો ખાલી ભ્રમનાદ છે તો યાત્રીકોએ રાવાનું નથી. હમેશાં ઘણાં યાત્રીકો જાય છે ને સુખેથી દિવસો સુધી રહે છે તેનો હમેશનો નોંધ અને તેવા યાત્રીકોના શાંતિભર્યા પત્રો અમને મળતા રહ્યા છે, તે સ્થળસંકોચથી જો કે પ્રગટ કર્યા નથી પણ યાત્રીકોની નિર્ભયતા માટે અમે ખાત્રી આપી શકીએ છીએ.

છેવટે લવાદના આ બુધ્ધિયુકત ચુકાદા અને તેથી અનેક ભાજગડોનું આવેલ છેવટ એ એક જૈન જજ્જ માટે સંપૂર્ણ શોભા ભર્યું છે માટે તેની ઓનરરી સેવા માટે જૈન એસોસીએશન કે હિંદનો સમગ્ર સંઘ માનપત્રો આપે તો તેમાં તે તેમની ફરજ અદા કરે છે એમ માનવું ખોટું નથી.



# પરિશિષ્ટ ૪૭

**જૈન તા ૨૪ મી મે સને ૧૯૧૭**

## શા. અમથાલાલ પ્રેમચંદનો ખુલાસો.



શ્રી જૈનપત્રના અધીપંતી સાહેબ જોગ.

ભાવનગર.

પાટણથી લી૦ શા. અમથાલાલ પ્રેમચંદ નીચેની હકીકતનો આપના નાંમાકિંત પેપરમાં ખુલાસો કરવાની જરૂર છે, માટે જાહેરમાં મુકવા કૃપા કરશો.

જૈન શાસન તારીખ ૯ મી મે ૧૯૧૭ ના અંકમાં લખ્યું છે કે "ઠરાવ પહેલો કે બીજો ઠરાવ વીરૂદ્ધ સોંપવાથી તેમજ ચુનીલાલ ઝવેરી પોતાની ભુલ કબુલ કરી માફી માગે છે" અને સાશન તા. ૨૩-૫-૧૭ ના અંકમાં નગીનદાસ મંગળચંદના લેખમાં એમ લખે છે કે "જે ઇસમો કબજો સોંપી આવેલા તેઓએ પોતાની ભુલ સંઘ વચે કબુલ કરી તેથી સંઘે તેઓને ક્ષમા બક્ષીછે." આ પ્રમાણે પરસ્પર વીરોધી લખાણ છે. મહા વદ ૦)) તથા ફાગણ શુદ ૧ સંઘ ભેગો થયો હતો. તેમાં હમો હાજર હતા. ખરી વાત એ છે કે તેમાં કબજો સોંપવાની બાબતમાં કોઇએ પણ માફી માગી જ નથી. તેમ ત્રણ ન્યાતના શેઠો તથા આગેવાનો તથા બીજી ન્યાતના આગેવાનો સંઘમાં હાજર નહોતા. જે ઠરાવો લખવામાં આવ્યા છે તે પ્રમાણે ખરી રીતે તેમ બન્યું જ નથી, પણ પ્રતીમાજી ચારૂપથી લાવવા કે નહીં તે માટે વિચાર કરવા કમીટી નીમવાને કેટલાક ગૃહસ્થોનાં નામ લખાવવામાં આવ્યાં હતાં પણ જે ગૃહસ્થોનાં નામ છપાવવામાં આવ્યા તે ગૃહસ્થો ત્યાં હાજર હતા નહીં શાસનવાળાએ એવા જે ઠરાવોના સંબંધે લખાણ કર્યું છે તે માટે મહેરબાની કરીને તેઓ જણાવશે કે સવાલની કઇ બુકમાં ઠરાવ નોંધાયા છે અને કયા કયા શબ્દો એમાં લખાણા છે તેની ખરી નકલ જાહેરમાં મુકશે કે જેથી લોકોને જણાઇ આવે.

વળી આ બાબત બીજું મારે જણાવવાની જરૂર છે કે અમીચંદ ખેમચંદ લખે છે કે ચારૂપમાં હમો દાખલ થયા તે વખતે રજપુતો વીગેરે ગામના લોકોએ હથીઆર સહીત તથા છોકરાઓ ઇંટો સાથે એકદમ આપણી ધર્મશાળામાં દાખલ થઇ અમારા પ્રત્યે શત્રુભાવ દેખાડયો. વીગેરે લખીને નગરશેઠ ઉપર અરજી આપેલી તે એહવાલ શાસનમાં પ્રગટ કરવામાં આવ્યો છે. પણ આ હકીકત સત્યથી કેટલી વેગળી છે તેમજ સહરાગત ભરેલી છે તે જણાવવા સારૂ તેવા ટાઇમે જાત્રાએ ગયેલા નામાંકીત ગૃહસ્થો શેઠ નગીનદાસ કરમચંદ તથા શેઠ નીહાળચંદ લલુભાઇ તથા શેઠ લહેરૂચંદ ઉજમચંદ વી. સંભવિત ગૃહસ્થો ગયેલા તેઓની સાથે મારે વાતચીત થયેલી તે ઉપરથી હું જણાવું છું કે ત્યાં જાત્રાળુઓ માટે ગામવાળાઓ ઘણાજ સ્નેહભાવથી વર્તે છે. ગાને ઉપલા ગૃહસ્થો ગયેલા ત્યારે પણ તેઓની જોડે યોગ્ય સનમાનથી વર્ત્યા હતા. આ ઉપરથી સમજી શકાશે કે ત્યાં જાત્રાળુઓ માટે કોઇપણ જાતની હરકત છે નહિ.

તારીખ ૨૫-૫-૧૯૧૭

**લી. શા. અમથાલાલ પ્રેમચંદ દા. પોતે**

---

## પરિશિષ્ટ ૪૮

**જૈન શાસન. તા. ૩૦ મી મે. ૧૯૧૭.**

## ચારૂપ તીર્થ માટે ખુલાસો.

---

**સવત ૧૯૭૩ ના વરષે જેઠ શુદ ૭ ને વાર સોમ.**

**શેઠ સાહેબ પોપટલાલ હેમચંદ નગરશેઠ.**

મું પાટણ

અમો ચારૂપ જૈન તિર્થના ચોકીઆતો આપને જણાવવાને રજા લઇએ છીએ કે વઇશાખ વદ ૫ ના રોજ બપોરે તેમજ સાંજે જાત્રાળુઓ ચારૂપ જાત્રા કરવા આવેલા, તે વખતે ગામના લોકો રજપુતો લાકડીઓ

વિગેરે લઇને જાત્રાળુઓ ઉપર ચડી આવેલા અને ધાંધલ કરેલી, તે વખતે જો જાત્રાળુઓ સાહામા થયા હોત તો વખતે તોફાન થાત પણ એમ હોવાથી કોઇ જાતનું તોફાન થયું નથી. ફકત ગાળો દીધેલી.

ઉપર લખેલી હકીકત લખવાની જરૂર એ છે કે અમોએ સાંભલ્યું છે કે તમારા ઉપર જાત્રાળુઓએ એક અરજી કરી છે, તેમાં એમ લખ્યું છે કે ચોકીઆતો ગામના લોકો સાથે ભળી ગયા હતા, એ વાત ખોટી છે, અને જાત્રાળુઓને પાટણ જતા બીક લાગવાથી અમારામાંથી બે ચોકીઆતો પાટણ મુકવા ગયા હતા.

આ ધાંધલ થયા પછી અમારા ઊપર હવાલદાર તરીકે કોટાવાલા તરફથી રજપુત નાથાજી ચતસંગને ( ગામડાના પોલીસ પટેલના ભાઇને ) રાખવામાં આવ્યો છે. તો હવે ગામના લોકો જાત્રાળુઓને હેરાન કરશે. તો અમે જવાબદાર રહીએ તેવી સ્થીતિમાં નથી. તો આપ તેના માટે બંદોબસ્ત કરશો. તા સદર,

**લી૦ ચારૂપના શામલાજીના જૈન દહેરાસરના, ચોકીઆતો**

**ઠા. હાથીજી હવાજી સઈ, દ: પોતે**

**ઠા. ફતાજી દોલાજી સઇ દ: હાથીજી**

**હવાજી ધણીના કહેવાથી.**

**પાટણ**—શેઠ કોટાવાળા તરફથી શેઠ હાલાભાઇ બેચરદાસ તથા નહાલભાઇ લલુભાઇની સહીઓ લેવાના પ્રયાસો શરૂ કર્યા છે. અને સંભાળવા પ્રમાણે સહીઓ પણ કરી છે, આવી રીતે કોટાવાળા શેઠે પોતાના પક્ષમાં લેવાના પ્રયાસો જે શરૂ કર્યા છે, તેથી સમજાય છે કે પોતાને આમાં કાંઇ ધાસ્તી છે ખરી ?



# પરિશિષ્ટ. ૪૯

જૈન શાસન જેઠ શુદ ૯ વી. સં. ૨૪૪૩

## ચારૂપ–પાટણુ કેસ ઉપર કરવામાં આવતો ઢાંક પીછોડો.

## શેત્રંજની બાજી કોણુ ખેલે છે ?

[ ૪ ]

### કોટાવાળા શેઠ તરફથી થતા પ્રયાસો અને

### બહાર આવેલું વધારે ભોપાળું.

ચારૂપ કેસનો લવાદે આપેલો ચુકાદો અપુર્ણ છે, અને તે ચુકાદાનો કાયદેસર અમલ કોણુ કરાવી શકે ? તે બાબતનું અમોએ ગત અંકોમાં વિવેચન કરી સમાજને કેસની વસ્તુ સ્થિતિ સમજાવવાનો પ્રયાસ કર્યો છે. અને તે ઉપરથી વાચક સમજી શકયા હશે કે, આ કેસમાં લવાદનામું આપનાર પાટણુનો સમગ્ર સંઘ નથી પણુ અમુક વ્યકિતને હસ્તગત કરી લઇ આ ફેસલો અપાયો છે; તે ગેરકાયદેસરનો છે, તેમજ લવાદે આપેલા ફેસલામાં એવા પણુ શબ્દો ઉમેર્યા છે કે " આ ઠરાવનો અમલ લવાદે પોતે કરી આપવો. " આવી રીતે શબ્દો લખવાનો કાયદેસર તેમનો હક નથી, કારણુ કે ન્યાયાસન ઉપર બીરાજમાન થએલ જજ્જ પોતાના ફેસલામાં પોતે અમલ કરાવી આપવાનું કદી પણુ સુચન કરાવે નહિ, કારણુ કે તેમનું કામ ફકત ન્યાયનું તોલન કરી પોતાનો અભિપ્રાય બહાર મુકવાનું હોય છે, અને તે બંનેમાંથી એક પક્ષને ન રૂચે તો તેના ઉપર અપીલ પણુ લઇ જવાય છે. અને તે મુદતમાં હોય તે દરમીયાન કોર્ટ પાસે ઠરાવનો અમલ પણુ કરાવી શકાતો નથી, તેવી રૂઢી પ્રચલિત છે. તેવીજ રીતે લવાદ એટલે એક ' પંચ ' ગણી શકાય. પંચના ઠરાવ સામે પણુ બંને પક્ષમાંથી એકને જો બાબત ન રૂચે તો રદ કરાવી શકાય છે. મતલબકે કેસ લંબાવી શકાય. વળી પંચનું કર્તવ્ય એજ કે પોતાનો

અભિપ્રાય કોટમાં લાવી શકે છે, પણ કદી અમલ કરાવી આપવાનું સાહસ ખેડી શકતો નથી, છતાં આ લવાદે આપેલા ઠરાવનો અમલ પોતેજ કરાવી આપ્યો છે, તે કાયદેસર તો નજ ગણી શકાય.

## પૈસાદારના પુજારીઓ.

પાટણના ચારૂપ કેસમાં લવાદે આપેલો ચુકાદો કાયદેસરનો છે તેવી રીતે સમાજને સમજાવવા અનેક પ્રયાસો શરૂ થવા લાગ્યા અને તેને ઉઘાડાપાડી સત્ય બાબતને અજવાળામાં લાવવા આ પત્રદ્વારે કેટલુંક લખાણ અસભ્યતાથી કરવામાં આવ્યું તે અમારા ભાઇબંધ પત્રકારને નહિ રૂચવાથી તેની સામે પોતાની કલમ ઉઠાવી, સત્યને દાબી દેવા પઇસાદારના પુજારી બની, પોતાની સ્વતંત્રતાને દાબી, ન છાજતા હુમલાઓ કરી, ગપગોળા હાંકી, મન કલ્પિત બનાવોને સમાજને સાચા તરીકે કબુલાવવા પ્રયત્નો શરૂ કર્યા છે અને લવાદ સામે વાંધો ઉઠાવનાર પાટણનો સંઘ નથી એવું મનાવવા એક સ્વયં બનેલી એક કમિટી છે, એવું બતાવવા યદ્વાતદ્વા ચીતરી મારી, પોતાની કિંમત અંકાવી છે. તેને માટે અમોને હસવું છુટે છે અને ખેદ થાય છે અને પોતાનું મગજ કોઇ બીજીજ દિશામાં કામ કરતું જોવાય છે. તે મગજને ઠેકાણે લાવવા અમારે કેટલાક ભોપાળા બહાર મુકવાની ઇચ્છા નહિ છતાં તે ભાઇબંધની પ્રબળ ઇચ્છાને તાબે થવું પડયું છે, અને તેમની શાન્તિને માટે ફક્ત અમોને મળેલા પત્રોમાંથી ફક્ત એજ ભોપાળા બહાર મુકીએ છીએ, છતાં ભાઇબંધની તેથી શાંતિ નહિ થાય તો બીજા પણ મુકવાની તક દીલગીરી સાથે હાથ ધરીશું.

## લવાદે આપેલા ચુકાદાને સત્ય મનાવવા માટે થએલા પ્રપંચો.

લવાદે આપેલો ચુકાદો પાટણના સંઘે જ્યારે માન્ય નહિ રાખ્યો, અને તેને માટે સંઘ એકઠો થઇ તેના સામે સખ્ત વિરૂદ્ધ ઠરાવો કર્યા, અને મુનિ મહારાજાઓના મતો મગવાવામાં આવ્યા, ત્યારે શેઠ કોટાવાળા ગભરાયા, અને પોતાના ઠરાવ બહાલ નહિં રહે તેવી જ્યારે પોતાને ખાત્રી થઈ, ત્યારે પોતાના તરફથી લાગતા વળગતાઓને મોકલી પોતે કરેલું છે તે વ્યાજબી છે, અને તેમાં મેં કાંઇ વિરૂદ્ધ કર્યું નથી, તેવું માનવા માટે મુનિરાજો તેમજ બીજા કહેવાતાં પોતાનાઓ પાસે મતો મંગાવવા માણસો દોડાવ્યા;

તેમાં કેટલીક નિષ્ફળતા ગઇ છે, તે અમોએ ગત અંકોમાં બતાવ્યું છે. છતાં ગણ્યા ગાંઠયાના જે મતો અધુરા તેમજ દ્વિઅર્થિ મેળવી શકયા છે, તેને પોતાના લાભના બનાવવાનો પ્રયાસ ભાઇબંધના પત્રદ્વારે કર્યો અને તેનો ભાઇબંધે સ્વિકાર કરી તેના મન કલ્પિત અર્થો બતાવવા લાગ્યા. જેને માટે અમોએ શેઠ કુંવરજીભાઇના પત્ર અક્ષરસઃ મુકયા, જ્યારે ભાઇબંધે પોતાના ગત અંકમાં ખુલાસો કર્યો કે " અમોએ સાદરા વાળા વકીલ ન્યાલચંદ લક્ષ્મીચંદના લખેલા પત્રનો સાર આપ્યો હતો. " પણ ભાઇબંધ ને અંધારીવાળા ચસ્માથી દેખાતું નથી કે, અમોએ પણ જે લખ્યું છે તે બીજાના પત્રનો સાર છે, તેવું સ્પષ્ટતાથી જણાવ્યું છે, છતાં તેમના મગજને ઠેકાણે લાવવા પુનઃ દાખલ કરીયે છીએ.

" ચારૂપનો ફેસલો વાંચ્યો, મારા તરફથી અભિપ્રાય માટે '**સામા પક્ષ તરફથી**' પત્ર આવ્યો હતો, મને તો કાંઇ ગેરવ્યાજબી લાગતું નથી. એમ સ્પષ્ટ લખી દીધું છે. અંદર અંદરના દ્વેષથી ક્લેશ વધારે છે, જમાના વિરૂદ્ધ છે "

ચસ્કી ગયેલા મગજથી એટલું પણ સમજાણું નથી કે અમે જે લાઇન મારેલી છે તે શબ્દો શું બતાવે છે? તેનુ ભાન પણ પોતાને રહ્યું હોય તેમ લાગતું નથી.

વળી ભાઇબંધે શેઠ કુંવરજીભાઇનો પત્ર અને મુનિ મહારાજ શ્રી વલ્લભવિજયજીના જે પત્રો અમોએ પ્રગટ કર્યા છે તેને છુપાવ્યાનું જણાવી અને ચોકસ શબ્દોનો ઉતારો કરી તે પત્ર પોતાના તરફેણુના સમજાવવા પ્રયાસ કર્યો જણાય છે. પરંતુ એટલું પણ ભાન રહ્યું જણાતું નથી કે તે પત્રોમાં તેમનો ચોકસ મત શું છે? વળી- લવાદે પોતાના માણસો દ્વારા મુનિ મહારાજાઓના કેટલાક મતો મેળવ્યા છે, પણ સમાજમાં અશાંતી ફેલાય તેને માટે લવાદે બહાર મુકવાનું વાજબી ધાર્યું નથી. તેમ લખી કેટલાક મુનિરાજોના નામોની એક હારમાળા તેમના ગત અંકોમાં આપી છે. પરંતુ ભાઇબંધને ખબર નથી કે, તે અભિપ્રાયો કેવી રીતે મેળવ્યા છે, અને તે માટે અમારા ભાઇબંધના મગજને કાંઇ ઠેકાણે લાવવા તેમજ પ્રમાણીકતાનો પાઠ શીખવવા ફકત બેજ મુનિઓના પત્રો અક્ષરસઃ ટાંકવાની દીલગીરી સાથે ફરજ પડે છે.

" શ્રી ભાવનગર મધ્યે શ્રી જૈનશાસનના અધિપતિ જોગ, ધર્મલાભ મુ. શ્રી સુરતથી લી. મુનિ શ્રી દેવમુનિજીના તરફથી તમારા પત્રમાં છાપશો. અત્રે કોટાવાળા તરફથી આવેલ આદમીએ અમોને કહ્યું કે, શ્રી ચારૂપના દેરાસરજીના કંપાઉંડમાં શિવધર્મિઓને ઓરડી વિગેરે આપેલ નથી. આવી રીતે અમોએ સહી આપી હતી. પણ પાછળથી છાપાદ્વારે ખબર પડી કે બે **ઓરડીઓ** ધર્મશાળામાંથી આપેલ છે. તે અમારે કબુલ નથી. અમોને કંપાઉંડ બહાર માટે સમજાવીને સહી લીધી હતી, તેથી અમારે કબુલ નથી. આ પત્ર લખ્યો છે, તે તમો છાપશો. શુદી ૩ ને વાર ગુરૂ. દ. દેવમુનિ

પાટણ મીતિ ૧૯૭૩ ના જેઠ શુદી ૩ ગુરૂ.

જૈન શાસનના અધિપતિ જોગ.

જત જૈન પત્રના તા. ૧૯ ના અંકમાં મારૂં નામ આવેલું અને તેમાં લખેલું છે કે કોટાવાળાનો ચુકાદો ધર્મ વિરૂધ્ધ નથી તેમ નુકશાનીનો નથી, તેવું લખાણુ છે તેના ખુલાસામાં મારે લખવું પડે છે– **હું વિશનગર હતો ત્યારે કોટાવાળા શેઠ તરફથી શા. અમથાલાલ પ્રેમચંદ મ્હારી પાસે આવી મને ઘણી ખોટી વાતો કરી, તેમજ લવાદે આપેલો ચુકાદો પણ વંચાવ્યા વગર ઉંધે રસ્તે દોરવી મ્હારી સહી કરાવેલી.** તેથી તેના ખુલાસામાં લખવાનું કે હું અત્રે આવ્યો અને લવાદનો ચુકાદો વાંચતાં તેમજ વસ્તુસ્થિતિ જોતાં મને ચોકસ લાગે છે કે, કોટાવાળાએ જે ચુકાદો આપ્યો છે તે ધર્મ વિરૂધ્ધ છે, તેથી તે માન્ય કરવા લાયક નથી. **લી૦**

**પન્યાસ નીતિવિજયજીના શિષ્ય મુનિ મુકિતવિજયજી.**

ઉપરના પત્રોથી એટલું તો સમજાય છે કે, કોટાવાળા શેઠ તરફથી પોતાના ઠરાવ માન્ય રાખવા માટે કેટલાક મુનિરાજોને ઉધુંચિતું સમજાવવાનો પ્રયાસ કર્યો છે, અને તેવો પ્રયાસ કરવો, તે લવાદ તરીકેના એક પંચને યોગ્ય હતું નહિં. અને જ્યારે તેમ કરવા પોતાના તરફથી પ્રયાસો જોવાયા છે તો તેમાં લવાદે ભુલ ખાધી છે તે સ્પષ્ટ સમજાય છે, અને પોતાને એક પક્ષીય દોરવાઇ ગયાનું ભાન થાય છે, ત્યારે આવા પ્રપંચોની હારમાળા ગોઠવવાની જરૂર પડી હોય તેવું અનુમાન કાઢી શકાય છે.

વળી જૈનના તા. ૨૭ મીના અંકમાં એક એવો ખુલાસો કરે છે કે કુંવરજીભાઇને જે પ્રશ્નો પુછવામાં આવ્યા છે, તે જૈનધર્મ પ્રકાશ (પુ. ૩૩ અંક. ૧ લો ચૈત્ર ૧૯૧૭) માં રા. રા. કુંવરજીભાઇ આ કેસનો ઇતિહાસ રજુ કરી મુંબઇના આ ભાઇઓનો વાંધો જણાવી છેવટ લખે છે કે "ફેસલાની અંદર જેવી કહેવામાં આવે છે તેવી જૈન સિદ્ધાંતને બાધકારી હકીકત અમારા સમજવામાં આવતી નથી" પરંતુ ભાઇબંધે તે અંકનો આખો લેખ દાખલ કર્યો નથી. જેથી તે ભાઇબંધના મનસ્વિ લખાણોની શુધ્ધિ લાવવા માટે અમો પુછવા માગીએ છીએ કે તે અંક અમે વાંચ્યો છે, તેમાં મુંબઇથી લખાયેલા પત્રમાં જે સવાલો પુછવામાં આવ્યા છે, તેમજ વાંધા બતાવ્યા છે, તેની નકલ અમોએ ગત અંકમાં દાખલ કરી છે, તેમાંનો એક પણ પ્રશ્નનો ઉલ્લેખ તે અંકમાંના લખાણમાં જોવામાં આવતો નથી છતાં ખુલાસો કર્યો છે, તેનું શા આધારે લખ્યું છે? તે ભાઇબંધ પોતાના આવતા અંકમાં તે આખો લેખ દાખલ કરી સમાજને બતાવી આપશે તો ઉપકાર થશે. પરંતુ ગપગોળા હાંકી પોતાને ગમતા અર્થો સમાજને સમજાવવાની પંડિતાઇ બતાવવી તે અસ્થાને છે.

છેવટમાં અમો એટલુંજ કહેવા માગીએ છીએ કે, લવાદનો ચુકાદો અપુર્ણ છે અને ઠરાવમાં વપરાયેલા શબ્દો ધર્મની લાગણી દુખાવનારા તેમજ જૈન સિધ્ધાંતોને બાધક છે, માટે તે ફેસલો રદ કરાવવા માટે પાટણના સંઘ ઉપર આવી પડેલી ફરજ અદા કરી ભવિષ્યમાં આવા બનાવો ફરીથી ન થવા પામે તેવો દાખલો બેસારવો ઇષ્ટ છે.

---

## પરિશિષ્ટ ૫૦

જૈનશાસન જેઠ સુદ ૯ બુધવાર વી. સં ૨૪૪૩

### જૈનો અને કોનફરન્સ હેરલ્ડ

ચારૂપકેસ—આ લેખમાં તંત્રી સાહેબે જૈન લોકોને માતા, ભવાની દેવી, દેવતાના ઉપાસકો બનાવ્યાં છે. બીજા અર્થમાં જૈનો જાણે કેમ વહેમી હોય એમ જણાવીને મી. કોટાવાલાનો પક્ષ એકાંત ખેંચ્યો જણાય છે. હજી તો તંત્રી સાહેબને દેવી દેવતાની સિધ્ધી કરવા માટે લેખ લખવાની જીજ્ઞાસા છે. દેવી દેવતાની સિધ્ધી કરીને શું જૈનો વહેમી છે. અથવા વીતરાગ

દેવના પુર્ણ ઉપાસક નથી એમ સિધ્ધ કરવું છે ? વા બીજી ઇચ્છા છે તે સંમજ પડે તેવું નથી. દેવા દેવતા ઉપર ભાર મુકીને લખવાનો અર્થ તો એટલોજ દેખાય છે કે હેરલ્ડના તંત્રી સાહેબ કોટાવાળાને ગાડે બેઠા છે. પણ હેરલ્ડ પત્ર કાંઇ કોમમાં તકરાર વધારવી કે કોઇને ગાડે બેસીને તેમના ગીત ગાવા માટે નથી પણ કોમના ભલા માટે છે.



## પરિશિષ્ટ ૫૧.

**જૈન તા૦ ૩ જી જુન સને ૧૯૧૭.**

## મુદ્દા વગરની મારપછાડમાં કોકસની કિમત.



## જૈન સંઘના કાયદાસર બંધારણની જરૂરીયાત માટે ચારૂપ પ્રકરણે આપેલું શિક્ષણ.



કોર્ટથી પણ શાંત રીતે પતવામાં મુશ્કેલ થઇ પડેલ, ચારૂપ તિર્થના ઝઘડાનું છેવટ એક લવાદથી આવે અને તે પણ જૈન અને સ્માર્ત પ્રજા મળી એકકે અવાજે જૈન ઉપર વિશ્વાસ મુકે તેવો અસાધારણ પ્રસંગ ફતેહમંદ રીતે પાર ઉતરવાથી કેટલાક જવાસાની પ્રકૃતિ ભોગવતી વ્યકિતઓની કોકસ કમિટિએ મળીને પાયા વિનાનો મહેલ ઉભો કર્યો અને તેમાં ન ફાવતાં છેવટ તિર્થનો વિચ્છેદ કરવાને પણ ન માફ થઇ શકે તેવી હિલચાલ શરૂ કરી, ત્યારે ખેદ સાથે અમારે આ કેસનું વસ્તુસ્વરૂપ સમજાવવાને પ્રયત્ન કરવો પડયો છે. જો કે આમ કરવા જતાં આવી પ્રપંચજાળો અણુછુટકે અમારે ખુલી પણ કરવી પડી છે છતાં એટલું તો જોઈ શકાયું છે કે તેમ થતાં અનેક સમજુ મગજો આ જાળમાં ફસાતાં બચી જવા પામેલ છે, અને અનેક ફસાઇ ગયેલ બની આત્માઓ પોતાની ભોળાઇ માટે પશ્ચાતાપ કરે છે. એટલુંજ નહિ પણ

આ પવિત્ર પ્રાચિન તિર્થનો વિચ્છેદ કરવાની બાજીમાં કોકસ નિષ્ફળ થવા સાથે આ પ્રાચિન તિર્થભૂમિ સર્વત્ર જગજાહેર થવાથી તેના દર્શન સ્પર્શનનો લાભ લેવાને સમાજમાં નવી જીજ્ઞાસા ઉત્પન્ન થવા પામેલ છે. કે જે શુભ લાગણીનો જન્મ થયેલ જોઇ અમારા શ્રમને સફળ થયેલો લેખીએ છીએ.

લવાદનો ફેસલો થવા પછી અને તે સંપૂર્ણ માન સાથે અમલમાં મુકાવા સાથે રાજીનામા અપાયા પછી આ નવા મંડળનો જન્મ થવા પામેલ હતો અને તેમાં શું બાજી રમાઇ હતી તે અમે અત્યાર અગાઉ બતાવી ગયા છીએ. વળી આ નવા મંડળે અત્યારસુધી કંઈ પણ શીંગ પુછ વિના કેવળ દોડો આગ લાગી છે તેવા ગભરાવવાના પોકળ અવાજો કરી મુકયા હતા તે પછી જ્યારે લવાદના ફેસલામાં ખોટું શું છે? તે પૂછવામાં આવ્યું ત્યારે જે પાંચ મુદ્દા તેમણે રા. કુંવરજીભાઇના પત્રમાં ટાંકયા હતા તે સઘળામાં પોકળ હતું તે પણ અમે ગયા અંકમાં બતાવી ગયા છીએ તેમજ તે દરેક મુદ્દાના ખુલાસા પણ તે સાથે દર્શાવ્યા છે ત્યારે હવે કંઇ પણ દલીલ ન રહેવાથી કેવળ પથ્થરા ઉરાડવાને ભાઇબંધે શરૂ કરેલ જણાય છે. પરંતુ તે રીતે ગંધ કે દલીલ વગરના પથ્થરા ફેંકતાં ઉલટું પોતે અંકાય જાય છે તે તેમને ધ્યાનમાં રહેલ જણાતું નથી.

ભાઇબંધને હવે કંઈ પણ બચાવ કે દલીલ રહી નથી ત્યારે ધરની દલીલ ઉભી કરે છે કે "આ ઠરાવોનો અમલ લવાદે પોતે કરી આપવો" તેવા શબ્દો લવાદે ફેસલામાં ઉમેર્યા છે તે કાયદેસર નથી

આવી ઠાવકી દલીલ કરી કાયદાના ખાં હોવાનો ડોળ કરવા જતાં ભાઇબંધે આ શબ્દો લવાદના એવોર્ડમાં કયાંથી વાંચ્યા તે સમજી શકાતું નથી. લવાદ નામાની નકલ અમે અને ભાઇબંધે પણ અક્ષરસઃ પ્રગટ કરેલ છે તેમાં તે શબ્દની ઝાંખપણુ નથી પરંતુ એવોર્ડમાં ખુલ્લું જણાવ્યું છે કે—"સનાતન ધર્મવાળાઓએ તેમના મને આપેલા પંચાતનામામાં ઠરાવનો અમલ મારે કરાવી આપવો તેમ સુચવ્યું છે" આ પ્રમાણે પંચાતનામાના શબ્દોનો અર્થ પંચનો ઠરાવ છે તેમ બતાવવાને પ્રયત્ન કરવો તે પણ અક્કલનો નમુનો છે.

આગળ જતાં ભાઇબંધ પંચના ઠરાવ ઉપર અપીલ થઇ શકે છે તેમ બતાવવા ગયા છે. પરંતુ તેમ કરવા જતાં કાયદાની દ્રષ્ટિએ અક્કલ ગુમ થઇ જણાશે. કાયદાનું સ્પષ્ટ ફરમાન છે કે **પંચનો નિર્ણય તે પ્રીવીકૌંસિલની કોર્ટનો નિર્ણય છે એટલે પંચના ફેસલા ઉપર અપીલનું કારજ નથી** છતાં આવી ઉંધા પાટાની બાજીમાં હવે જૈન સમાજ સપડાય જાય તેમ માનવું તેજ મુર્ખાઈ છે.

દલીલનું ક્ષેત્ર બંધ થાય ત્યારે ગળચી પકડવા અને ફાવે તો ગાલીપ્રદાન કરવાનું ભાઇબંધનું જગજાહેર વ્યસન સેવવાનો પ્રયત્ન શરૂ થયેલ જોવાય છે. પરંતુ અત્યારે તે સમયે તે સામે તેવી ગલીચ ગટરના માર્ગે જવા અમારી પાસે અપવિત્ર સ્થાન નથી તે માટે દીલગીર છીએ.

વર્તમાન પત્રનો ધર્મ જનસમાજને ખરી વસ્તુસ્થિતિનું ભાન કરાવી સ્વતંત્રતાનું પોષણ કરવાનો છે. આ ધર્મ ભાઇબંધ પણ કેટલીક વખત શબ્દોમાં જણાવે છે. પરંતુ પ્રસંગ આવ્યે જાણે આખો સમાજ પોતાની ચાંદે ચાંદ બોલનાર હાજીયો થવોજ જોઇએ તેમ માનવું અને ગમે તેટલું ન્યાયી છતાં પોતાના વિચાર વિરૂધ્ધ બોલનારની નીંદા કરવી તે શું માયા કપટ નથી? જૈન એસોસીએશન એ મુંબઇમાં આગેવાન કામ કરનાર જુનું અને વગવાળું મંડળ છે તેમ અનેક વખત સ્તુતિ કરવા પછી તેજ મંડળ જયારે લવાદની આ સેવા માટે હર્ષ બતાવવાની ફરજ અદા કરવા તૈયાર થાય ત્યારે તેને નમાલું અને નક્કામું બતાવી નિંદા કરવા બેસવું એ શું યોગ્ય છે? આવા જવાબદાર અને આગેવાન કામ કરનાર મંડળના કાર્યવાહકો શું હૃદયના એટલા નબળા તેઓ માનતા હશે કે જે આવી ખોટી ટીકાઓથી પોતાની ફરજ ચુકી જાય? અમને તો ભય છે કે પોતાના ચાંદમાં ચાંદ ભેળવવાને આવા ખોટા આક્ષેપો કરવાથી પોતાના શબ્દોની કિંમત સમાજમાંથી ઉલટી ઓછી થવા પામે છે. તે વાત તેઓ સમજી શકયા નહિ હોય?

'કોન્ફરન્સ હેરલ્ડ' ને આજે તેર વર્ષ થવા આવ્યાં ત્યાંસુધી તેની નિંદા કરવાનો કે ખામી જોવાનો વખત ન મળ્યો તે જ્યારે અત્યારે ભાઇબંધની હામાં હા ન મેળવી ત્યારે ખરાબ અને ચીથરીયું એ પણ જમાનાની ખુબી છે. જો કે આ ઉપરથી અમે તેવા આક્ષેપો સામે સીફારસ

કરવા માગતા નથી. પરંતુ એટલું તો પુછીશું કે હેરલ્ડના આટલા વર્ષના જુના તંત્રી જન્મથી જ હુંઢીયા છે કે બે ચાર દિવસથી હુંઢીયા થઇ ગયા છે? હા, 'હેરલ્ડ' એ લક્ષ્મી વગર ડચકાં લેતી કોન્ફરન્સને ભારરૂપ જોવાય છે તે ખરૂં છે અને કદાચ તેવી સ્થિતિમાં તંત્રીના મનસ્વી તરંગો ફેલાવવામાં તેનો દુરૂપયોગ થવા સંભવ પણ હોય છતાં તે ભુલો અત્યારસુધી ન શોધતાં પોતાના અંગત પ્રસંગે આગળ ધરવી તે ઉલટી અસર કરે તો તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી.

લવાદની સેવા સામે કટાક્ષ કરવા તૈયાર થયેલા બાઇબંધ ઇમારતો ચણી ચણે છે. અને કોઇવાર તેમને હલકા બતાવવા ઓડનું ચોડ વેતરી નાંખે છે જે લવાદને આખા વડોદરા સ્ટેટમાં વેપાર કે લેવડદેવડનો સંબંધ નથી એમ અમે ખાત્રી કરી છે તેને ચારૂપનું લેણું પતાવવાનો સ્વાર્થી અપવાદ મુકતાં પણ ભાઇબંધે પાછું ફરી જોયું નથી, અને તેવા અનેક આક્ષેપો કર્યાં છે. વળી લવાદની ઉપકાર સેવા માટે લખનારામાંના કોઇને વિધર્મી ઠરાવ્યા છે. કોઇને નાણાના પુજારી કર્યાછે અને કોઇને સુસ્ત અને પ્રમાદી ચીતર્યા છે. આ રીતે તને ખાઉં અને તારા બાપને પણ ખાઉં તેવી શૈલીનો શું આશય હોય તેતો તેજ જાણે, પરંતુ તેમ કરવા જતાં કોઇ વખત પાછી લવાદની સેવા માટે અજાણી સ્તુતિ ભાઇબંધથી થઇ જાય છે. અને તે રીતે ગાર ઉપર લીંપણ થઇ જવાથી સમાજ સત્ય જોઇ જાય છે તે તેમને ધ્યાન રહેતું જણાતું નથી, તો ભવિષ્યમાં આ રીતે બેધારી તલવાર ન ફેરવાય તે માટે ભાઇબંધને તેમના જ શબ્દોની યાદી આપવી અસ્થાને ગણાશે નહિ.

લવાદ અને લવાદના કાર્યની નિંદા કરનાર ભાઇબંધ પોતાના જ તા. ૧૯ મી મેના પત્રમાં લખે છે કે " સમજુ માણસો આ કેશ લંબાવવા ખુશી નહોતા અને તેથી તેની ઘરમેળે સમાધાની થાય તો સારૂં કે જેથી કરી બન્ને પક્ષ નકામા ખર્ચના ખાડામાંથી ઉગરે એટલે લવાદ નીમી કેસનો નિવેડો લાવવો એ વધુ ઠીક છે એમ સૌકોઇની સલાહ મળી "

વિચારવાનું એ છે કે લવાદ નીમી કેસનો નીવેડો લાવવાના વિચાર સુધી સૌકોઇની સલાહ મળી છે અને તેજ સમજુ માણસો હતા. તેમ તેઓ સ્વીકારે છે, ત્યારે શું લવાદ નીમવામાં બે પક્ષ પડયા હતા? કે

તેમણે કહેલા સમજુ અને સૌ કોઇ સુઇ ગયા હોય ત્યારે લાગ સાધીને મુર્ખાઓએ લવાદ ચુંટી કાઢયા છે તેમ તેઓ કહેવા માગે છે ? કે શું મુંબાઇમાં પાટણના વસતા સમગ્ર મંડળે સભા મેળવી પ્રમુખની સહી સાથે કોટાવાળાને લવાદ સ્વીકારવાને સંમતિપત્ર મોકલ્યો તે બધું સ્વપ્નાનું ફારસ ગણે છે ? અગર શું લવાદનામામાં સહી કરનાર છ ન્યાતના શેઠો, વાદી, પ્રતિવાદીઓ અને આગેવાનોને બાળકો બનાવવા ધારે છે ? તે કંઇ સમજી શકતું નથી.

આવું ફારસ પહેલુંજ નથી પણ ચુકાદો થવા પછી તે યોગ્ય છે અને ધર્મને અનુસરતો છે. માટે ધન્યવાદને પાત્ર છે, ત્યાંસુધી પણ બાઇ-બંધ જણાવી ગયા હતા તે અમે પ્રથમ તેના શબ્દોથી પ્રગટ કરી બતાવ્યું હતું. છતાં પાછા નવા તમાસામાં બધું અયોગ્ય દેખાડવાને વાર ન લાગી તો પછી આવી વધુ જાળમાં વધુ ભુલવણી હોય તેમાં આશ્ચર્ય જેવું નથી.

અમે આગલા અંકમાં રા. કુંવરજીભાઇનો મી. સોની ઉપરનો પત્ર પ્રગટ કર્યો હતો તેને બાઇબંધે કોકસ કમિટિ ઉપરનો પત્ર માની તે અધુરો છે તેમ બતાવવા જતાં છુપાએલી પોલ છતી થઇ જવા પામી છે ત્યારે હવે જાણે તે સમજ પુર્વક ભુલ થઇ હોય તેમ બતાવવા પ્રયત્ન કરતા તે ભુલને વધારે પ્રકાશમાં લાવવા જેવું થયું છે. કેમકે જૈનધર્મ પ્રકાશના ચૈત્ર માસના અંકમાં પ્રગટ થએલી બાબત કે જે ખાનગી મેટર નથી અને જેમાં " ફેસલાની અંદર જેવી કહેવામાં આવે છે તેવી **જૈન સિધ્ધાંતને બાધકારી હકીકત અમારા સમજવામાં આવતી નથી** " એ શબ્દોજ બતાવી આપે છે કે જૈન સિધ્ધાંતને બાધકારી હકીકત જે કહેવામાં આવી છે તે ખોટી છે. આટલું છતાં આ ટુંકા મહા મંત્રથી આંખો નહિજ ખુલે તેમ અમારી ખાત્રી હોવાથી કોકસે દરિયો ડોળી કાઢેલા પાંચ પ્રશ્નો ( રત્નો ) માં રહેલી પોલ અમે ગયા અંકમાંજ સ્પષ્ટ કરી છે, છતાં જો ઇચ્છા હશે તો તેમના મેંબરોમાંથીજ નવરાત્રીમાં દેવીને નામે દ્રવ્ય ખર્ચનારના અને માથે રોટલા મુકી દેવી સામે નાચ કરનારના અહેવાલો જરૂર પડયે બહાર મુકવામાં આવશે.

આગળ જતાં બાઇબંધે બે મુનિમહારાજના વિચાર ભેદના પત્રો મુકયા છે આમ કરવા જતાં તેમણે તે મહાત્માના વજનને હલકું પાડવાનો યત્ન

કર્યો છે. તે માટે તેઓજ જવાબ માગશે. કેમકે કોમ ઉપર સત્તા ધરાવનાર મુનિનાં મગજ આટલાં નબળાં, પરતંત્ર કે અદૃઢ હોય તેમ અમે માનતા નથી વળી ' દેવમુનિ ' ની સહીથી જે પત્ર પ્રગટ કર્યો છે તે જવાબ તેમનો વગર માગ્યો માંચડો છે. સુરતથી પન્યાસ સિધ્ધિમુનિ વગેરેનો પત્ર છે અને તેમાં સહી લબ્ધીમુનિએ કરી છે. તો પછી સાથે વિચરતાં મુનિમંડળમાં પણ આવી ફાટફુટો ચાલે છે, તેમ આ દ્રષ્ટાંતથી માનવાને કારણુ મળે છે, કે જે કલ્પના જૈનગુરૂના મોટા માન માટે નીચુ જોવરાવનાર છે.

વળી પન્યાસ નીતિવિજયજીના શિષ્ય મુનિ મુક્તિ વિજયજીનો પત્ર મુકયો છે તે પણ તેમના માટે બંધ બેસતો નથી. જે મુની તા. ૨૫-૩-૧૭ ના પત્રમાં સ્વહસ્તે પાટણના સંઘ ઉપર લખે છે કે ' ઠરાવ અમોએ વાંચ્યો છે ' તેમ સ્પષ્ટ જણાવી પાછા તેજ મુનિ જેઠ શુ. ૩ નો પત્ર ભાઇબંધને લખી તેમાં " લવાદે આપેલો ચુકાદો પણ વંચાવ્યા વગર ઉંધે રસ્તે દોરવી મ્હારી સહી કરાવેલી " તેમ જણાવે છે તો પછી તેવા નિર્બળ મગજના સાધુઓ માટે શું કહેવું તે અમારા પાસે શબ્દો નથી

છેવટે ભાઇબંધ હવે બાંધે પોટલે વકીલાત કરતાં લખે છે કે ચુકાદો અપુર્ણ છે અને વપરાએલ શબ્દો ધર્મની લાગણી દુખાવનારા તેમજ જૈન સિદ્ધાંતોને બાધક છે " તો શું અપુર્ણ છે અને કયા સિદ્ધાંતનો બાધ આવે છે અને કોઇની કેવી રીતે લાગણી દુખાય છે તે જરા સ્પષ્ટ લખીને પછી ફરજ સમજાવશે. કેમકે અંધારામાં અથડાવાનો કોમને હવે અવકાશ નથી.

ચારૂપની અશાંતિ માટે પણ ભાઇબંધે ઠીક ચોગઠાં ઊભાં કર્યાં જણાય છે. પરંતુ સુભાગ્યે આ સાંકળમાં સંડોવેલ સર્વે ભાઇઓને હવે જાગ્રત થઇ જવાથી તેમણે અમારા તરફ ખુલાસા મોકલી આપેલ છે તેથી જોવાય છે કે આ ઉભી કરેલી પોકળ ઇમારત પડી ભાગી છે. ગઇ તા. ૩૦ મી ના પત્રમાં તેમણે ચારૂપના બે ચોકીયાતોની સહીથી નગરશેઠ ઉપર લખાયેલ પત્ર પ્રગટ કર્યો છે. તે વાંચી આ બને ચોકીયાતો લખે છે કે—

મે. જૈનના અધિપતિ સાહેબ,

જૈનશાસનના તા. ૩૦-૫-૧૯૧૭ ના ૧૦ મા અંકમાં પાટણના નગરશેઠને લખેલો પત્ર અમે લખેલો છે એવા સ્વરૂપમાં ચારૂપ તીર્થ માટે

ખુલાસો એ મથાળા નીચે પહેલાજ પાને લેખ છાપેલો છે. તેથી જાત્રાળુઓમાં ગેરસમજ ન થાય તે માટે હકીકતનું ખોટાપણું આપને જાત્રાળુઓ અને સર્વની જાણ માટે લખી મોકલું છું તો મહેરબાની કરીને પ્રગટ કરશોજી.

અમને ચારૂપ તીર્થના વહીવટ કરતાઓએ રાખ્યા છે અને નગરશેઠ કંઇ તે તીર્થનો વહીવટ કરતા નથી અને તેથી તેમને કંઇપણ હકીકત ગુજારવાની અમને જરૂર હોયજ નહિ અને અમે કંઇપણ લખાણ નગરશેઠ તરફ કર્યું નથી પણ બીજાજ કોઇએ અમને ઊલટુંજ સમજાવીને અમારી સહી લીધી છે અમને તો એમ સમજાવવામાં આવ્યું હતું કે જાત્રાળુઓને અહીં કંઇ હરકત થતી નથી એવો લેખ મોકલવાનો છે માટે તમે સહી આપો. તેથી અમે સહી આપેલી પણ છાપામાં તો એથી ઉલટું જ લખાણ પ્રકટ કરેલું જોવામાં આવ્યું તેથી તે ખોટું છે. એ જણાવવાની જરૂર છે. તેથી પ્રગટ કરશોજી. જેઠ સુદી ૧૦ ને ગુરૂવાર સં ૧૯૭૩

ઠા. હાથીજી હવાજી સહ દ. પોતે.
ઠા. કૃતાજી દોલાજી સહ દા. હાથીજી
હવાજી ધણીના કેવાથી.

વળી આગલા અંકમાં ભાઇબંધે ત્યાં યાત્રીકોને ભય છે તેમ બતાવવાનો ડોળ કરીને તેવી આપત્તિમાં આવી પડવા માટે કેટલાક નામો ગોઠવ્યાં હતાં પરંતુ અમને જણાવવાને દિલગીરીભરી ફરજ પડી છે કે મણુંદ રોડના સ્ટેશનમાસ્તર છોટાલાલ હરગોવનદાસ સ્વહસ્તે લખે છે કે,–' મણુંદ રોડ સ્ટેશન ઉપર ગોપાળદાસ નામે કોઇ માસ્તરજ નથી. તેમ અમારા સ્ટેશન ઉપરથી કોઇ જાત્રા કરવા ચારૂપ ગયું જ નથી.' વળી હાલાભાઇ બેચરદાસ લખે છે કે,–' શાસન અમારી સહી શરમને લઇને થઈ છે તેમ જણાવે છે તે તદ્દન જુઠું છે.' તેમજ' અમે તથા શેઠ નહાલચંદ લલ્લુચંદ વગેરે દશ જણ ચારૂપ જતાં અમારા ઉપર ચઢાઇ થવાનું જણાવે છે તે પણ હડહડતું ખોટું છે. અમને કોઇ પ્રકારની અડચણ થઇ નથી.' જીવણચંદ વી. શાહ, શા. દલપતભાઇ રામચંદ વગેરે પણ પત્ર લખી ચારૂપમાં શાંતિ છે તેમ ખાત્રી આપે છે. છતાં જો આ બનાવો સત્ય હોય તો તે અંકુશમાં લાવવાને કાયદાસર કોર્ટ માર્ફત દાદ માગવી જોઇએ તેને બદલે આવી ખોટી બનાવટો કરી યાત્રિકોને દ્રોહ થતો જોઇ

બેદ થાય છે. તો સમાજને મોટી જાળમાં ફસાવનારી બનાવટો ભવિષ્યમાં ભાઇબંધ નહિ કરે તેમ ઇચ્છીશું.



## પરિશિષ્ટ પર.

### જૈનશાશન જેઠ વદી ૨ બુધવાર વી. સં. ૨૪૪૩.

**ભાઇબંધ પત્રકારે લવાદના ઠરાવ ઉપર પાડેલું વધારે અજવાળું.**

ચારૂપ કેસના લવાદે આપેલા ચુકાદામાં શું શું ભુલ થવા પામી છે, તેમજ તે કેટલો અપુર્ણ છે, તેમજ કાયદેસર લવાદનામું હતું કે કેમ? કબજો ગેરકાયદેસર અપાયો છે કે કેમ? વિગેરે હકીકત સમાજ પાસે આ પત્રદ્વારા રજુ કરવામાં આવી હતી, અને તેની સામે દલીલો પણ આવી છે. બન્ને બાજુની દલીલો કેટલી વ્યાજબી છે? તે સમગ્ર હિંદના જૈન સમાજનું કામ છે.

અમો અમારા કેટલાક ગત અંકોમાં આપણી સમાજમાં અગ્રગણ્ય કહેવાતા મુનિ મહારાજાઓ તેમજ આગેવાનોના અભિપ્રાયો દર્શાવી ચુકયા છીએ. અને તેમાં કેટલાકોએ "જે થયું છે તે ખરૂ છે." "અમોને કાંઇ જૈન સિધ્ધાંત વિરૂધ્ધ લાગતું નથી." સંઘમાં ભાગલા ન પડે તેમ કામ લેવું વિગેરે સુચક શબ્દો વપરાયા છે, તે ઉપરથી અભિપ્રાય આપનારના મન ચોકસપણે વ્યાજબી થયું છે તેવું બતાવતા નથી. અને એ ઉપરથી સમજી શકાય છે. કુ લવાદે આ કેસમાં ગમે તે સંજોગ વચ્ચે ભુલ ખાધી છે, વળી આ કેસના ચુકાદા પછી લવાદ તરફથી કેટલાક એવા પણ પ્રયત્ન શરૂ રહ્યા છે, જે ઉપરથી જાણી શકાયછે કે ઠરાવોનો અમલ તાકીદે કરાવી આપ્યો છે. આમ ઉતાવળ કરવાનું શું પ્રયોજન હશે, તે સહેજે સમજી શકાય તેમ છે કે, પોતાના ઠરાવનો અમલ નહિ થાય તો પોતાની પ્રતિષ્ઠાને હાની પહોંચે ગમે તેમ હોય પરંતુ ઉતાવલ બતાવી આપે છે કે જે કાંઇ થયુંછે તે વ્યાજબી થયું નથી.

વળી લવાદનામું ગેર કાયદેસર છે તેવું અમો ગતઅંકમાં બતાવી ગયા છીએ, તેની સામે અમારા ભાઇબંધ દર્શી ભાવે છે કે લવાદ નામાની

નકલ અમે અને ભાઇબંધે પણ અક્ષરસઃ પ્રગટ કરેલ છે, તેમાં તે શબ્દની ઝાંખ પણ નથી પરંતુ એવોર્ડમાં ખુલ્લું જણાવ્યું છે કે, " સનાતન ધર્મવાળાઓએ તેમના મને આપેલા પંચાતનામામાં ઠરાવનો અમલ મારે કરાવી આપવો તેમ સુચવ્યું છે," આરીતે દલીલ લાવતા ભાઇબંધને ખબર નથી કે, કાયદાની, બારીકીમાં વધારે સપડાય છે. જો ભાઇબંધના આ પ્રમાણે ' સનાતન ધર્મવાળાઓએ તેમના મને આવેલા પંચાત નામામાં' આ શબ્દોથી સમજાય છે કે, સનાતનીઓ તરફથી તેમને જુદું પંચાત-નામું આપવામાં આવ્યુંહોય અને તેમાં અમલ કરાવીઆપવાનો કરાર હોય તો કાયદો લવાદનામું જુદું જુદું લેવાનું કહેતોનથી પણ એક કાગળઉપર બન્ને પક્ષની સહીઓ હોવી જોઇએ. તેમજ કોઇ જાતનો કરાર કે ઉલંઘન હોય નહિ અને જો તેવું કાંઈ પણ લખાયું હોય તો તે કાયદેસર નથી. અને અમારી માન્યતા પ્રમાણે લવાદનામામાં તેમ થવા પામ્યું હોય તેમ જોવાય છે. તો તેને ગેર કાયદેસર ઠરાવવા માટે આપણને પુરતું સાધન મળી શકે છે વળી ભાઇબંધ એક એવી પણ દલીલ લાવેછે કે, 'લવાદનો ફેસલો થવા પછી અને તે સંપુર્ણ માન સાથે અમલમાં મુકાવવા સાથે રાજીનામા અપાયા પછી આ નવા મંડળનો જન્મ થવા પામેલુ હતો.' આ દલીલ કેટલી સહરાગત ભરેલીછે? ભાઇબંધ પોતાના ગયા અંક ૧૯ તા. ૧૩મી મેના અંકમાં તા ૨૨–૨–૧૭ મીએનામું અપાયાનું જાહેર કરે છે. ત્યારે આમાં સાચું શું? કારણ કે સંઘની મીટીંગ મહા૦))ને દિવસે મળી તે વખતે કબજો સોંપાયા બાબત પુછવામાં આવ્યું હતું અને તે વખતે ભાઇબંધ કહે છે તે મંડળ કાયદેસર કામ કરતું હતું અને તે 'ભાઇબંધે કબુલ પણ કર્યું છે. આવી રીતે દલીલ લાવતાં લવાદને મુશ્કેલીમાં ઉતારે છે, કારણ કે તેમના શબ્દો સાચા હોય તો લવાદે જે ઠરાવ કર્યો છે તેમાં લખ્યું છે કે, "જે વિવાદ વરિષ્ટ ન્યાયાલયમાં હાલ દાખલ છે તે કાઢી નાંખ્યા પછી તથા સદરહુ દેવની મુર્તિઓ લઇ લે એટલે તુરત તેમને સોંપી આપવા. આ શબ્દો બતાવી આપે છે કે, જ્યાં સુધી સનાતનવાળા પોતે કરેલી અપીલ પાછી ખેંચી ન લે, ત્યાં સુધી અમલ કરવો નહિં. છતાં લવાદે શા માટે અરજી ખેંચી લીધા પહેલા અમલ કરાવી આપ્યો? જેથી તે ગેરકાયદેસર છે, તેવું બતાવી આપે છે, છેવટમાં અમો આટલેથી વિરામ કરીએ છીએ.

## પરિશિષ્ટ ૫૩

**જૈન તા. ૧૦ મી જુન સને ૧૯૧૭.**

# ચારૂપ કેસનું શાંતિમય છેવટ.



## સમાજને મળેલો ઉપયોગી અનુભવ.

તિર્થક્ષેત્રોના સંરક્ષણુ અને નિયમીત હક્ક જાળવવામાં ઘરની અને બહારની જે અનેક અગવડો આવી પડે છે તેને શાંતિથી પાર પાડવી તેજ ડહાપણુ છે. છેલ્લા દશ વર્ષમાં આવા તિર્થોના એક પછી એક ઝપાટા થતા રહ્યા છે. સમેતશીખરના મહાભારત ઝઘડાએ ખાસ કોર્ટ નીમાવી ડેપ્યુટેશન માર્ફત જુબાનીઓ એકઠી કરી, બંને પક્ષે લાખો રૂપીઆ ખર્ચવા પછી અંતે ડુંગર ખોદી ઉંદર મેળવ્યો છે અને હવે તે ઉંદરને માટે પાંજરૂ ઘડાવવાના હોય તેમ આગળ દોડવાનો વિચાર કરતા કહેવાય છે. મીક્ષીમાં પણુ આજ રીતે શ્વેતાંબરો અને દીગંબરો લડે છે. અને તે રીતે માંહોમાંહે ક્રિયાવાદ પાછળ મોટો ખર્ચ શરૂ છે. ત્યારે ચારૂપમાં આપણા અને સ્માર્ત વચેના મતભેદનું છેવટ જે કોર્ટોથી ન થઇ શકયું અને કામળી પલળીને ભારે થઇ જવા પામી હતી તે કુશળતાથી નીચોવીને લવાદના હાથે સંતોષકારક છેવટ આવવા પામેલ છે. તે પછી આવા તકરારો લવાદથી પતાવવાની હિમાયત કરવી અસ્થાને ગણાશે નહિ.

વધારે ખુશી થવા જેવું એ છે કે આ લવાદ એક જૈન ગૃહસ્થ છે. અને તેઓ સ્માર્ત પ્રજાનો પણુ એક સરખો વિશ્વાસ પ્રાપ્ત કરીને કુશળતાથી છેવટ લાવી શકયા છે. જે કેસ માટે જૈનોએ પંચ નિમવામાં બંને પક્ષના સરખા પ્રતિનિધિ રાખી સરપંચ તરીકે એકલા શંકરાચાર્યને રોકવા માગણી કરી ચુકયા હતા. તે જ કેસ માટે એક જ લવાદ અને તે પણુ એક પક્ષકાર કોમનો નેતા એકલે હાથે પંચ હોય તે કદી પણુ ન બની શકે તેવી મગરૂરી ભરી ઘટના છે.

આ સઘળી મહાન ઘટના અને અબાદી ભર્યા છેવટ માટે જ્યારે જૈન કોમ એકે અવાજે મગરૂર થવી જોઇએ અને લવાદની આ કાર્ય

કુશળના માટે જૈનોએ અભિમાન લઇ ગામેગામથી મુબારકબાદીના સંદેશા અને માનની નવાજેશથી લવાદની નિઃસ્વાર્થ સેવા અને કુશાગ્રબુદ્ધિની કદર કરવી જોઇએ કે જેમ હવે પછી થશે ત્યારે જ આપણે યોગ્યની યોગ્યતા પીછાણી કહેવાશે.

આપણી સ્થીતિ હજુ વિદ્યાર્થી જેવી ગ્રાહક છે ત્યાં પરીક્ષક બનવાને પણ ઘણાને ટેવ પડી ગયેલ જોવાય છે. એક સભામાં જોઇને જોઇશું તો મળેલ પ્રેક્ષકના ટોળામાં ઉપદેશકના વિચારોને વિવેકપૂર્વક સમજવાને બદલે ઘણો ભાગ તેની કિંમત આંકવા બેસી જાય છે. તેના હાવભાવ, બોલી અને ભાષાના જાણે શ્રોતા પરીક્ષકો હોય અને વકતા એ એક પરીક્ષા દેવા આવેલ વિદ્યાર્થી હોય તેવી મોટા ભાગે જાહેર ભાષણોની સ્થીતિ છે. અને તેથી જ આપણે હજુ જયાંના ત્યાં રખડયા કરીએ છીએ.

ચારૂપકેસના શાંતિમય છેવટ પછી આપણી આ ટેવની અસર કેટલાક ભાઇઓમાં જોવાઇ હતી અને જેમ જમણ કરનારનું કંઇકતો ખારૂં મોળું કહેવું જોઇએ તેમ વગર પાયાની વાતો કરવા લાગ્યા હતા.

આ વાતોનું પરીણામ જયારે કંઇપણ ન જોવાયું ત્યારે આ પવીત્ર તીર્થને ઉત્થાપન કરવા જેવી નહિ ઇચ્છવા જોગ હીલચાલ શરૂ કરી ત્યારે અમારે ખેદ સાથે આ વિષયને સ્પષ્ટ કરવો પડયો હતો, અને અંતે જયારે કેસના ખરા સ્વરૂપને તે ભાઇઓ સમજવાથી શાંત થયા છે, તેમ જયારે અમે જોઇ શકયા છીએ, ત્યારે અમારા શ્રમ અને થતી કદર થવા માટે અમને બેવડો આનંદ થાય છે.

બીજી તરફથી આ ચારૂપ તિર્થમાં હમેશાં આવતા યાત્રીકો સાધુ સાધ્વી મહારાજો અને ખાસ કરી દરેક પુનમે મેળામાં એકત્ર થતા આસપાસના ગામોના જૈનો તરફથી તિર્થમાં રહેલી શાંતી માટેના પત્રો મળતા જ રહ્યા છે. ગઈ પુર્ણિમાએ અત્રે ગામ સરીયદ, ધારણોજ, થરા, કાંકર, ગીલીવાડા, ખેમાણા, ઝાલમાર વગેરે ઘણા ગામોના યાત્રીકોની સહી સાથેનો પત્ર મળ્યો છે. જો કે આપણા ભાઇઓએ વસ્તુ સ્વરૂપ સમજીને શાંતિ તરફ રૂચી બતાવી છે. તેથી આ અને તેવા અનેક પ્રમાણો પ્રગટ કરવા પાછળ અમારી જગા રોકવી એ અમને હવે જરૂરનું જણાતું નથી પરંતુ એટલું તો જોવાયું છે કે આ રીતે આપણા તીર્થને વધારે બહાર મુકવાને

બન્યું છે. અને તે રીતે પુર્વનું ચારૂપ એ હાલનું પણ મોટું તિર્થધામ થવા પામેલ છે તે માટે અમો અમારા અહોભાગ્ય સમજીએ છીએ.

આ કેસના પરીણામે આપણા સમાજને શીખવાનું એ છે કે સંઘ જેવી મહદ્ સત્તા કંઇપણ ધોરણ કે નિયમીત બંધારણ વગર બહુ દુર્બળ થતી જાય છે. જેની ઇચ્છામાં આવે તે મરજી મુજબ ગમે ત્યારે ગમે તેના ઉપર સંઘના નામે પત્રો લખે, ઉશ્કેરણી ચલાવી શકે અને મરજીમાં આવે ત્યારે સંઘ કોણ છે? એમ પણ છચોક પુછી શકે એવી પોલ જૈન સંઘમાં ધોળે દિવસે ચાલી જાય તે પણ સમયનેમાન છે. જો કે આ કેસમાં તો શાંતિનું છેવટ પણ શાંતિમયજ થયું છે. પરંતુ ભવિષ્યમાં સંઘના મહાન બિરૂદની યોગ્યતા ટકી રહે તે માટે હિંદના સમગ્ર સંઘનું એક સતાદાર બોર્ડ ઉભુ થવા જરૂર છે. અગર હિંદના સમગ્ર પ્રતિનિધીથી રીતસર ચુંટાએલ આપણી શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીએ આવા પ્રસંગોએ સંઘના ગૌરવને સંભાળવાની ફરજ અદા કરવા જાગૃત રહેવું જોઇએ છે.



## પરિશિષ્ટ ૫૪

**જૈનશાસન અષાડ વદી ૭ વી. સં. ૨૪૪૩**

# ચારૂપ તીર્થ માટે આપેલો ચુકાદો અને જૈન સમાજ સામે લવાદ.



### મી. કોટાવાળાને અમારો ખુલાસો.

આ પત્રદ્વારા ચારૂપ કેસના ફેંસલા સામે અમોને મળતી રહેતી ખબરો ઉપરથી અમોએ અમારા વિચારો જૈન સમાજ પાસે રજુ કર્યા હતા અને અમો તે ઠરાવ ઉપર ટીકા કરતા શેઠ કોટાવાળાને એક પક્ષીય દોરવાઇ ગયાનું પણ જણાવી ગયા છીએ. જો કે પત્રકાર તરીકે ફરજ બજાવવામાં કેટલી મુશ્કેલીયો ઉભી થવા પામે છે, તેમજ કેટલી જોખમદારી

શીર ઉપર વ્હોરી લેવી પડે છે, તે તેના અધીપતીઓજ સમજી શકે છે, અમારે પણ તેવી તેવી કેટલીક મુશ્કેલીમાંથી પસાર થવું પડયું છે; તેમજ આ કેસના અંગે મી. કોટાવાળાને તેમના મનઃ દુઃખ થવાના કારણો આપ્યા હશે, પરંતુ અમારે દીલગીરી સાથે જણાવવું પડે છે કે, અમો જે જે ખબરો મેળવી શકાયા હતા તે એક તરફથી મળી શકી હતી; અને તેના ઉપરજ અમોએ મદાર બાંધી ઇમારત ઘડી હતી, પરંતુ જ્યારે બન્ને બાજુની હકીકત મેળવવાની અમોને તક મળી અને તેમાં કેટલું સત્ય છુપાવ્યું છે, તેનો વિચાર કરવાનો અમોને અવકાશ મળ્યો, ત્યારે અમારા વિચારને દાબી દેવા સાથે સત્યને સત્યના રૂપમાં લાવવા અમોએ પ્રયાસ કર્યો છે, જો કે કેટલીક વખતે તેમ કરવા જતાં સમાજમાં પત્રકાર તરીકે જે છાપ પાડવામાં આવે છે, તેને બાધક લાગતું હશે, પણ અમોએ તેની દરકાર કર્યા સીવાય અમારા વિચારને સત્ય સ્વરૂપે જાણુવામાં કદાચ તેવો અપવાદ વ્હોરવો પડે તો તેની દરકાર રાખ્યા શીવાય અમારો ખુલાસો સમાજ પાસે રજુ કરવા હીંમત કરી છે, તે યોગ્યજ કર્યું તેમ અમો તો કબુલ કરીશું જ. શેઠ કોટાવાળા એક પાટણના સંઘના આગેવાન તેમજ પૈસાદાર ગૃહસ્થજ છે તેમ નથી પણ તે ગાયકવાડ રાજ્યના એક ધારાસભાના સભાસદ હતા, તેમજ જૈન ધર્મના પુર્ણ લાગણીવાળા હોવાથી આ ચારૂપ કેસના લવાદ તરીકેનો ફેંસલો આપવાનો આગ્રહ થવાથી માથે લીધું, અને તે કામ પૂર્ણ કરવા પોતાનો કીંમતી વખત રોકી ઠરાવને સમાજ સમક્ષ રજુ કર્યો અને તે સામે કેટલોક પોકાર અમુક વ્યક્તિદ્વારા ઉઠાવવામાં આવ્યો, આ પોકાર કેટલો સત્ય હતો તે જોવાનુ એક બાજુ રાખી હામાં હા મેળવવામાં આવી. જેથી અમોએ કેટલાક અંકોમાં તે ફેંસલા સામે ટીકા પણ કરી છે; પરંતુ તેમાં અમારી કોઇપણ રીતે તેની જાત ઉપર ટીકા કરવા ઇરાદો ન હોવા છતાં તેમ માની લેવામાં આવ્યું હોય તેમ જણાયાથી તેને માટે અમારે ખુલાસો કરવાની જરૂર પડી છે કે, અમોએ જે કંઇ લખાણો અત્યાર સુધી કર્યા છે તે ફકત અમોને મળતી રહેલી ખબરો ઉપરથીજ કરવામાં આવ્યાછે, તેમાં અમારો લેશ પણ ઇરાદો કોઇના મન દુઃખ કરવાનો હતોજ નહીં, છતાં કોઇ પણ કારણુથી તેમ માની લેવામાં આવ્યું હોય તો તેને માટે અમો મીચ્છામી-દુકડં દઇયે છીએ. વળી અમોએ અમારા ગત અંકમાં લવાદ તરીકે આવા કેસોનો નીકાલ લાવવો તે લાભપ્રદ છે તેમ જણાવ્યું પણ છે. એટલું તો

કહેવું જરૂરનું છે કે શેઠ કોટાવાળાએ લવાદ તરીકે આ કેસમાં જે જહેમત ઉઠાવી છે તે પ્રશંસાપાત્ર છે અને સમાજ ઉપર પોતે જે કુનેહ વાપરી બે પક્ષને રાજી રાખવા પોતાનો જે જાતિ ભોગ આપી સમજુતી પર લાવવા પોતાથી બનતું કર્યું તેને માટે યોગ્ય કદર સમાજે બુઝવી જોઇએ, અને લીધેલા શ્રમને માટે અભીનંદન આપી અમારો ખુલાસો નીચે પ્રમાણે કરીયે છીએ. અમારો વાંધો લવાદે આપેલા ચુકાદામાં વાપરેલા શબ્દોનો હતો અને તેને માટે અમોને જે ખુલાસો કરવામાં આવ્યો છે, તેના ઉપર જ્યારે લક્ષ આપી બન્ને બાજુનો વીચાર કરવામાં આવે છે, ત્યારે જણાય છે કે તેવા શબ્દો કેસના અંતના પરીણામે લાવવાની જરૂર જણાય છે. લવાદે આપેલ ગઢની બે ઓરડીયું તેમજ છુટી જમીન માટે પણ બોલવામાં આવ્યું છે; તેમાં તપાસ કરતા એમ માલુમ પડે છે કે, તેમ કરવામાં પણ લવાદે ભુલ કરી હોય તેમ જણાતું નથી, કારણ કે દરેકની ચાલ લવાદે જુદી જુદી રાખવાનો ઠરાવ કર્યો છે અને જમીન કોટની બહાર છે.

ચારૂપમાં પડતી જાત્રાની હાડમારીના સંબંધમાં તપાસ કરતાં, ચારૂપના લોકો મુખ જુબાનીથી જણાવે છે કે પાટણના સંઘે ચારૂપના શામળાજીને ઉત્થાપન કરવાના ઠરાવ સામે અમારો પોકાર છે, જેથી અમોને ધાસ્તી હતી, કે, તે લોકો અત્રેથી પ્રતિમાજી લઇ જવા માટે આવે છે તેમ માની અમો ભેળા થતા હતા અમોએ કોઇ યાત્રાળુને દર્શન કરવા બાબત અટકાવ્યા નથી અમો તો ઘણા માણસો યાત્રા કરવા આવે છે તેને મદદ કરીયે છીએ માટે તે બાબત સમજફેરની જણાઇ છે અને યાત્રાળુઓને આવવા બાબત કોઇ જાતની અડચણ નથી તેવું અમોને જણાયું છે.

આટલો ખુલાસો અમોને જરૂર જણાયાથી સમાજ સમક્ષ રજુ કર્યો છે

છેવટમાં લવાદે જે શ્રમ સેવ્યો છે તેને માટે અમો તેઓને ધન્યવાદ આપીયે છીએ અને જરૂર વિચારીયે છીએ કે આવા કેસોનું છેવટ મોટે ખર્ચે કોર્ટથી નહી લાવતાં લવાદથી લાવવું તેજ ઉત્તમ રસ્તો છે, અને તેમ કરવાથી દેવદ્રવ્યમાંથી ખર્ચ થતા અટકી શકે છે.

લી. અધીપતી જૈનશાસન.

# પરિશિષ્ટ ૫૫.

## જૈન તા. ૨૨ મી જુલાઇ સને ૧૯૧૭

## ભાઇબંધ શાસનનાં ઉઘડેલાં પડળ.

## જૈન સમાજની કર્ત્તવ્ય પરાયણુતા કેવી રીતે સાધ્ય થઇ શકે?

ધર્મના નામે ઝઘડો હોવો તે જ જો કે ઇચ્છવા જોગ પ્રસંગ નથી છતાં દૈવયોગે તેવો મતભેદ ઉપસ્થિત થાય તો તે માંહોમાંહેના પંચથી જ પતાવી દેવાની તરફેણુમાં સૌ કોઇ સમજુ વર્ગ છે. એટલુંજ નહિ પણ બંગાળામાં એક આવો જૈન કેસ કોર્ટે જતાં માજીસ્ટ્રેટે જણાવ્યું કે—"તમો વણિક જગતમાં ડાહી કોમ કહેવાઓ છો અને જગતના કજીયા પતાવવાને સમર્થ મનાઓ છો, છતા તમો જગતશેઠના પુત્રોના કજીયા કોર્ટે ચઢે તે તમારા ગૌરવ માટે શરમાવનારૂં છે." આ સોનેરી સૂત્રને અનુસરી પાટણુ પાસેના ચારૂપ તિર્થ સંબંધી જૈન અને સ્માર્ત પ્રજા વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન થતાં તે કેસ કોર્ટે ચઢી ખુવાર થયો અને લવાદ સબંધીની અનેક યોજના નિષ્ફળ નીવડી ત્યારે છેવટ બંને પક્ષના એકમતે શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાને લવાદ તરીકે સ્વીકાર્યા હતા. આ પ્રમાણે પ્રતિપક્ષ પણુ એક જૈનને હાથ પોતાનો કેસ મુકે તે જૈન પ્રજાના પ્રમાણીક ગૌરવ માટે દુનીયામાં અસાધારણુ પ્રસંગ ગણુાશે તેમજ તેમણે આપેલ ન્યાયમાં આગળ પાછળના દરેક તકરારોનું શાંતિભર્યું છેવટ લાવવાની કુશાગ્ર બુધ્ધિ માટે સમગ્ર જૈન કોમ મગરૂર થાય તે સ્વાભાવીકછે.

દીલગીરી એ હતી કે આ કેસનું વસ્તુ સ્વરૂપ ન સમજવાથી કે પછી માથુ દુખવા છતાં પેટ કુટવાની ટેવની પેઠે કેટલાક વ્યકિતની દોરવણી પર ભાઇબંધ શાસને તે કેસ સામે મોટો ખળભળાટ મચાવી મુકયો હતો અને મુંબઇના બે ત્રણુ જણુની કોકસ કમિટીએ મળી મેસાણુાની કોર્ટમાં જૈનો જીત્યા હોય તેવા ઉંધા પાટા બંધાવી ધર્મની ઘેલચ્છા ફેલાવીને કેટલાક મુનિઓ અને ઉતાવળા જૈનોને તેમની જાળમાં ફસાવવાને

પ્રયત્ન કર્યો હતો. આ ઉપરથી સેવા ઉઠાવનાર લાયક જૈનની લાયક સેવાના બદલામાં પડળ પથરાએલાં જોઇ અમારે તે કેસનું ખરું વસ્તુસ્વરૂપ સમજાવવા અને તે ફેસલામાં રહેલ બુધ્ધિ પૂર્વકના નિર્ણયનું નિરીક્ષણ કરાવવા જરૂર પડી હતી જેના પરીણામે અંતે પણ તે ભાઇબંધની આંખોના પડળ ઉતર્યાં છે તેમ જાણી આનંદ થાય છે. સદરહુ ભાઇબંધ પોતાનાજ પત્રમાં તા. ૧૧ જુલાઇના અંકમાં પૃષ્ટ ૨૪૭ મે મી. કોટાવાળાને અમારો ( શાસનનો ) ખુલાસો એ મથાળા નીચે લખે છે કે—

"આ પત્રદ્વારા ચારૂપ કેસના ફેંસલા સામે અમોને મળતી રહેતી ખબરો ઉપરથી અમોએ અમારા વિચારો જૈન સમાજ પાસે રજુ કર્યા હતા અને અમો તે ઠરાવ ઉપર ટીકા કરતા શેઠ કોટાવાળાને એકપક્ષીય દોરવાઇ ગયાનું પણ જણાવી ગયા છીએ. જોકે પત્રકાર તરીકે ફરજ બજાવવામાં કેટલી મુસ્કેલીઓ ઉભી થવા પામે છે, તેમજ કેટલી જોખમદારી શીર ઊપર વ્હોરી લેવી પડે છે, તે તેના અધીપતીઓજ સમજી શકે છે, અમારે પણ તેવી તેવી કેટલીક મુસ્કેલીમાંથી પસાર થવું પડયું છે; તેમજ આ કેસના અંગે મી. કોટાવાળાને તેમના મનઃ દુઃખ થવાના કારણો આપ્યા હશે, પરંતુ અમારે દિલગીરી સાથે જણાવવું પડે છે કે, **અમો જે જે ખબરો મેળવી શકયા હતા તે એક તરફીજ મળી શકી હતી અને તેના ઉપરજ અમોએ મદાર બાંધી ઇમારત ઘડી હતી**, પરંતુ જ્યારે બન્ને બાજુની હકીકત મેળવવાની અમોને તક મળી અને તેમાં કેટલું સત્ય છુપાવ્યું છે, તેનો વિચાર કરવાનો અમોને અવકાશ મળ્યો, ત્યારે અમારા વિચારને દાબી દેવા સત્યને સત્યના રૂપમાં લાવવા અમોએ પ્રયાસ કર્યો છે, જોકે કેટલીક વખતે તેમ કરવા જતાં સમાજમાં પત્રકાર તરીકે જે છાપ પાડવામાં આવે છે, તેને બાધક લાગતું હશે, પણ અમોએ તેની દરકાર કર્યા સિવાય અમારા વિચારને સત્ય સ્વરૂપે જણાવવામાં કદાચ તેવો અપવાદ વ્હોરવો પડે તો તેની દરકાર રાખ્યા સિવાય અમારો ખુલાસો સમાજ પાસે રજુ કરવા હીમત કરી છે, તે યોગ્યજ કર્યું તેમ અમો તો કબુલ કરીશુંજ. શેઠ કોટાવાળા એક પાટણના સંઘના આગેવાન તેમજ પૈસાદાર ગૃહસ્થજ છે તેમ નથી પણ તે ગાયકવાડ રાજ્યના એક ધારાસભાના સભાસદ હતા, તેમજ જૈનધર્મના પુર્ણ લાગણીવાળા હોવાથી આ ચારૂપ કેસના લવાદ તરીકેનો ફેંસલો આપવાનો

આગ્રહ થવાથી માથે લીધું, અને તે કામ પુર્ણ કરવા પોતાનો કીમતી વખત રોકી ઠરાવને સમાજ સમક્ષ રજુ કર્યો અને તે સામે કેટલોક પોકાર અમુક વ્યક્તિદ્વારા ઉઠાવવામાં આવ્યો, આ પોકાર કેટલો સત્ય હતો, તે જોવાનું એક બાજુ રાખી હામાં હા મેળવવામાં આવી. જેથી અમોએ કેટલાક અંકોમાં તે ફેસલા સામે ટીકા પણ કરી છે; પરંતુ તેમાં અમારી કોઇપણ રીતે તેની જાત ઉપર ટીકા કરવા ઇરાદો ન હોવા છતાં તેમ માની લેવામાં આવ્યું હોય તેમ જણાવાથી તેને માટે અમારે ખુલાસો કરવાની જરૂર પડી છે કે, અમોએ જે કંઇ લખાણો અત્યાર સુધી કર્યા છે, તે ફકત અમોને મળતી રહેલી ખબરો ઉપરથીજ કરવામાં આવ્યા છે તેમાં અમારો લેશ પણ ઇરાદો કોઇના મન દુખ કરવાનો હતોજ નહિ, છતાં કોઇપણ કારણથી તેમ માની લેવામાં આવ્યું હોય તો તેને માટે અમો મીચ્છામીદુકકડં દઇએ છીએ. વળી અમોએ અમારા ગત અંકોમાં લવાદ તરીકે આવા કેસોનો નીકાલ લાવવો તે લાભપ્રદ છે. તેમ જણાવ્યું પણ છે એટલું તો કહેવું જરૂરનું છે કે શેઠ કોટાવાળાએ લવાદ તરીકે આ કેસમાં જે જેહમત ઉઠાવી છે તે પ્રસંસા પાત્ર છે અને સમાજ ઉપર પોતે જે કુનેહ વાપરી બે પક્ષને રાજી રાખવા પોતાનો જે જાતિભોગ આપી સમજુતી પર લાવવા પોતાથી બનતું કર્યું, તેને માટે યોગ્ય કદર સમાજે બુઝવી જોઇએ, અને લીધેલા શ્રમને માટે અભીવંદન આપી અમારો ખુલાસો નીચે પ્રમાણે કરીએ છીએ. અમારો વાંધો લવાદે આપેલા ચુકાદામાં વાપરેલા શબ્દોનો હતો અને તેને માટે અમોને જે ખુલાસો કરવમાં આવ્યો છે, તેના ઉપર જયારે લક્ષ આપી બન્ને બાજુનો વીચાર કરવામાં આવે છે. ત્યારે જણાય છે કે તેવા શબ્દો કેસના અંતના પરીણામે લાવવાની જરૂર જણાય છે લવાદે આપેલ ગઢની બે ઓરડીયું તેમજ છુટી જમીન માટે પણ બોલવામાં આવ્યું છે; તેમાં તપાસ કરતાં એમ માલુંમ પડે છે કે, તેમ કરવામાં લવાદે પણ ભુલ કરી હોય તેમ જણાતું નથી. કારણકે દરેકની ચાલ લવાદે જુદી જુદી રાખવાનો ઠરાવ કર્યો છે અને જમીન કોટની બહાર છે.

ચારૂપમાં પડતી જાત્રાળુની હાડમારીના સંબંધમાં તપાસ કરતાં, ચાણસ્માના લોકો મુખ જુબાનીથી જણાવે છે કે પાટણના સંઘે ચારૂપના

શામળાજીને ઉત્થાપન કરવાના ઠરાવ સામે અમારો પોકાર છે. જેથી અમોને ધારતી હતી કે તે લોકો અત્રેથી પ્રતિમાજી લઈ જવા માટે આવે છે તેમ માની અમે ભેળા થતાં હતાં. અમોએ કોઈ યાત્રાળુને દર્શન કરવા બાબત અટકાવ્યા નથી. અમો તો ઘણા માણસો યાત્રા કરવા આવે છે તેને મદદ કરીયે છીએ માટે તે **બાબત સમજ ફેરની જણાઇ છે અને યાત્રાળુઓને આવવા બાબત કોઇ જાતની અડચણ નથી તેવું અમોને જણાયું છે.**

આટલો ખુલાસો અમોને જરૂર જણાયાથી સમાજ સમક્ષ રજુ કર્યો છે.

છેવટમાં લવાદે જે શ્રમ સેવ્યો છે તેને માટે અમે તેઓને ધન્યવાદ આપીયે છીએ અને જરૂર વિચારીયે છીએ કે આવા કેસોનું છેવટ મોટે ખર્ચે કોર્ટથી નહી લાવતાં લવાદથી લાવવું તેજ ઉતમ રસ્તો છે, અને તેમ કરવાથી દેવદ્રવ્યમાથી ખર્ચ કરતા અટકી શકે છે.

લી॰ અધીપતી " ÷ + શાસન. "

ભાઇબંધના આ ખુલાસાથી જોવાય છે કે આ કેસમાં આ ઠરાવની સામે કેટલોક પોકાર અમુક વ્યક્તિદ્વારા ઉઠાવવામાં આવ્યો અને એ પોકારની સત્યતા ન જોતાં પોતે હામાં હા મેળવી ટીકાનું ટટું ચલાવ્યું હતું. પરંતુ જ્યારે અંતે પણ તેમણે સત્ય સમજીને પોતાની અજ્ઞાનતા વચ્ચે ભરડાઇ ગયેલ ભાગવત માટે પશ્ચાતાપ જાહેર કર્યો છે તો પછી તે માટે તેમને મુબારક બાદી (!) ઘટે છે.

ભાઇબંધે અંતે પણ પોતાની ભુલ સુધારેલ હોવાથી સંતોષ માની અમો તે માટે કંઇ પણ ઉલ્લેખ કરવા માંગતા નહોતા, પરંતુ આટલા વખતમાં અમારા તરફ તેમના લેખની ઉતપ્રેક્ષા કરનાર ચર્ચા કરનાર ચર્ચાપત્રોનો મોટો ઢગ આવી પડયો છે. અને તેમાં કેટલાએકે તો તેમના આવા વર્તનને જૈન કોમને ફસાવવાના આક્ષેપોથી સંબંધોને ન છાજતી કડક ભાષામાં પ્રહારો કર્યો છે. અને આગળ વધી જણાવ્યું છે કે, જૈન કોમમાં જો બંધારણ, સત્તા કે નાયકભાવ હોય તો કોમના વહાણને ખરાબે અથડાવનારાઓ અને તેને આશ્રય આપનાર પત્રને હાથ પણ ન લગાડવાની

પ્રતિજ્ઞા લેવાના ઉભરા કાઢયા છે. કોઇએ તો આગલી પાછલી યાદ કરી 'હિંદી પ્રજા સ્વરાજ્યને લાયક નથી' એવા બાઇબંધના ઉપદેશપર ક્રોધનો વર્સાદ વરસાવ્યો છે. આ સઘળાને સ્થાન આપવું તે અમને ઉચિત જણાતું નથી. કેમકે તેમણે પુરતી તપાસ કે વિચાર વગર એક આગેવાન અને જાતિભોગ આપનાર પુરૂષના સામે અણછાજતા–ખોટા આક્ષેપો કરવામાં પાછું વાળી જોયું નથી તેમ જયારે તેઓ જ કબુલ કરી તે માટે પસ્તાય છે તો પછી તેમના માટે આવા પ્રહારો બહાર મુકવા તે યોગ્ય જણાતું નથી.

પ્રસંગોપાત ભલામણ કરવી અસ્થાને ગણાશે નહિ કે શ્રીયુત કોટાવાળાની સેવાની યોગ્ય પીછાણ સર્વત્ર થાય અને ભવિષ્યમાં આવા કટાકટીના પ્રસંગે સેવા ઉઠાવવાને કોમમાંથી અનેક નેતાઓને પ્રેમ જામે એટલા ખાતર મુંબઇના કેટલાક આગેવાનો શેઠશ્રીને માનપત્ર આપવા જે વિચાર કરે છે તે તાકીદે અમલમાં મુકવા જરૂર છે એટલું જ નહિ પણ આપણી આણંદજી કલ્યાણજીની પેઢીયે ખાસ કમિટિની મીટીંગ મેળવી આપણા પ્રાચિન તિર્થના સામે ઉપસ્થીત થયેલી અગવડોનું એક જૈનના હાથે શાંતિથી માનભર્યું છેવટ આવવા માટે તેમને મુબારકબાદી આપનારી નોંધ લેવી જરૂરની છે કે જેથી ભવિષ્યમાં આવા પ્રસંગે તેવી સેવા ઉઠાવવામાં તે દૃષ્ટાંતિક અને અનુકરણીય થઇ પડે.

આપણા પુજય મુનિગણને પણ આ પ્રસંગથી ઘણું શિખવાનું મળે તેમ છે. કેમકે મોરલીનો નાદ પારખ્યા વિના કેટલાક મુનિઓએ કેવળ ધર્મની ઘેલચ્છાના પાટા બાંધી કુદાકુદ કરી મુકી હતી, તેઓએ હવે પોતાના ઉતાવળા અભિપ્રાયમાં થયેલી ભુલ સુધારી લીધી હશે. પરંતુ ભવિષ્યમાં આવી અણસમજભરી ઉતાવળ ન થવા પામે તે માટે આટલી વિનંતી કરવી દુરસ્ત ધારી છે

——(૦)——

# પરિશિષ્ટ ૫૬

## જૈન શ્વેતાંબર કોન્ફરન્સ હેરલ્ડ એપ્રીલ ૧૯૧૭.

### પુ ૧૩. અં. ૪ પૃ. ૧૦૩.

### ચારૂપ કેસ.

દીવાની-ફોજદારી કોર્ટોમાં તીર્થોના સંબંધમાં આપણે જૈન ભાઇઓ નિરર્થક ધન ખર્ચે જઇએ છીએ અને પરિણામે પૈસાની ખુવારી ઉપરાંત વિરોધ વધતો જાય છે. સમેતશિખર, અંતરીક્ષજી. મક્ષીજી, તારંગાજી વગેરે તીર્થોના અંગે ધાર્મિક ઝઘડાઓને મહત્વનું સ્વરૂપ આપી આપણે શ્વેતામ્બરો અને દિગમ્બરો લાખો રૂપૈયાની ખુવારી કર્યે જઇએ છીએ. તેટલાથીજ નહિ અટકતાં વળી ચારૂપના એક નજીવા કેસે મ્હોટું સ્વરૂપ ધારણ કરેલ અને આ કેસમાં આપણે સ્માર્ત પક્ષવાળાઓ સામે તકરારમાં ઉતરવું પડેલ. બંને પક્ષોને હજારો રૂપૈયાના ખર્ચમાં ઉતરવું પડયું છે અને કેસ ભવિષ્યમાં કેવું સ્વરૂપ લેશે તે સમજી શકાતું નહોતું. કોર્ટથી ગમે તે પ્રકારનો ફેસલો થાય તોપણ બંને પક્ષ વચ્ચે હમેશને માટે વિરોધ રહે તેવો દેખાવ થઇ પડયો હતો. ચારૂપ કેસમાં બંને પક્ષ તરફથી કામ કરતા પાટણના આગેવાનો સમાધાનીથી નિકાલ ન કરે તો પાટણની પ્રજા વચ્ચે કાયમને માટે કુસંપ રહે તેવો દેખાવ નજરે પડતો હતો, ગાયકવાડ સરકારના ભાઇ મે સંપતરાવ ગાયકવાડે બંને પક્ષો વચ્ચેની આ તકરારનું સમાધાનીથી નિરાકરણ કરાવવા ઘણીજ મહેનત કરેલ પરંતુ તે બર આવી નહોતી. વડોદરા રાજ્યની વરિષ્ટ કોર્ટ સુધી આ તકરાર ગઇ હતી, પરંતુ આખરે બંને પક્ષવાળાઓને કંઇક સારી પ્રેરણા થવાથી શેઠ પુનમચંદજી કરમચંદજી કોટાવાળાને પંચાતનામું લખી આપવામાં આવેલ તે આધારે તેમણે ઠરાવ કરી ઘણીજ કુનેહથી આ તકરારનો અંત આણેલ છે.

તેઓ સાહેબ જૈન છતાં પણ સામા પક્ષવાળાઓને તેમનામાં સંપુર્ણ વિશ્વાસ હોવાથી તેઓ તેમને પંચ તરીકે નીકાલ લાવવાનું સોંપવા માટે લલચાયા હતા અને આખરે આપણા જૈન ભાઇઓને જે ઉત્કટ ઇચ્છા-મહાદેવને આપણા દેરાસરમાંથી બહાર કાઢવાની હતી તે પાર પડી છે.

ગઇ તા. ૪-૩-૧૭ ના જૈન પત્રના અંકમાં શેઠ સાહેબે કરેલ ‘એવોર્ડ’ પ્રસિદ્ધ થયેલ છે તે વાંચક વર્ગે ધ્યાન દઇને વાંચી જોયો હશે અને જો ન વાંચ્યો હોય તો ફરીથી વાંચી જોવાની અને આપણી કોઇ રીતે વિરૂદ્ધ જાય તેવી હકીકત છે કે કેમ અગર કંઇ શાસ્ત્ર વિરૂદ્ધ લખાયું છે કે કેમ તેની ખાત્રી કરવા ભલામણ કરીએ છીએ. અમને લાગે છે કે એ એવોર્ડ-ચુકાદો ઘણો કુનેહથી સંતોષકારક અને બને પક્ષોને ન્યાય મળે તેવી રીતે કરેલો છે અને તેમાં કોઇપણ જાતની વિરૂદ્ધતા કરવી એ અમને તો અયોગ્ય અને અપ્રમાણિક લાગે છે. એવું કાંઈ નથી કે જે જૈન ધર્મથી કે જૈન શાસ્ત્રથી વિરૂદ્ધ હોય, અમે તો જે નિષ્પક્ષપાત અને ન્યાય શેઠ સાહેબે વાપર્યો છે તેને માટે તેમને ધન્યવાદ આપીએ છીએ.

સમાધાનીથી સાંસારિક ઝઘડા પતાવવા એ જેટલું ઇષ્ટ છે તેના કરતાં ધાર્મિક ઝઘડા આપસમાં સુલેહ સંપથી યાતો આગેવાનોના લવાદમાં પતાવી સમાવવા અને તેથી અરસપરસ એખલાસ વધારવો એ અસંખ્યગણો ઇષ્ટ અને લાભકારક છે. જો તેમ ન થાય તો ધર્મનું એક પ્રાધાન્ય સુત્ર ‘મૈત્રી ભાવના’ પર છરી મુકાઇ પ્રભુની આજ્ઞાના ભંગનો આરોપ આપણે શિરે આવે છે. કોઇપણ ધર્મ એમ કહેતો નથી કે કલેશ કરવો. સર્વ ધર્મ કહે છે કે કલેશમાં અવનતિ છે-કલેશ પાપસ્થાનક છે. તો કૃતજ્ઞ થઇ સર્વ શાંતિપ્રદ યોજનામાં દરેક જૈન બધુ જોડાશે અને વીર પ્રભુએ પ્રરૂપેલ મૈત્રીભાવના—સાર્વત્રિક બંધુભાવ સર્વદા પ્રસારશે. જૈનો દેવદેવીઓને માને છે કે નહિ તથા માનવા માટે શાસ્ત્રનું પ્રમાણ છે કે નહિ તે માટે દાખલા દલીલવાળો લેખ જરૂર પડશે તો મુકવા અમે તૈયાર છીએ.

---

## પરિશિષ્ટ ૫૭

જૈન હિતે૦ પુ. ૧૯ જુન ૧૯૧૭ પૃ. ૨૭૫.

## જૈનોને થયેલું પૈસાનું અજીર્ણ.

જ્યારે કોઇ ઉત્તમ સાધુ કે ગૃહસ્થ જૈનોને કેળવણી આદિ રૂડાં કામોમાં પૈસા ખર્ચવાની અપીલ કરે છે ત્યારે કેટલાકો તરફથી કહેવામાં

આવે છે જૈનો પાસે હવે પહેલાં જેટલો પૈસો રહ્યો નથી. હકીકતમાં જૈનસમાજ તો શું પણ આખો ભારતવર્ષ ઘણો નિર્ધન થઈ ગયો છે, તવાઇ ગયો છે, એની દેખાતી છુટીછવાઇ શોભા એ બીજું કાંઇ નહિ પણ Hectic red એટલે તાવની ( અને નહિ કે તન્દુરસ્તીની ) લાલી છે. તોપણ જૈનોને જ્યારે લડવાનો પ્રસંગ મળે છે ત્યારે તેઓ પૈસો ઉડાડવામાં બાકી રાખતા નથી. ધર્મના બ્હાને લોકોને ઉશ્કેરીને નાણું એકઠાં કરી છુટે હાથે ઉડાડે છે અગર કોઇ પ્રસંગે કરજ પણ કરે છે. આ ચોખી પડતીની નિશાની છે. જ્યાં સુધી એક દેશમાં કે એક કોમમાં આવી વૃત્તિ કાયમ છે ત્યાં સુધી તે દેશ કે તે કોમ ગરીબાઇનેજ લાયક–દુઃખનેજ લાયક–પરતંત્રતા અને પીડાનેજ લાયક છે. બહારનાં કારણો કરત. કારણો કઇ વૃત્તિઓનાં અમુક પરિણામો છે તે જોવાની બુદ્ધિશાળીઓએ, હમેશ દરકાર કરવી જોઇએ છે.

ગાયકવાડ તાબાના ચારૂપ ગામમાં જૈનો અને અન્ય હિંદુઓ વચ્ચે તકરાર ઉભી થતાં બન્ને કોર્ટે આથડ્યા પછી બન્ને પક્ષના સુજ્ઞોને લવાદ પર જવાની જરૂર જણાઇ બન્નેની સમ્મતિથી શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાને લવાદ નીમવામાં આવ્યા. તેઓ એક જૈન હોવા છતાં ત્હેમની પ્રમાણિકતામાં બન્ને પક્ષને એટલો વિશ્વાસ હતો કે જે કેસમાં જૈન ધર્મનું લાગતું વળગતું હતું તેવો કેસ પણ ત્હેમની લવાદી પર નિડરતાથી મુકવામાં આવ્યો. ચુકાદો અપાયો. જૈનો તેમજ જૈનેતરોએ એ ચુકાદાથી સંતોષ બતાવ્યો. પણ પાછળથી બુઝાયલી આગનો તણખો ભભુકયો અને એ ચુકાદા સ્હામે મ્હોટી ગર્જનાઓ થવા લાગી. આ વાંચનારને સ્વાભાવીક રીતે એમજ લાગે કે એ ગર્જના જૈનેતરો તરફથી થઇ હશે; પણ ખુબી તો એ છે કે જૈન લવાદ વિરૂદ્ધ ગર્જનાઓ ખુદ જૈનો તરફથીજ થઇ ! જૈનોની મુર્ખાઇનો છેડોજ જોવામાં આવતો નથી. આખી દુનીયાના માલેક જાણે કે પોતેજ હોય, જજો પણ ત્હેમનાજ ( જૈનોનાજ ) ચુંટાયલા હોવા જોઇએ, એટલુંજ નહિ પણ જૈનોના માગવા પ્રમાણેજ જજમેન્ટ ત્હેમણે આપવું જોઇએ એવું જૈનો માગતા હોય, એમ આ દુરાગ્રહી પોકારે દુનીયાને દેખાડી આપ્યું છે. મને લાગે છે કે હવે નામદાર સરકારે કોર્ટો બંધ કરવી જોઇએ છે, અને જૈનોનેજ ઇનસાફનું ત્રાજવું સોંપી દેવું જોઇએ છે; કુદરતે પણ પોતાના કાનુનો રદ કરીને જૈનોને વિશ્વસત્તા સોંપવી જોઇએ

છે, કે જેથી તેઓ ઇચ્છા થાય તે વખતે વર્ષાદ વર્ષાવી શકે અને પોતાની સગવડ હોય ત્યારે આગ વર્ષાવી શકે અને મનુષ્યોની બુદ્ધિ, કીર્તિ માલેકી આબાદી સર્વપર પોતાનો કાબુ રાખી શકે, જબરી મહત્વાકાંક્ષા ! પોતેજ લવાદ નીમ્યા, ધર્મ સંબંધી તકરાર હોવા છતાં પોતાનાજ ધર્મના ગૃહસ્થ લવાદ નીમ્યા, અને તે છતાં જૈન લવાદનું જજમેંટ પણ એમનું પેટ ભરાય એટલો સંતોષ આપનારૂ થઇ શક્યું નહિ ! અત્રે આપણે કાનુની મુદ્દામાં ઉતરીશું નહિ; કારણ કે વાંચનાર પૈકી મ્હોટો ભાગ કાનુની ચર્ચા સ્હમજવાની લાયકાત ધરાવતો હોઇ શકે નહિ. એ કામ વકીલમંડળને માટે રહેવા દઇ આપણે માણુસાઇના કાયદાની કલમો તપાસીશું. રા. કોટાવાળાનો ફેંસલો જૈનોને લાભકારી છે કે નહિ એ સવાલ પણ હું ઉઠાવીશ નહિ. એ સવાલને જગાજ ન મળવી જોઇએ. દુનિયામાં હમેશ જૈનોનાજ લાભમાં કેસ ઉતારવા જોઇએ એવો પટ્ટો જો કોઇ દેવ પાસેથી જૈનો લખાવી રજુ કરતા હોય તો જ એ સવાલને જગા મળી શકે. સવાલ એ છે કે બન્ને પક્ષની સમ્મતિથી નીમાયેલા લવાદ અથવા જજના ફેંસલા વિરૂદ્ધ પોકાર કરવો અને એ લવાદ પર અંગત આક્ષેપો કરવા એ શું માણુસાઇ ભર્યુ ગણી શકાય ? લાખ્ખો માણુસોમાંથી જે એકને ત્હમે પસંદ કર્યા તે શું અપ્રમાણિક કે જૈનોના શત્રુ ધારીને પસંદ કર્યા હતા ? અને જો પ્રમાણિક ધારીને પસંદ કર્યા હતા તો શું એક દિવસમાં તેઓ પ્રમાણિક મટી ત્હમારેજ માટે અપ્રમાણિક થઇ ગયા ? એક ઇજ્જતદાર પ્રમાણિક આગેવાન શહેરીનું આવું અપમાન શું ઓછું અસહ્ય છે ? અને તે અપમાન કરનાર પણ ખુદ જૈનોજ છે એમ જ્યહારે જાણવામાં આવે છે ત્યારે જૈનોની તુચ્છતા માટે બહુજ લાગી આવે છે અને જૈન સમાજની પડતીનાં માઠાં ચિન્હો પ્રત્યક્ષ દેખાય છે. તેઓ એમ સ્હમજતા લાગે છે કે આપણે પૈસા ઉડાડીને હરકોઇ માણુસની ઇજ્જત લુટી શકીએ, હર કોઇ અન્યાય-ધર્મનું ઝનુન લોકોને ચ્હડાવીને-કરી શકીએ, ખાનગી વેરઝેર અને ઇર્ષાની તૃપ્તી ખાતર ધર્મને ઢાલ બનાવી શકીએ. અફસોસની વાત તો એ છે કે ખુદ જૈન સાધુઓ આ ધતિંગના નાયક બન્યા છે લવાદના ફેસલા પછી પથરાયલી શાન્તિને ડખોળી મારનાર અમુક સાધુઓજ હતા, અને જ્યહાં સાધુઓએ-મુક્તિના ઇજારદારોએ એમ કહ્યુ કે અમુક જજમેંટ ખોટું છે ત્યહાં પછી ગાડરીઆ લોકસમાજની ધાંધળનું પુછવુંજ શું ? કાનુનનો અક્ષર પણ નહિ જાણનારા જૈન સાધુઓ કાનુની બાબતમાં માથું મારવાની

ધીટતા કરે એના જેવું હાસ્યાસ્પદ અને વખોડવા જોગ કૃત્ય બીજું શું હોઇ શકે ? અત્યાર સુધી રા. કોટાવાળાના ફેંસલા બાબતમાં સારો કે ખોટો અભિપ્રાય મ્હેં ઇરાદા પુર્વક ઉચ્ચાર્યો નથી, પરંતુ હવે જ્યહારે સવાલ એવો ઉપસ્થિત થાય છે કે સાધુઓ દુનીયાની સત્તા અને દુનિયાની શાન્તિ પોતાના હાથમાં હોવાનો દાવો કરવા બહાર પડયા છે તે દાવો વાજબી છે કે નહિ, ત્યહારે મ્હારે કહેવું જોઇએ છે-કહેવું પડે છે કે, જૈન સાધુનો ધર્મ સંસારની ખટપટથી-રાગ દ્વેષથી ત્હેમને હજાર કોષ દૂર રહેવા ફરેમાવે છે તેથી જેઓ એવી ખટપટ ઉશ્કેરતાં હોય ત્હેમને જૈનશાસ્ત્રો 'સાધુ' તરીકે સ્વીકારી શકે જ નહિ; બીજું; સાધુ હો વા સાધુનોય સાધુ હોય તોપણુ એને દુનીયાંનો નિયામક હોવા જેવો દાવો કરવાની સતા દુનીયાએ આપી નથી, આપી શકે નહિ, અને મુઠ્ઠીભર જૈનો પોતાના નાણુાના બળથી પોતાના સાધુઓને એવી સતા આપવા માગતા હોય તો બાકીની વિશાળ દુનીયા તે મુઠ્ઠીભર લોકોની ધર્મઘેલછાને નાબુદ કરવાને પુરતી શકિતમાન છે.

મ્હને યાદ છે કે ફેંસલો બહાર પડયો ત્યાર પછી તે સ્હામે પહેલામાં પહેલો વાંધો ધર્મઘેલડાઓએ એ મતલબનો રજુ કર્યો હતો કે 'કેટલાક જૈનો અંબાજીને માને છે' એવું એક કથન (statement) લવાદ મહાશયે પોતાના જજમેન્ટમાં લખ્યું હતું તે ખોટું અને જૈનોની ધાર્મિક લાગણી દુખાવનારૂં હતું ? ઓહ જૈનોની ધાર્મિક લાગણીની નાજુકતા ? પણુ સુભાગ્યે આ શબ્દો એક ચુસ્ત જૈનધર્માનુયાયી લવાદની કલમથી જ નીકળ્યા છે, કે જે જૈન લવાદ જૈનોની તમામ રીતભાત, રીવાજ, સ્થિતિ વગેરેથી સારી રીતે વાકેફગાર છે. જૈનો પૈકીના કેટલાક અંબાજીની માનતા માને છે, દર્શને જાય છે, ઇત્યાદિ બાબતની હકીકત (fact) સ્હામે વિરોધ ઉઠાવવા તૈયાર થવું એ પોતાની જાતને પોતે જ જુઠ્ઠી પાડવા જેવી મુર્ખતા છે. એક નહિ પણુ અગયારસો જૈનો તે દેવીની માનતા માને છે. મ્હોટા મ્હોટા અગ્રેસરોને તેમ કરતાં હું જાણું છું. રા. કોટાવાળાએ એક જૈન તરીકે લખેલી આ હકીકત તદ્દન સાચી છે એટલુંજ નહિ પણુ જૈનોને કોઇ જાતનું અપમાન પહોંચાડવાના ઇરાદાથી મુકત છે. તેઓ એમ જણાવે છે કે, માત્ર બ્રાહ્મણો જ એ દેવીને માને છે એમ નથી પણુ કેટલાક જૈનો પણુ માને છે અને તેથી જૈન અને સ્માર્ત વર્ગ વચ્ચે ટંટો

ન થવા પામે એજ ઉત્તમ છે. આમાંજૈનોના ધર્મનું અપમાન કરવાનો આશય કયે ખુણે છે તે સ્હમજાતું નથી. જૈનોને પોતાના શાસ્ત્રોની આજ્ઞા તોડીને દેવ-દેવીઓની માનતામાં ભટકતાં-એ મિથ્યાત્વ અથવા અંધકારમાં સુખ ઢુંઢતાં—શરમ કે અપમાન લાગતું નથી અને જ્યહારે ત્હેમનાં કામોનું ચિત્ર કોઇ આપે છે ત્યહારે ત્હેમને અપમાન લાગી જાય છે ! જબરી સ્વમાનની પુતળીઓ ! અફસોસ, જૈનોમાં સ્વમાનનો અંશ માત્ર રહેવા પામ્યો હોત તો આવા ઇજ્જત અને દેશનું ઐકયબળ ગુમાવવા જેવા ટંટા કરત જ નહિ.

અને જૈન સાધુઓ,-ત્હેમનું શુ સ્હમજવું? ત્હેમને હવે ચોકખું પરખાવી દેવું જોઇએ છે કે અમે શ્રાવક વર્ગે અમારી સામાન્ય અક્કલ ( Caminon sense ) કાંઇ ત્હમારે ત્યહાં ધરાણે મુકી નથી; અમે અમારી બુદ્ધિ, વિવેકશકિત અને ઇચ્છાશકિતને ત્હમારી વેચાણુ બનાવવા તૈયાર નથી અમે પણ મનુષ્ય છીએ, કદાચ સાધુ વર્ગ પૈકીની કલેશપ્રિય વ્યકિતઓ કરતાં વધારે ઉચ્ચ કોટિના મનુષ્યો છીએ; અને મનુષ્ય તરીકે અમારૂં તંત્ર અમે જ ચલાવવા માગીએ છીએ. સાધુઓને અમે અમારી બુદ્ધિ અને શાન્તિના વિધાતા થવા દેવા ખુશી નથી

હું આગળ વધીને—જૈન કે સ્માર્ત કોઇના તરફ નહિ ઢળતાં એક સત્યશોધક અને એક હિંદી તરીકે કહીશ--કે, જૈન--સ્માર્ત વચ્ચેના ધાર્મિક ટંટામાં એક જૈન ગૃહસ્થને લવાદ નીમવામાં કાંઇ પણ નુકસાનનો સંભવ હોય તો તે નુકસાન જૈનોને નહિ પણ સ્માર્ત વર્ગને છે. રા. કોટાવાળાએ પક્ષપાત કરવા ઇચ્છા રાખી જ નહોતી તો પણ ત્હેમનું લોહી જૈનો તરફ ખેંચાય એટલું બ્રાહ્મણો તરફ ન જ ખેંચાય ત્હેમણે એક પ્રમાણિક પુરૂષ હોવા છતાં બ્રાહ્મણોને બદલો આપીને પણ મહાદેવની મુર્તિ જૈન મંદિરમાંથી બહાર કહાડવાની જૈનોની ઇચ્છાને જો કે ખુબીથી-તૃપ્ત કરી છે. અને તે છતાં જૈનો આટલું ધાંધળ મચાવે છે ત્યહારે મ્હારૂં અંતઃકરણ પ્રેરણા કરે છે કે જૈનો લવાદના ફેંસલા સ્હામે અદાલતે જાય અને હમેશની યાદગીરી રહે એવી સજ્જડ થપ્પડ ખાય એજ ઠીક છે. જૈનોને સ્હમજાવવા જવું એ--આ અમુક બાબતમાં તો--કુદરતના નકકી કરેલા માર્ગ વિરૂદ્ધ કોશીશ કરવા બરાબર છે. મ્હારા સાભળવા પ્રમાણે આ ઉશ્કેરણીથી કેટલાક છાપાવાળાઓને સારો ભક્ષ મળ્યો છે. શુભ-કાર્ય

વખતે ગરીબાઇનાં રોદણાં રોનાર જૈન સમાજનો પૈસો આવે જ રસ્તે જવાનો. ગરીબાઇ અને અધોગતિના છેક છેલ્લા પગથીએ ગયા સિવાય ઉન્નતિની શરૂઆત થવાનું કુદરતમાં નિમાયલું જ ન હોય ત્હાં પછી જૈનોના રસ્તાઓ માટે ખેદ કરવો નકામો છે.

—(०)—

## પરિશિષ્ટ. ૫૮.

**જૈન રીવ્યુ. ડીસેંબર જાન્યુઆરી સ. ૧૯૧૬–૧૭ પુ. ૧ અં ૭–૮**

## ચારૂપ જૈન કેસ.

### "શેઠ" કોટાવાલાના ચુકાદાના સબંધમાં વધુ અજવાળું.

ચારૂપ ( પાટણ ) જૈન કેસની વીગતો, તેમજ લવાદ તરીકે શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાલાએ આપેલો ચુકાદો અમોએ અમારા ગતાંકમાં પ્રગટ કરી દીધો છે. આ ચુકાદાના સબંધમાં અમોએ ગતાંકમાં જે ઉડતી નોંધ લીધી છે, તે જેઓએ વાંચી હશે, તેઓને ખુલ્લું જણાયું હશે કે અમોએ ચુકાદાના સંબંધમાં ધાર્મીક દ્રષ્ટિ–અપેક્ષાએ કાંઇ વિરૂધ ટીકા થઇ છે કે કેમ, તે બાબત તેમજ ચુકાદો કાયદેસર છે કે કેમ, અગર તે રજીસ્ટર થતો અટકાવવાની જરૂર છે કે કેમ, વિગેરે બાબતોમાં જે ચર્ચા હાલમાં પાટણ જૈન સંઘમાં ચાલી રહી છે, તેમાંના એકબી મુંદાના સબંધમાં અમોએ કોઇ પણ પક્ષની તરફેણમાં મત આપવા પહેલા, રાહ જોવાનું પસંદ કીધું હતું. અમારો છેલ્લો લેખ લખાયા પછી, મુંબઇના જુદા જુદા વર્તમાન પત્રોમાં, તેમજ ભાવનગરના જૈન અઠવાડીકોમાં માસીકોમાં શેઠ કોટાવાળાના ચુંકાદાના સંબંધે જે પ્રસંગોપાત ટીકાઓ થઇ છે, તે પરથી નિષ્પક્ષપાત પણે વીચાર કરવાની સુંદર તક હવે પાટણના જૈન ભાઇઓજ નહિ પણ સમગ્ર જૈન કોમ ધરાવતી થઇ છે. હવે આ ચુકાદાપર વીચાર કરતાં–આપણે આગમચથી અમુક ચોકસ મત બાંધી લેવો જોઇએ નહિ. આપણે એક તરફી મતપર જો આવી જઇએ, અને પછી જો ચુકાદાપર વીચાર કરીએ તો આપણે

બન્ને પક્ષોને ઇનસાફ આપવામાં નિષ્ફળ જાઇએ તેવો મજબુત ભય રહે છે. આપણે એમ નહિં માની લેવું જોઇએ કે શેઠ કોટાવાલાએ ચુકાદો આપ્યો માટેજ તે ખરો અને વ્યાજબી છે, અથવા તો એમ પણ નહિ માનવું જોઇએ કે શેઠ કોટાવાલાએ ચુકાદો આપ્યો માટેજ તે એક તરફી અને ગેરવ્યાજબી હોવો જોઇએ, હવે જેઓ " સાંજ " " હિંદુસ્તાન " " જૈન " " જૈનશાસન " " આત્માનંદ પ્રકાશ " " જૈન-રીવ્યુ. " આદિ પત્રોમાં આ બાબતના સંબંધમાં પ્રગટ થએલા લેખો સંભાળ પુર્વક વાંચશે, તેઓને એક બાબતની ખાત્રી થશે અને તે બાબત એ છે કે- " સાંજ " " હીંદુસ્તાન " અને "જૈન" પત્રો શેઠ કોટાવાલાના ચુકાદાની તારીફ કરે છે. આપણુને બીજી ખાત્રી એ થાય છે કે ' જૈન શાસન ' શેઠ કોટાવાળાના ચુકાદાની વિરૂદ્ધ છે. આ બન્નેમાં નિશ્ચતપણે સત્ય અમુક પત્રો છે, એમ કહેવું જો કે મુસ્કેલ છે, છતાં એટલું તો કહેવું સહેલું છે કે ચુકાદાના સબંધમાં વધુ પત્રોએ પોતાની તારીફ જાહેર કરી છે.

## મતભેદ શું મુદ્દાપર છે ?

હવે આપણે જોઇએ કે બન્ને પક્ષો વચ્ચે શું બાબતોના સંબંધમાં મતભેદ છે તે તપાસીએ આ બાબતપર વીચાર કરવાને પાટણના સંઘને અને સમગ્ર જૈન સંઘને સગવડ મળે તે માટે અમો બન્ને પક્ષો તરફથી, અમોને મળેલા કેટલાએક ' ચર્ચા પત્રો ' નીચે પ્રગટ કરીએ છીએ, જે વીચાર પૂર્વક અને તદન નિષ્પક્ષપાતપણે વાંચવાને અમે ભલામણુ કરીએ છીએ.

પહેલું ચર્ચાપત્ર અગત્યનું છે અને ને ચર્ચાપત્રી પાટણના એક ગૃહસ્થ છે. આ ચર્ચાપત્ર ' હિંદુસ્થાન ' પત્રમાં શેઠ કોટાવાલાનો ચુકાદો સંતોષકારક છે એવો જે ' અગ્રલેખ ' પ્રગટ થયો હતો, તેના જવાબમાં લખવામાં આવ્યો હશે, એમ લખાણની ઢબપરથી દીસે છે આટલો ખુલાસો કરી અમો નીચેનાં ચર્ચાપત્રો જાહેર જૈન સંઘ માટે રજુ કરીએ છીએ.-

## ચુકાદા સામે વાંધો શું છે ?

હિંદુસ્થાનના અધીપતિ જોગ.

સાહેબ, પાટણ નજીક ચારૂપ તીર્થના સંબંધમાં જૈનો અને સ્માર્ત ભાઇઓ વચ્ચે ચાલેલા ઝઘડાના સબંધમાં પાટણના જૈન સંઘના એક

આગેવાન મી. પુનમચંદ કોટાવાલાએ જે લવાદ તરીકે ચુકાદો આપ્યો છે, તે ચુકાદાપર અગ્રલેખ લખવાને માટે આપે, આપની કીમતી કટારો રોકી તે માટે અને તેની અંદર આપે જે વીચારો-આપને પ્રમાણીકપણે યોગ્ય લાગે તે જાહેર કર્યા તે માટે જૈન કોમ આપનો આભારજ માનશે. આપે આ લવાદનામાની બાબતમાં જે ટીકા કરી છે, તે ટીકાના પ્રમાણીકપણા પર શક લઇ જવાને મને અથવા કોઇને કાંઇ પણ કારણ નથી. હું પોતે તો ખાત્રીપુર્વક માનું છું કે તમારા જેવા સ્વતંત્ર પત્રમાં હમેશા સ્વતંત્ર અને પ્રમાણીક વીચારોજ અગ્રલેખમાં જાહેર કરવામાં આવે છે. કમનશીબે આ લેખમાં આપે જે ટીકા કરી છે, તે ટીકા સંપુર્ણ વીચારોની ગેરહાજરીમાંજ અને આ બાબતની પરિસ્થિતિના ઓછા જ્ઞાનથીજ થવા પામી છે. જો તમો પાસે સંપુર્ણ વીગતો હતે તો આપ જરૂરજ આપના લીડરનું રૂપજ કદાચ ફેરવતે; હું તેથી આપના પ્રમાણીકપણા પર વીશ્વાસ રાખી નીચેની વીગતો આપશ્રીના તેમજ આપના હજારો જૈન તેમજ જૈનેતર વાંચનારાઓની જાણ માટે પ્રગટ કરવાને અરજ કરીશ.

મારે પહેલાંતો આપશ્રીને જણાવી દેવું જોઇએ કે લવાદ તરીકે શેઠ કોટાવાળાએ, સનાતનીઓને જૈન ધર્મશાળામાંથી બે ઓરડી અપાવી, અને રૂ. ૨૦૦૦ તેમ ૪૫ ચોરસ વારની બીજી **જમીન અપાવી તેથી જૈનો નારાજ થયા નથી**, અલબત જો કે પાટણના જૈનોનો અમુક એક વર્ગ એમ બી માને છે કે આપવામાં આવેલો બદલો કાંઇક વધારો પડતો તો છે. પણ પાટણના અગર દેશાવરના જૈનોમાં અને જૈન સાધુઓ આ ચુકાદાથી નારાજ થયા છે, **તેનુ કારણ રૂપીઆ જેવી નજીવી બાબત નથી.** જૈનકોમ બે હજાર તો શું પણ તેથી બી વધુ રકમ ધર્મ રક્ષણ અથવા સુલેહ રક્ષણ માટે આપવાને અચકાઇ નથી, અને આ બાબતમાં પણ અચકાઇ નથી. **પણ ચુકાદાની વીરૂધતાનો મુદ્દોજ જુદો છે.** શેઠ કોટાવાલાએ લવાદનામુ લખી આપ્યું ત્યારે લવાદ તરીકે શેઠ કોટાવાલાની ફરજ હતી તે માત્ર સંજોગો ધ્યાનમાં લઇ, કોર્ટના કેસોનું પરીણામ ધ્યાનમાં લઇ સુલેહ સચવાય તેવી રીતે બન્ને પક્ષોના મન સાંચવીને અમુક યોગ્ય લાગે તે બદલો નક્કી કરવાનું હતું. પણ કોટાવાળા શેઠે પોતાના લવાદમાં પોતાની સત્તાની હદ ઓળંગી ગયા હતા, અને તેઓએ પોતાના લંબાણ એવારડમાં બીનજરૂરી ધાર્મીક તત્વો પર ટીકા કરી છે,

આ પ્રમાણે જૈનોના ધર્મના તત્વો અને સીદ્ધાંતો પર જે ટીકા શેઠ કોટાવાલાએ કરી છે, તે ટીકા આ લવાદ તરીકે કરવાની તેઓને માથે કાંઇ ફરજ નાખવામાં આવી નહોતી. અને પાટણ અને પાટણની બહારનાં જૈનો અને જૈન સાધુઓમાં આ ચુકાદા સામે જે અભાવ છે, તે અભાવનું કારણ મી. કોટાવાલા શેઠે ધર્મની બાબતોપર પોતાના ચુકાદામાં કરેલી ટીકા છે. આપ વ્યાજબી રીતે કહો છો કે કોઇપણ ઝઘડાઓમાં જૈન સાધુઓએ ઉતરવું જોઇએ નહિં. જૈન ધર્મ પણ સાધુઓને ઝઘડામાંથી દુર રહેવાનેજ જણાવે છે. પણ જૈન ધર્મ, ધર્મ રક્ષણ વાસ્તે શાસન--સેવા વાસ્તે જૈન સાધુઓને પોતાનો મત આપવાને મના કરતું નથી. બલ્કે દરેક ધર્મના ગુરૂઓની ફરજ છે કે તેઓએ પોત પોતાના ધર્મ પરના હુમલાઓમાંથી પોતાના ધર્મનો બચાવ કરવો. કોટાવાલા શેઠ જૈન છે. તેઓ જૈનોના અગર જૈન ધર્મના દુશ્મન નથીજ તેમ તેઓ સનાતનીઓના ખાસ મીત્ર નથી. તેઓએ જે ટીકા ધર્મની બાબતો પર કરી છે, તે તેઓએ તો પ્રમાણીક ભેદ અગર ધાર્મીક તત્વોની સંપૂર્ણ સમજની ગેરહાજરીમાંજ કરી હશે પણ જો આ ટીકા તેથી ચાલી જવા દેવામાં આવે તો તેનું પરીણામ જૈન તીર્થોના બીજા ચાલતા મુકદમાઓમાં કદાચ બીન ઇચ્છવા યોગ્ય આવે, કારણકે આ ચુકાદો ( ટીકા સાથે ) પુરાવાજ તરીકે સામા પક્ષવાળાઓ રજુ કરે આવા તીર્થોના મુકદમાઓનાં ચુકાદા હમેશા પુરાવા તરીકે તીર્થોના ઝઘડાઓમાં વપરાય છે. આ સંજોગોમાં જો જૈન સાધુઓ મૌન રહે તો, તેઓએ જૈન ધર્મ રક્ષણના પોતાના કાર્યમાં ગફલતી બતાવી છે એમજ કહેવાય. આપ તેથી સમજી શકશો કે જૈન સાધુઓએ ખાસ કરીને આ કેસમાં પોતાનો જે મત આપ્યો છે, તે મત આપવામાં પોતાની મુખ્ય અને અગત્યની ફરજ બજાવ્યાં કરતાં કાંઇ વિશેષ કર્યું નથી.

જૈન સાધુઓ મી. કોટાવાલાના ચુકાદાપર જે મત ચાલે છે, તે મત ચુકાદામાં નાણાંને લગતી બાબતો પર છેજ નહિ જૈન સાધુઓનું તે બાબતોપર ઉતરવાનું કામ નથી. જૈનો અને જૈન સાધુઓ મેં જણાવ્યું તેમ જે વાંધો ચુકાદાના સંબંધમાં ધરાવે છે તે વાંધો ચુકાદામાં મી. કોટાવાળાએ કરેલી કેટલીએક ઠેકાણે બીનજરૂરી ટીકા છે. આ ટીકા જાણી બુઝીને થઇ છે, એમ જૈન સાધુઓ કહેતા નથી, પણ

તેઓ જણાવે છે કે આ ટીકાને લઇને ચુકાદો વાંધાભર્યો છે, અને ટીકાના સબબે ચુકાદો રજીસ્ટર નહી થવા દેવો.

કેટલેએક ઠેકાણે આ ચુકાદો એક તરફી ગણાતો અગર કહેવાતો હશે. અને આ માન્યતા કોઇ ઠેકાણે હોય તો તેનું કારણ એ છે કે આ ચુકાદો મ્હેસાણાની કોર્ટમાં જૈનો જીત્યા પછી અપાયો હતો, એટલે જૈનો એમ ધારતા હતા કે સનાતનીઓને અડધે રસ્તે મળવામાં આવશે આપ જણાવો છો તેમ મી. કોટાવાલા શેઠના પીતાશ્રીનીતીથી સનાતનીઓ પણ પાટણમાં પાળે છે આ માન વાજબી રીતે ઘણું મોટું માન કહેવાય છે, અને તે માટે આખી જૈન કોમ મગરૂર છે. પણ આ ઝઘડો ઉભો થતાં સનાતનીઓ આ તિથી પાળવી બંધ કરશે એવો ગંભીર ભય હતો, **આ ભય અમલમાં ન આવે તે માટેજ** શેઠ પુનમચંદે ચુકાદામાં સનાતની ભાઇઓને વિશેષ સંતોષ આપેલ છે, એમ હું કહેતો નથી. પણ આ સંજોગોના સબંધે ચુકાદો એક તરફી હોય એવો કોઈ ઠેકાણે શક રહેતો હોય તો તે તદન પાંયા વગરનોજ છે એમ તો કહેવાશે નહિ. પણ આતો ચુકાદાની એક બાજુનીજ વાત છે. જૈનો અગર જૈન સાધુઓ તેથી કંઇ આ ચુકાદાવીરૂધ થયા છે એમ છેજ નહિ. મેં ખુલ્લા શબ્દોમાં જણાવ્યું છે, અને ફરી જણાવું છું કે ચુકાદાના સંબંધમાં તે વાંધો તો છેજ નહિ **જે વાંધો હતો અને હજી પણ છે તે ચુકાદાની ટીકા સામે છે.** આ ટીકા કરવાની કાંઇ ખાસ જરૂર હતીજ નહીં, અને તે છતાં મી. કોટાવાલા જેવા કુંનેહી ગૃહસ્થ કેમ આ ટીકામાં ઉતરી ગયા હશે તે સમજવું મુસ્કેલ છે પણ ટીકા થઈ છે, તે વાંધા ભરી કોઇને જણાતી હોય, તો તેને તે સામે પ્રોટેસ્ટ કરવાનો હક નથી એમ આપ જેવા સ્વતંત્ર અધિપતિ સાહેબ કદી કહેજ નહિ. હું ધારૂં છું કે આ ખુલાસાથી આપને તેમજ આપના હજારો વાંચનારાઓને ચારૂપ જૈન કેસના લવાદ તરીકે શેઠ કોટાવાલાની ચુકાદાના સંબંધમાં વીરૂધતા છે, તે વીરૂધતા મુખ્યત્વે **ચુકાદાની અંદરની ટીકા સામે છે,** એમ સમજાયું હશે.

વળી આ ચુકાદાપરથી બન્ને પક્ષો વચ્ચે સુલેહ થઇ છે એમળી નથી. ચારૂપમાં જૈન ઘર એકી નથી એટલે જૈન મુરતિઓના અપમાનનો **ભયજ ભવીષ્ય માટે ન રહે એ હેતુથી** પાટણના જૈન સંઘે ચારૂપ ગામમાંથી જૈન દેવોની મુરતિઓને પાટણ લાવવા એક કમીટી આ ચુકાદા

અપાયા પછી નીમી છે. અને ચારૂપના સ્માર્તોએ સતાધિકારીઓને ચારૂપ જૈન મંદીરના અંગે એક વાંધાભરેલી અરજી કરી છે એમ સંભળાય છે તો હવે-પછી તેનુ પરિણામ શું આવશે તે આપને જણાવીશ.

આ એક પક્ષનો લવાદના ચુકાદાના સબંધમાં મત છે; હવે આ મતમાં જે મુખ્ય વાંધાઓ છે, તેનો સંતોષકારક જવાબ નીચેના બીજા ચર્ચાપત્રમાં આવે છે—

## જાહેર જૈન પ્રજાએ જાણવી જોઇતી કેટલીએક વિગતો.

" જૈન-રીવ્યુ " ના અધિપતિ જોગ,

સાહેબ.

ચારૂપ ( પાટણ ) જૈન કેસ શું છે, તે કેમ ઉભો થયો, પાટણમાં અને મ્હેસાણામાં આ કેસને અંગે ઝઘડાઓ કેમ ઉત્પન થયા, અને બન્ને પક્ષોના આગેવાનોએ લંબાણ ખરચ કર્યા પછી, અને ભવિષ્ય અનિશ્ચિત છે એમ સમજી શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાલાને લવાદ તરીકે કેમ નેમ્યા, એ બીના હવે ઇતિહાસની એક જાણીતી કથા હોવાથી તે સંબંધમાં પિષ્ટપોષણ કરવા હું અત્રે માંગતો નથી. પરંતુ આ લવાદના ચુકાદાના સબંધમાં પાટણ જૈન સંઘની મુંબઇની છેલ્લી સભા મલી હતી, તે વખતે ત્યાં આપણા કેટલાએક વિદ્વાન પુંજ્ય સાધુઓના અભીપ્રાયો લવાદના ચુકાદાની વીરૂધ રજુ થયા હતા, જે પરથી એમ જણાય છે કે જૈન સાધુઓ અને કેટલાએક જૈન કોમના ગૃહસ્થોમાં આ એવારડ કેવા સંજોગોમાં અપાયો, તે બાબત ગંભીર અજ્ઞાનતામાં રમે છે. આચાર્ય શ્રી કમલવિજયજી સુરિ પોતાના અભિપ્રાયમાં જણાવે છે કે મહેસાણા કોર્ટમાં જીત થયા પછી આ લવાદ નેમવાની જરૂરજ નહોતી. આ જરૂર શું હતી, તે તેથી સમજાવવાની રહે છે.

## મ્હેસાણાની કોર્ટમાં આપણી જીત કેવી થઇ હતી?

આ બાબતમાં તેથી ખુલાસો થવાની પહેલી જરૂર છે. આપણે જે મુદ્દા માટે લડતા હતા, તે મુદ્દામાં મ્હેસાણાની કોર્ટમાં આપણી જીત થઇ હતી કે કેમ એ સવાલ મુખ્ય છે. જે કારણથી અને જે મુદ્દાથી આ

આખા કેસનો, પાટણના કુસંપનો, જન્મ થયો છે, તે મુદ્દો શું છે ? તે એ છે કે-પાટણ નજીક 'શામળાજી પાર્શ્વનાથ' માં પ્રાચીન જૈન તીર્થમાં મહાદેવની મુરતી રહે, **એ જૈન ધર્મ અનુસાર નહિ હોવાથી** પાટણના કેટલાએક જૈન ગૃહસ્થોએ આ મુરતીઓને જૈન દેહેરાસરમાંથી ખસેડી, જૈન દેહરાસરના ગભારામાં આ હિંદુ મુરતીઓ ખસેડવાનો મુદ્દો એ હતો કે જૈનશાસ્ત્ર અનુસાર જૈન મંદીરમાં હિંદુ મુરતીઓ નહિ હોવી જોઇએ, પરંતુ જ્યારે પાટણમાં હિંદુ મુરતીઓને ખેસેડી, હીંદુ ભાઇઓનું અપમાન કરવાનો ફોજદારી કેસ મુરતી ખસેડનારાઓપર મેલાયો, ત્યારે આપણે કોર્ટમાં શું કીધું ? આપણે બચાવ શું કીધો ? આ બચાવ એ હતો કે દેહરાસરજીના ગભારામાં જ્યાં હીંદુ મુરતીઓ બીરાજીત હતી, ત્યાં આગળ એક નાનો ખાડો પડી ગયો હતો, અને તેથી ત્યાં કીડીઓ વીગેરે ભરાતી હોઇ, હિંસાનો ભય હતો. આ ભય દુર કરવા એટલે કે ખાડો હતો તે પુરવા માટે અમોએ **સલાટ ખાડો પુરી રહે તેટલા વખત માટે** હિંદુ મુરતીઓ ખસેડી હતી. પણ કમનસીબે પથર સલાટને ટુંકો પડયો, અને મુરતીઓ તેથી ખસેડાએલી હતી, તેમને તેમ રહી ગઇ.

પાટણ કોર્ટે આ બચાવ સ્વીકાર્યો નહિ, અને આરોપીને મોટી રકમના દંડની સજા કરી. પણ અપીલમાં એટલે કે મ્હેસાણામાં આ આપણો બચાવ **અમુક ખાસ સંજોગોને લીધે સ્વીકારવામાં આવ્યો કે જે સંજોગો પર જાહેર પત્રમાં વિવેચન કરવાથી જૈન સંઘને લાભ નથી અને તે આપણા બચાવ** પરથી આપણા આરોપીઓને થએલી સજા રદ કરવામાં આવી.

## પરિણામ શું આવતે ?

આ દંડની સજા રદ થઇ કે તરત રમાર્નોએ વડોદરા ખાતે રીવીઝન માટે અપીલ કરી દીધી હતી પણ આપણે એમ માની પણ લઇએ કે આ બચાવ રીવીઝનમાં કબુલ રહેત, કે જે માનવાને માટે જરીબી કારણ હતુંજ નહિ તો શું પરિણામ આવતે ? જે બચાવ પર આપણે મ્હેસાણામાં જીત્યા, એટલે કે દંડના મારામાંથી છટકયા, તે બચાવ એજ હતો કે ( જુઓ મ્હેસાણા કોર્ટમાં સાક્ષીઓની જુબાની અને કોર્ટનો ચુકાદો ) જૈનોએ દહેરાસરમાંથી હીંદુ મુરતીઓ અપમાનના ઇરાદાથી નાખી દેવા

માટે નહિ, પણ પબાસન રીપેર કરી **ત્યાં પાછી તરતજ બીરાજમાન કરવાના હેતુથીજ ખસેડી હતી.** મહેસાણા કોર્ટે આજ મુદ્દો સ્વીકારી આરોપીઓની નિષ્ઠા પ્રમાણીક ગણી તેઓને સજામાંથી મુક્ત કીધા, વારૂ, હવે જેને આપણે જીત કહીએ છીએ, તે જીતથીજ મામલો અટકયો હતો, તો આપણુ જૈન ભાઇઓને ફરી દેહરાસરમાં હીંદુ મુરતીઓ બેસાડવીજ પડતે, અને તેમ કર્યા વિના છુટકોજ નહોતો ? કારણ કે તે બચાવથી તો આપણે મહેસાણામાં જીત્યા હતા, અને કોર્ટે તે બચાવ સ્વીકારી આપણને છોડયા હતા:

વળી સ્માર્તોએ, મ્હેસાણામાં આપણે આવી જે **પોલી જીત** મેળવી તે સામે પણ વડોદરે અપીલ કરી દીધી હતી. વડોદરામાં આપણો આ બચાવ જેમ મ્હેસાણામાં સ્વીકારાયો તેમ સ્વીકારાતે કે કેમ તે બાબતમાં ભારે ભય હતો આથી પાટણના સુજ્ઞ શ્રાવકોને વીચાર કરતાં એમ જણાયુ કે વડોદરામાં જો જીતીશું તોપણ આપણા દેહરાસરમાં હીંદુ મુરતીઓ તો બેસાડવીજ પડશે. તો પછી આપણો આ ખરચ આપણી આ ધમાલ જે મુદ્દા પર થઇ, તે મુદ્દો તો ઉડી ગયો આપણને તો હિંદુ મુરતીઓજ જૈન મંદીરમાં જોઇતી નહોતી અને કોર્ટમાં તો ખુદ મ્હેસાણામાં પણ એમ ઠર્યું કે જેથી આપણને તે મુરતીઓ આપણા દહેરાસરમાં બેસાડવીજ પડશે, માટે બાબત લવાદપર નેમી કોઇ રસ્તે આ હીંદુ મુરતીઓ દેહરાસરમાં પાછી ન ઘુસે તેમ કરવું વળી તેઓએ વીચાર કર્યો કે સ્માર્તોએ વડોદરામાં અપીલ કરી છે, જો તેમાં સ્માર્તો ફાવે, અને આપણે હારીએ તો દહેરાસરની માલેકી જે આપણી મ્હેસાણામાં કરી છે, તે પાછી સાર્વજનીક ઠરશે, અને બીજા હજારો રૂપીઆનો ખરચ થશે, માટે લવાદને નેમી કોઇ રીતે આ હિંદુ મુરતીઓ 'દહેરાસર' માં પાછી ન આવે તેમ કરવું. અને જૈન ભાઇઓનો નાક જાળવવો.

આવો વિચાર કરીને શામલાજીના દેહરાસરજીના વહીવટ કર્તાઓએ અને પાટણના નગરશેઠ અને જૈન ન્યાતોના શેઠ તથા આગેવાનોએ શેઠ કોટાવાળાને લવાદ નેમ્યા, અને લવાદ તરીકે તેઓએ નેમાયા બાદ જે મુદ્દો આપણે કોર્ટમાં ગુમાવ્યો હતો તે મુદ્દો પાર પાડયો, અને સદાને માટે જૈન દહેરાસરમાંથી હીંદુ મુરતીઓ દુર રાખી, આ કાર્ય કેટલું મુશ્કેલ બલ્કે અસાધ્ય હતું એ તો પાટણમાં

નિષ્પક્ષપાતી ગૃહસ્થો બરાબર જાણે છે. જો બીજી કોમના કોઇ ગૃહસ્થે, પોતાની કોમની આવી સેવા આવા બારીક વખતે બજાવી હતે, તો તે કોમ તે ગ્રહસ્થને વધાવી લેતે પણ કોટાવાલા શેઠ જૈન કોમના કામ માટે ઉભા રહ્યા, એ તેઓની ભૂલ; કારણ કે તેઓએ જ્યારે જૈન કોમની અરજ સ્વીકારી, સંઘના ફરમાનને માન્ય રાખી, લવાદ તરીકે કામ કરવાને કબુલ કર્યું ત્યારે તેઓને આજ પાટણની જૈન કોમ વધાવી લે છે? પણ મને વીશ્વાસ અને ઉમેદ છે કે જેમ દીવસો થશે, તેમ તેમ પાટણના જૈન સંઘની આંખો ઉઘડશે અને તેઓને પણ ખાત્રી થશે કે કોટાવાલા શેઠે જે કાર્ય કર્યું છે, તે કાર્ય કોટાવાલાથીજ થઇ શકતે, અને બીજા પાટણના આગેવાનો માટે તે કાર્ય અસાધ્ય બલ્કે અશકય હતું જો જૈન સાધુઓ પણ આ સંજોગો પર બારીકીથી વીચાર કરશે, તો તેઓને પણ સમજાશે કે 'મ્હેસાણા' કોર્ટમાં મુખ્ય મુદ્દામાં જૈનો હાર્યા હોવાથીજ આ પણા જૈનોએ તે મુદ્દો પાર પાડવા શેઠને લવાદ તરીકે નેમવાને અરજ કરી હતી શેઠે કોઇને કહ્યું નહોતું કે મને લવાદ તરીકે નેમવો. પણ જૈન સંઘે જોયું હતું કે આ કાર્ય તેમના વીના બીજા પાર પાડે એમ નહોતું. કમનસીબે પાછળથી પાટણ જૈન સંઘનો એક ભાગ, કેટલીએક ખટપટ કે જે અંગત ઇર્ષ્યાએ ઉત્પન્ન કરી છે, તેનો ભોગ થઇ પડી છે.

હવે હું એક બીજી અગત્યની બાબતપર કાંઇક ખુલાસો જૈનકોમમાં ગેર સમજુતી દુર કરવાને જણાવીશ. કેટલાએક ગૃહસ્થો એમ કહે છે કે કોટાવાળા શેઠે પોતાના એવારડમાં ધર્મની ટીકા કરી છે. આમ કહેનારા એકબી ગૃહસ્થે કે સાધુએ, એવારડમાં જે વાંધા ભરી લીટીઓ હોય, તે જાહેરમાં રજુ કરી નથી. એવારડ ધર્મથી વીરૂધ છે, અથવા એવારડના અમુક વાકયો ધર્મથી વીરૂધ છે એમ કોઇને કહેવું એ સહેલું છે, પણ તે વાકયો જાહેર પ્રજા આગળ રજુ કરી પુરવાર કરવું જોઇએ કે એવારડ આ પ્રમાણે ધર્મની આપેક્ષાએ વાંધા ભર્યો છે ખરી વાત એ છે કે લવાદે ' જે ટીકા કરી છે તે ફક્ત સ્માર્તો અને હીંદુઓમાં ચાલતી કેટલી એક રૂઢીઓના સંબંધમા છે. દુનીઆમાં કોઇ સમજુ ગૃહસ્થ એમતો નહિંજ કહેશે કે રૂઢી એ ધર્મ છે. ધર્મ એ જુદી ચીજ છે, રૂઢી એ તદન જુદી ચીજ છે. આ રૂઢીની ટીકા કરવાની જરૂર હતી, કારણકે શેઠ લવાદ તરીકેના પોતાના ચુકાદામાં એમ પુરવાર કરવા માંગતા હતા કે—

ચારૂપ દેહરાસરની માલેકી કુલ્લે જૈનોની છે, અને મહાદેવાદિ મુરતીઓ કોઇ પૂજારીએ કોઇ વખતે દેહરાસરમાં બેસાડી હશે, પણ મહાદેવની મુરતી દેહરાસરમાં હોવાથી એમ નથી ઠરતું કે આ દેહરાસરની માલેકી સ્માર્તોની છે." આ બીના સ્પષ્ટ આકારમાં સમજાવવા જૈનો અને સ્માર્તોમાં ચાલતી કેટલી એક રૂઢીઓ (જે ચાલે છે, અને જે નથી ચાલતી એમ કોઇ કહેતુંજ નથી) તે સંબંધમાં વીવેચન કર્યું છે. આપણે કાંઇ સોલમી સદીમાં નથી, આ સદી વીસમી ચાલે છે. હા, પાટણની જૈન કોમ કદાચ તેટલી હજી-પછાત હશે. પણ તેથી લવાદે પોતાનો ચુકાદો તેવો આપવો જોઇએ નહિ. હાલના લવાદે, તો પોતાને કોર્ટ સમજી દરેક બાબતનો ખુલાસો કરીનેજ એવારડ આપવો જોઇએ.

જે હીમત કોઇએ કરી નથી, તે હીમત તમારા એક બાઇબંધ પત્રકારે કરી છે. 'જૈન શાશન' પત્રે પોતાની કટારોમાં, આ એવારડમાંથી બે વાકયો પોતાના વાંચનારાઓની જાણ માટે ટાંગ્યા છે કે જે વાકયો જૈન શાસનની આંખોએ જોનારાઓને વાંધા ભર્યા દીસે છે, આ બે વાકયો નીચે મુજબ છે—" સદરહુ દેવાલયમાં શ્રી જૈન ધર્મના દેવ શ્રી પાર્શ્વનાથજી બીરાજે છે, ને દેવની (શાસનમાં ભુલથી **દેવીની** છપાયું છે.) પાસે શ્રી મહાદેવજી ગણપતિ વિગેરે દેવોની પ્રતિમાઓ પણ બીરાજમાન છે." શું આ વાકયમાં કાંઇ જૈન ધર્મ વિરૂધ્ધ લખાણ છે કે ? આ વાકયમાં તો રૂઢીને લગતો પણ ઇસારો નથી. આ વાકયમાં તો દેહરાસરની કેસ પહેલાંની હલત કેવી છે, તે બાબતની સત્ય વિગતજ લખાઇ છે, શું 'જૈન શાસન' એમ કહે છે કે દેહરાસરમાં **મહાદેવની મુર્તિ નહોતી**, અને તે છતાં શેઠે જણાવ્યું છે કે **મુર્તી બીરાજમાન છે.** જો તેના કહેવાની મતલબ તેવી ના હોય તો પછી આ વાકયમાં વાંધા ભર્યું 'જૈન શાસન' શું લાગે છે, તે સમજવું અશકય થઇ પડે છે." હવે બીજું વાકય જે આ માનવંત પત્રના અધિપતિને વાંધા ભર્યું જણાયું છે, તે વાકય આ છે." **કેટલાએક જૈનો** અંબિકા વિગેરે દેવીઓને પુર્ણ આસ્થાથી માને છે, અને તેમની બાધા આખડીઓ રાખે છે." આ વાકયના સંબંધમાં 'જૈન શાસન' ટીકા કરતાં જણાવે છે કે " અજ્ઞાનતાનું કયાંએ ઠેકાણું છે ખરૂં કે" શું જૈન શાસન એમ કહેવા માગે છે કે જૈનોમાં કેટલાએક જનો એવા નથી કે જે દેવ-દેવીઓને માનતાજ નથી? શેઠ એમ નથી કહેતા

કે કેટલાએક જૈનો જે દેવ દેવીઓને માને છે, તે માનવામાં તેઓ જૈન ધર્મ અનુસારે વરતે છે. તેઓ ફકત એમજ કહે છે કે કેટલાએક જૈનો દેવ દેવીઓને પણ માને છે. અને આ બીના ખોટી છે, એમ કોણ કહેશે ? મુંબઇમાં દર શનીવારે સેંકડો જૈનો મહાલક્ષ્મીના મંદીરે જાય છે? અંબાજી માતાના દરસને સેંકડો જૈનો જાય છે. દરેક ગોત્રદેવી અને કુલ દેવીઓને પણ માને છે. પાટણમાંથીજ ઘણા આગેવાનો અંબીકા, અંબાજી વિગેરે ઠેકાણે જાય છે. આ બતાવે છે કે ' કેટલાએક જૈનો દેવ દેવીઓમાં શ્રદ્ધા રાખે છે, આ વાકયમાં તેથી ખોટું શું છે? જૈન સમાજમાં કેટલીએક એવી રૂઢીઓ ચાલતી હોવા છતાં, જૈન શાસન એમ જણાવે છે કે આપણે તો એમજ કહેવું; જૈન ધર્મ માનનારાઓમાં એક પણ જૈન એવો નથી કે દેવ દેવીઓને નહિ માનતો હોય, આવી રીતે પોતાના દોષો કે પોતાની નબળાઇ છુપાવવાથી જૈન સંઘને શું લાભ ? આ વાકયમાં ખોટું શું છે ? વાંધાભર્યું શું છે, ધર્મ વિરૂદ્ધ શું છે, તે તો ભાઇસાહેબ લખતાજ નથી. ચુકાદામાંના બીજા કોઇ વાકયો સામે તેઓએ વાંધો લીધો નથી. આવા પાયા વગરના વાંધાઓ રજુ કરી જાહેર જૈન કોમનું શું કલ્યાણ તેઓ કરવાની ઉમેદ રાખતા હશે!

## જૈન એશોસીએસન ઑફ ઇન્ડીઆ સામે હુમલો

મુરબ્બી 'જૈન-શાસનના અધિપતિ પત્રકાર તરીકેની જવાબદારી નથી સમજતા એ તેઓને માટે માન ભર્યું નથી. પુરતી તપાસ કર્યા વીના તેઓએ ' જૈન એશોસીએસન ઓફ ઇન્ડીઆ જેવી સંસ્થાપર જે આક્ષેપ મેલ્યો છે, તે કેટલો ઢંગધડા વીનાનો, અને પાયા વીનાનો છે, તે હું તમોને જણાવીશ, આ પત્રકાર જણાવે છે કે પાટણના એક ભાઇ મી. લ્હેરૂભાઇ ચુનીલાલે જૈન એશોસીએસન ઓફ ઇન્ડીઆના ધ્યાનપર આ બાબત લાવ્યા હતા. અને જૈન એશોસીએસન ઓફ ઇન્ડીઆએ મી. લ્હેરૂભાઇને જવાબ પણ આપી દીધો છે કેઃ " ભાઇ સાહેબ, તમારા પાટણના ઝઘડામાં દુનીઆને ના હોમો " આ મતલબનો જવાબ પણ મી. લ્હેરૂભાઇને મળી ચુકયો છે, છત્તાં આ પત્રકાર કાંઇ પણ તપાસ વીના, લખે જાય છે, એ ખરેખર દીલગીરી ભરેલું છે. જૈન એશોસીએસન ઓફ ઇન્ડીઆએ, ચાલીઓના સવાલના સંબંધમાં અરજુનલાલ શેઠીના

સવાલના સંબંધમાં, જાવરા જૈન તીર્થકેસ, જૈન સેનેટરીઅમ, પોતાના બંધારણ પ્રમાણે એક જૈન માસીક કાઢવાના સવાલના સંબંધમાં જે ઊંચુ માન ધરાવતી હતી, તે હવે ધરાવતી બંધ થઇ હોય તો તે સ્વાભાવીક છે; અને એશોસીએસનની તેવી કામકાજ કરવાની રૂઢી સામે મુંબઇના 'જૈન-રીવ્યુ' પત્રે પણ અવારનવાર પ્રસંગોપાત ઝાટકણી કાઢી છે. પણ પ્રસંગે 'જૈન શાસન' મોન પકડે છે, અને હાલમાં વીના પ્રસંગે એક નબળા કારણુને ઉંચકી લઇ તે એશોસીએસનૃ સામેનો પોતાનો ઉભરો ખાલી કરે છે. લેખકોએ હમેશા પોતાની જવાબદારી સમજવી જોઇએ. વ્યાજબી ટીકા, વ્યાજબી કારણો મલતાં કરવાનો હક છે, પણ આ હકનો ઉપયોગ કરતાં તેઓએ પોતાની વિચારશક્તિને બાજુએ મેલી દેવી જોઇએ નહિ. આ લવાદના એવારડની તરફેણમાં અત્યાર સુધીમાં "જૈન" પત્રમાં 'પાંચ' વકીલોના મતો પ્રગટ થયા છે, પણ લવાદના તરફેણમાં કોઇ સાધુઓએ મત કેમ આપ્યા નથી, એ બાબતમાં જૈન કોમ વ્યાજબી રીતે સવાલ પુછી શકે ? પાટણના જે પાંચ ઉત્સાહી જવાનીઆઓએ સાધુઓના વિરૂદ્ધ મતો એકઠા કર્યા હતા, તેઓએ જે પત્ર સાધુઓ પર મત માંગવા માટે મોકલાવ્યો હતો, તે પત્રમાં તેઓએ આગમચથી મત આપી દીધો હતો કે.

'શેઠ કોટાવાલાનો એવારડ જૈન તીર્થોને તથા ધર્મને નુકશાન પહોંચાડે એવુ કેટલાએકનુ માનવું છે !' મત માગનારા પત્રમાં, પોતા તરફથી મત, મત માંગનારાઓએ આપી દેવો નહિજ જોઇએ અને જો મત બાંધી દીધો હોય તો પછી મત માંગી આપનારાઓનું અપમાન નહિ થવું જોઇએ. હવે આ કંપની નવ સાધુઓના અને બે ત્રણ શ્રાવકોના અને એક વકીલના મતો વિરૂધ્ધ મતો તરીકે મેળવી શકી છે, પણ એક બાબત પાટણ આખાએ ધ્યાનમાંજ રાખવી કે પાટણની આં ઉત્સાહી કંપનીએ મતો માંગવા માટે ગામે ગામ, અને સાધુએ સાધુએ કાગળો લખ્યા હતા, પણ તેઓને તેઓના લાભમાં જાય તેવા મતો ફકત ૧૨ થી વધુ મળ્યા નથી. શેઠ કુંવરજી આણંદજીએ અને તેવા બીજા ઘણાઓએ આ કંપનીને તેઓના લાભમાં નહિ એવા મતો મોકલાવ્યા હશે, પણ શ્રી સંઘની સભામાં આ મતો તેઓએ દાબી રાખી ફક્ત પોતાની તરફેણમાં જાય તેટલાજ મતો રજુ કર્યા હતા. આ પ્રમાણીકતા નથી પાટણના સંઘે

આ કંપનીને પુછવું જોઇએ કે કોટાવાલાના લાભમાં જતા મતો શેઠ કુંવરજી આણંદજી વિગેરેના તમોએ કેમ દાબી રાખ્યા હતા? જયારે આ કંપનીએ સો બસો પત્ર લખ્યા ત્યારે ફક્ત ડઝનેક જવાબ આવ્યા, ત્યારે બાકીનાઓની વલણ કેવી હશે, તે સમજવું મુસ્કેલ નથી. તેઓનો એવારડના સબંધમાં મત શેઠ કોટાવાલાની તરફેણમાંજ હોવો જોઇએ. આ બાબતમાં મેં શેઠ કોટાવાલાની મુલાકાત લીધી હતી, અને તેઓને પુછયું હતું કે એવારડની તરફેણમાં તમારી પાસે સાધુઓ અને વિદ્વાનોના મતો છે કે કેમ? આ બાબતમાં શેઠ કોટાવાલાએ જણાવ્યું કે મારી પાસે ઘણા જૈન વિદ્વાનો વકીલો અને સાધુઓના મતો છે! ' પણ પાટણ સંઘની એક તરફી સભામાં તે રજુ કરવાથી કાંઈ ઇષ્ટ પરિણામ નહિ આવશે, એમ ધારીને તેમજ સાધુઓના સામસામી મતો પ્રગટ થાય તો ' પાટણની આ તકરાર ' સંઘમાં એક ગંભીર ઝઘડો ઉત્પન્ન કરે તે માટે આ મતોને પ્રસિદ્ધિ આપવાનું શેઠે કદાચ વ્યાજબી ધાર્યું નહિ હોય.

લી. શ્રી સંઘનો શુભેચ્છક ' તટસ્થ. '

આ ઉપરાંત બીજા ચર્ચાપત્રો અમોને મળેલા છે, પણ અમોએ બન્ને પક્ષોને ઇનસાફ મળે તે માટે આ બે ચર્ચાપત્રોજ પ્રગટ કરવાનું વ્યાજબી ધારત, પણ અમોને આ ઉપરાંત એક વધુ ચર્ચાપત્ર દાખલ કરવાની ફરજ પડી છે કારણ કે ચર્ચાપત્ર ' જૈન-રીવ્યુ ' ના છેલ્લા અંકમાં પ્રગટ થએલા એક લેખના સબંધમાં છે. અમો તેથી તે ચર્ચાપત્ર પણ નીચે આપીએ છીએ.—

## જૈન રીવ્યુના અધિપતિ જોગ.

મહાશય,

' ચારૂપ જૈન કેસ'ના સંબંધમાં તમારી ઉડતી નોંધ મ્હેં વાચી છે. આ નોંધમાં તમોએ જૈનશાસનની માફક એવારડમાં ધર્મને અગર તીર્થને નુકસાનકારક વાકયો છે એમ ખુલ્લી રીતે જણાવ્યું નથી, પણ તમારા લખાણની ઢબ પરથી કોઇને એમ અનુમાન થાય કે ' ચારૂપ કેસ ' માં શેઠ કોટાવાળાએ જે એવારડ આપ્યો છે તે કાંઇક હીંદુઓના લાભમાં વધારે હતો, અને તેમ કરવાનું કારણ એ હતું કે કોટાવાલા શેઠની પાટણમાં જે

તીથી પળાતી હતી, તે બંધ પડે તેવો જે ભય ઉભો થયો હતો, તે દુર કરવાનું હતું.

આપનું લખાણ 'ગોલગોલ.' છે અને તે તદ્દન સ્ફુટ નહિ હોવાથી આવો અર્થ કેટલાકોએ કર્યો છે. જો આપણા લખાણની મતલબ તેવીજ હોય તો ખરેખર શેઠ કોટાવાળાને ખરેજ ગેરઇનસાફ આપે છે, કારણ કે કોટાવાળા શેઠે આ ચુકાદો આપી 'જૈન મંદીર' માં અન્ય દેવોને **ગમે તે ભોગે** દુર કરવા જે આપણે માગતા હતા, તે દેવોને કોટાવાળા શેઠે ગમે તે ભોગે નહિ પણ ફક્ત સરખામણીમાં થોડે ભાગેજ દુર કર્યા છે. શેઠ કોટાવાળાનો ચુકાદો એ આમ કેસના સંજોગોપર, અને મ્હેસાણાની તદ્દન પોલી જીત, અને તેની સામે પણ વડોદરે થયેલી અપીલપર, અને વડોદરામાં સ્માર્તોનો બલવાન લાગવગ અને તે પરથી કેસના સબંધમાં ઉભો થતો ભય વિગેરે બાબત પર વીચાર કરશો તો જણાશે કે કોટાવાળાએ જૈન કોમના લાભમાંજ ચુકાદો આપ્યો હતો. કોમે અને પાટણના સંઘે આ માટે શેઠનો ઉપકાર માનવાને બદલે, પાટણના કેટલાએક ભાઇઓએ તેઓના સંબંધમાં જે વલણ દેખાડી છે. તે ખચીતજ તેઓને માંટે માનભરી હોય, એમ બીજાઓ તો નહિ સમજશે. કોટાવાલાના ચુકાદાના સબંધમાં જો વાંધો ધાર્મીક શબ્દો સામે હોય, તો તે વાંધો નબળો છે. ચુકાદામાં જૈનોમાં ચાલતી જૈનધર્મ વિરૂદ્ધની રૂઢીઓ જણાવી છે રૂઢીઓ ચાલે છે, જે બાબત કોઇએ ના પાડી નથી. જેઓ રૂઢીઓને ધર્મની ટીકાઓ ગણે છે, તેઓની સમજ શકિતની વીશાળતા સમજવી મુશ્કેલ છે

લી. તટસ્થ.

હવે આ ચર્ચાપત્રો પર બારીક અને નિષ્પક્ષપાતપણે વિચાર કરતાં અમોને જણાય છે કે 'એક જૈન' જે વિચારો અને મુદાઓના સંબંધમાં ઘણો સારો ખુલાસો બીજા ચર્ચાપત્રમાં આપવામાં આવ્યો છે. જૈન કોમે જે વિચારવાનું છે તે આ છે કે.

મ્હેસાણા કોર્ટમાં જીત થઇ હતી તે મુદ્દામાં હાર હતી કે નહિ?

મ્હેસાણાની કોર્ટની જીતથી 'મહાદેવ' દહેરાસરમાં આપણને પાછા દાખલ કરવા પડતે કે કેમ, જો હા, તો તે આપણી મુદ્દામાં હાર ગણાય કે જીત? મ્હેસાણાની કોર્ટના ચુકાદામાં જૈન સાક્ષીઓ, સલાટ, અને

જૈનોના વકીલોએ એવો બચાવ કર્યો હતો કે "પબાસનમાં કીડી ભરાય છે, તેથી પબાસનમાં પડેલો ખાડો દુર કરવા બીજુ પાટીઉં મેલી શીવની મુરતી પાછી ત્યાં બેસાડવા માટેજ ખસેડી હતી ?

શું મ્હેસાણાની કોર્ટે **આ બચાવનેજ** પ્રમાણીક સમજી આરોપીઓને છોડી દીધા હતા એ વાત ખરી છે કે ? અને જો હા, તો પછી ચારૂપમાં આપણુને દેહરાંસરજીમાં 'શીવની' મુરતી પાછી બેસાડયા વિના છુટકો હતો કે ?

પાટણુ અને વડોદરામાં સ્માર્તોનો લાગવગ વધારે હતો એ વાત ખરી છે કે ? મ્હેસાણામાં ચુકાદા સાથે સ્માર્તોએ જે અપીલ કરી હતી તેમાં આપણુને હાર પામવાનો મજબુત ભય હતો કે કેમ ?

આ ભય ખરો પડે તો શું થતે. શું એ વાત ખરી છે કે વડોદરે જો આપણે હારત તો આરોપીઓને દંડની સજા કાયમ રહેત, શીવની મુરતી દહેરાસરમાં દાખલ થાત, અને ખુદ દહેરાસર સાર્વજનીક માલેકીનું ઠરતે ?

આ સંજોગો વચ્ચે પાટણુના જૈનોએ લવાદ તરીકે શેઠ કોટાવાળાને, વડોદરા અપીલ થયા પછી નેમી દીધા, તેઓએ ડહાપણુ અને દુરઅંદેશી વાપરી ગણુાય કે કેમ ?

શું એ વાત ખરી છે કે શેઠ કોટાવાલા શીવાય બીજા કોઇ બી ગૃહસ્થને પોતાના લવાદ તરીકે નેમવાને સ્માર્તો રાજી નહતા ? શું એ વાત ખરી છે કે જૈનોએજ શેઠ કોટાવાળાને 'લવાદ' નેમ્યા તેનું કારણુ, એ હતું કે શેઠ કોટાવાલાનો પાટણુમાં દરેક પક્ષમાં લાગવગ વધારે હતો, અને તેઓના મત પ્રમાણે સ્માર્તોને સમજાવવામાં શેઠ સિવાય બીજાને ફતેહ મલે તેમ નહોતું !

## હવે.

આ સંજોગોમાં શેઠ કોટાવાળાએ ચુકાદો આપ્યો તે ચુકાદો એક તરફી, ગણુાય કે ?

ચુકાદામાં જે ટીકા–વિવેચન થયું છે, તે જરૂરી હતું કે બીન જરૂરી, તે ધાર્મીક હતું કે તે રૂઢીને લગતું હતું ?

રૂઢીઓ અને રીવાજો એ ધર્મ છે કે ? રૂઢી અને રીવાજો ધર્મથી તદનજ જુદી ચીજ છે એ વાત ખરી છે કે ? કોઇપણ શાસ્ત્રમાં રૂઢીને ધર્મ તરીકે ગણુવામાં આવે છે કે ?

દેહરાસરમાં શીવની મુરતી કેમ દાખલ થઇ તે બાબત ચુકાદામાં ખુલાસો કરવા આ લખાણુ-વિવેચન થયું હતું કે નહિ ?

અમો આ પ્રશ્નો મહત્વના અને મુદ્દાના સમજી જાહેર જૈન સંઘ અને પાટણના જૈન સંઘના વીચાર માટે રજુ કર્યા છે. અમોએ મ્હેસાણા કોર્ટનો ચુકાદો અને સાક્ષીઓની જુબાની છાપેલી વાંચી છે. અને તે વાંચવાને અમો દરેકને ભલામણ કરીએ છીએ. આ ચુકાદો વાંચતાં અને તેની અંદર પડેલી જુબાનીઓપરથી ખાત્રી થાય છે કે મ્હેસાણા કોર્ટે આપણુને દંડમાંથી બચાવ્યા હતા, પણ આપણી જે મુખ્ય જરૂર હતી, તે બાબતમાં આપણુને આ કોર્ટે રાહત આપી નહોતી. આ ચુકાદા પછી આપણુને દહેરાસરજીમાં શીવની મુરતી પાછી બેસાડવીજ પડતે, કારણ કે કોર્ટમાં આપણા વકીલે અને સાક્ષીઓએ તે મુજબ એકરાર કરવાથીજ આપણે દંડમાંથી છુટયા હતા, વળી આ ચુકાદા સામે વડોદરે અપીલ થઇ હતી. જૈન કોમ સારી રીતે જાણે છે કે સ્માર્તોની ત્યાં કેટલી લાગવગ છે. આ સંજોગોમાં જેમ રા. રા શેઠ કોટાવાળાને લવાદ તરીકે નેમવામાં 'જૈનોએ ખરેખરી વાણીઆ વીધાં' જ વાપરી હતી અને શેઠ કોટાવાલાએ તેઓની ઇચ્છા પાર પાડી આપી, તે માટે શેઠ કોટાવાળાને ધન્યવાદ ઘટે છે.

મુખ્ય સવાલ શેઠ કોટાવાલાએ ચુકાદાના કરેલા વિવેચનમાં છે. આ વિવેચન રૂઢીનું છે કે ધર્મનું છે એ બાબત તકરાર ચાલી રહી છે; અમોએ 'જૈનશાસન' પત્રે લખેલો પહેલો લેખ વાંચ્યો છે, પણ તે લેખમાં જે વાકયો ધર્મની ટીકા તરીકે જણાવવામાં આવ્યાં છે, તે વાકયો ફક્ત 'રૂઢીઓ' નાંજ છે, એમ અમોએ પ્રગટ કરેલા નં-૨ ચર્ચાપત્ર વાંચતાં સહેલાઇથી જણાઇ આવશે. નં.-૨ ચર્ચાપત્રી જણાવે છે કે શેઠ કોટાવાલાને તેઓ મળ્યા છે. અને તેઓની પાસે જૈન સાધુઓના મતો છે કે જે ચુકાદાને ધર્મ વિરૂધ કે તિર્થ વિરૂધ છે એમ માનવાને ના પાડે છે. આ જ ચર્ચાપત્રી જણાવે છે કે-આવા વિરૂદ્ધ મતો પ્રગટ કરવાથી સંઘમાં સાધુ સાધુઓ વચ્ચે ઝઘડો થાય તેથીજ તે પ્રગટ કરવામાં આવ્યા નહિ હોય. અમોને પણ એમજ લાગે છે, ચુકાદો વાંચતાં દરેકને સ્પષ્ટ રીતે જણાય છે કે

ચુકાદામાં થએલી ટીકા ફક્ત રૂઢીની છે. તે ટીકા ધર્મને લગતી છેજ નહિ; આ ટીકા જરૂરી હતી કારણ કે તે વીના 'શીવ' ની મુરતી જૈન દહેરાસરમાં કેમ દાખલ થઇ તે સમજાવવું મુશ્કેલ થઇ પડે; ચુકાદામાં જે રકમ અને જમીન આપવામાં આવી છે, તે સામે વાંધો કોઇનો છેજ નહિ. નં. ૧ નો ચર્ચાપત્રી તે બાબતમાં સ્પષ્ટ છે, એટલુંજ નહિ પણ પાટણ સંઘની મુંબઇની છેલ્લી સભામાં શેઠ લ્હેરૂભાઇ ચુનીલાલ કોટવાલ અને શેઠ ભોગીલાલ હાલાભાઇ મગનલાલે તે સંબંધમાં વાંધો જણાવ્યો નહોતો.

નંબર ત્રણનોં ચર્ચાપત્રી જણાવે છે કે "જૈન-રીવ્યુ'માં આવેલું આ કેસને લગતું લખાણ ગોલ ગોલ છે. તે ચર્ચાપત્રી જણાવે છે કે શેઠ કોટાવાળાએ પોતાની 'તીથી'ને માટે હીંદુઓના લાભમાં ચુકાદો આપ્યો છે, એમ એ લખાણ પરથી કેટલાએક અર્થ કરે છે." અમો આ બાબતમાં ખુલાસો કરવાની અમારી ફરજ સમજીએ છીએ. અમારૂ લખાણ જો નં. ત્રણના ચર્ચાપત્રીએ અને બીજા ભાઇઓ કે જેઓ આવો અર્થ ઉપજાવે છે, તેઓએ સંભાળપૂર્વક વાંચ્યું હતું તો તેઓ અમારા લખાણમાંથી આવો અર્થ ઉઠાવતાં પહેલાં વીચાર કરતે. અમો ફરી જણાવીશું કે અમારા લખાણમાંથી તેવો અર્થ થઈ શકતો નથી. શેઠ કોટાવાલા આવી 'તીથી'ની લાગણીથી આવા મહાન કાર્યમાં દોરવાઇ ગયા હોય એમ ચુકાદા પરથી જરી પણ સંભવતું નથી. અમોએ જે બાકીના મુદ્દાઓનો જવાબ નં. ૨ અને નં. ૩ ના ચર્ચાપત્રોમાં અપાઇ ગએલો હોવાથી, અમો શેઠ કોટાવાલાના સંબંધમાં અમારી કલમ વધુ ચલાવવા માંગતા નથી. અમો ફક્ત એટલુંજ કહીશું કે આ ચુકાદાપર, રહી રહીને ચુંથણા થાય છે, તેથી પાટણના સંઘ માટે જૈન કોમનું માન વધશે એમ જો કોઇ માનતું હોય, તો તેમ માનવામાં તેઓ વ્યાજબી નથી. આવા ચુંથણાથી શ્રી સંઘનું કલ્યાણ કેવું થતું હશે, તે સમજવું મુશ્કેલ છે.



**આત્માનંદ પ્રકાશ શ્રાવણ વીર સં. ૨૪૪૩ પુ. ૧૫ અં ૧**

## ચારૂપતીર્થનું લવાદથી સામાધાન. (પૃ. ૨૨)



દરેક વસ્તુસ્થિતિ માટે તેની બંને બાજુ તપાસ્યા સિવાય અભિપ્રાય

આપવા દોડી જતાં કેટલીક વખત સાહસ કર્યું ગણાય છે, અને કલેશ ઉદ્દભવવાનો પણ સંભવ છે, અને તેમાં ધર્મની બાબતોમાં તો ખાસ વિચારવા જેવું છે. કારણકે સમાજનો તેની સાથે નીકટ સંબંધ છે. ચારૂપતીર્થ માટે પણ અત્યાર સુધીનું અવલોકન કરતા જોઇ શકાયું છે કે ચારૂપતીર્થનું ઘરમેળે સમાધાની લાવવા માટે પાટણ નિવાસી સદ્દગૃહસ્થ **શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાને** જૈન સમાજ તરફથી પંચ નીમ્યા તેટલુંજ નહિ. પરંતુ જે ન બની શકે તેવું શિવધર્મીઓ તરફથી પણ તેમનેજ પંચ નીમવામા આવ્યા ! જેને માટે જૈન કોમે ખરેખર મગરૂર થવા જેવું બન્યું છે. તે વાતને તો કેટલાક ( લવાદનો ફેસલો નહિ પસંદ કરનારા ) પાટણ નિવાસી જૈનબંધુંઓએ કોરે મુકી ખાલી કોલાહલ મુખદ્વારા, ન્યુસપેપરદ્વારા કરી ઉલટું સામી બાજુઓના શીવધર્મીઓમાં હાંસી કરાવી તેટલુંજ નહિ પરંતુ જૈન સમાજમાં કુસંપ છે તેવું બતાવ્યું છે. લવાદનામું આપતાં વિચાર કર્યો નહિ, ફેસલો સંભળાવતાં, ફેસલાનો અમલ થતાં સુધી પણ કોઇ બોલ્યું નહિ, ત્યારબાદ અમુક દિવસ પછી (. જો કે અમલ થયા પછી જરાપણ જરૂર રહેતી નથી છતાં ) ફેસલા વિરૂદ્ધ હકીકત બહાર આવે છે. છેવટે અનેક હકીકતો પેપરદ્વારા પ્રસિદ્ધ થયા બાદ ફેસલા વિરૂદ્ધ હકીકત જે પેપરમાં આવતી હતી તેવા પેપરોએ પણ ફેસલો યોગ્ય થયો છે એમ હાલમાં પ્રગટ કરેલ છે. શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાએ પોતાના અમુલ્ય વખતનો ભોગ આપી બંને બાજુને સંતોષ આપવા [ અને જૈન દેવાલયમાંથી અન્ય દેવની મુર્તિને બીજે સ્થળે રાખવા જે હકીકત કાયમના બંને ધર્મવાળાને માટે કલેશનું મુળ હતી તેને માટે ) યોગ્ય કર્યા છતાં અને હમેશાને માટે બંને વચ્ચે શાંતિ સમાધાની રહે તેમ કરવા છતાં અન્ય કોમની વાત બાજુએ મુકીયે પરંતું પોતાના બંધુંઓ જેમાં છે તેવી જૈન કોમના તે શહેરના અમુક માણસો ઉકત શેઠને ધન્યવાદ—માનપત્ર આપવાને બદલે ( તેઓએ ) કરેલા કાર્યની અવગણના અને બેકદર કરે તે જૈનો માટે અન્ય કોમ શું સમજશે ?

આગળ પાછળની હકીકત તપાસતાં, ચાલેલા કેસનું અવલોકન કરતાં લવાદના ફેશલામાંનો પણ આગળ પાછળનો સબંધ જોતાં અમોને કાંઈ તેમાં વિરૂદ્ધ હોય તેમ જણાતું નથી. જૈનધર્મના અનેક ઝગડા કેસો

કોર્ટોમાં જતાં હજારો અને લાખો રૂપીયા દેવદ્રવ્યના ખરચાતાં વખતનો અપરિમીત ભોગ અપાય છે અને નકામાં કુસંપ કાયમ રહે છે તેવા સંજોગો અનેક વખત જોવાય છે તેવું છતાં આ પવિત્ર તીર્થની બાબતમાં ભવિષ્યમાં કલેશ બીલકુલ રહેતો નથી તેમ ફેસલા ઉપરથી જોવાય છે અને ખર્ચમાંથી બચ્યા છીયે તેને માટે લવાદ પુનમચંદ શેઠને અમો ધન્યવાદ આપીયે છીએ, તેવીજ રીતે જૈન કોમના પણ તે હજારો ધન્યવાદને પાત્ર છે એટલુંજ નહિ પરંતુ ચારૂપતીર્થના કરેલા આ ફેસલા માટે જૈન કોમ તરફથી મુબારકબાદી માનપત્ર આપવાને અને તેઓશ્રી લેવાને માટે દરેક રીતે યોગ્ય હોઇને તેવું કાંઈ પણ શેઠ પુનમચંદ કરમચંદજી કોટાવાળા માટે જૈનકોમે કરવાની જરૂર છે એવી અમો નમ્ર સુચના કરીયે છીયે.



## પરિશિષ્ટ. ૬૦.

**જૈન તા. ૨૦ મી મે સને ૧૯૧૭,**

## મહેસાણાની કોર્ટે અપીલનો કરેલો ફેસલો.

---

પાટણ ફો. ન્યા. ગુ. મું. નં. ૧૮૨ સન ૧૫-૧૬. ગુ. વિ. નં. ૧૨૯ સન ૧૫-૧૬.

### શ્રીમંત સરકાર ગાયકવાડ વિદ્યમાન કડી પ્રાંત ફોજદારી ન્યાયાધિશી.

---

### વિવાદી (આરોપી.)

૧ શા. વાડીલાલ લલ્લુભાઇ ૨ શા. હીરાચંદ ખેમચંદ ૩ શા. ભીખાચંદ સાંકળચંદ ૪ શા. ડાહ્યાચંદ સાંકળચંદ ૫ શા. ચંદુલાલ રતનચંદ જાતે બધા શ્રાવક વાણીયા ઉમર અનુક્રમે આ. વ. ૪૫-૫૮-૩૨-૫૨-૨૫ બંધો નં. ૧-૨-૩-૪ વેહેપાર નં. ૫ નો નોકરીરે. સરવે પાટણ તરફે વકીલ વામન અપાજી નીકતે નં. ૨-૩-૪-૫ ના તરફે તથા નંદલાલ લલ્લુભાઇ નં. ૧ ના તરફે હાજર

# પ્રતિવિવાદી.

શ્રીમંત સરકાર તરફે વકીલ રા. દામોદર માધવ આંબેગાવકર હાજર.

# વિવાદ.

શિક્ષાનો ઠરાવ રદ્દ થવા બાબત.

## હકીકત

૧ હકીકત ટુંકામાં એવી છે કે મોજે ચારૂપ તાબે પાટણ ગામમાં સામળાજીના દેહરામાં સામળાજીની મૂર્તિની જમણી બાજુએ મહાદેવ પાર્વતી અને ગણુપતીની મુર્તિ સ્થાપીત છતાં તા. ૨૯–૮–૧૫ ના રોજ આરોપીઓએ ઉખેડી નાંખવા નં. ૪ ના સાક્ષી સલાટ પીતાંબર જુમખરામ પાસેથી ટાંકણુ હથોડો લઇ નં. ૨–૩–૪ ના આરોપીઓ મદદમાં બારણા પાસે ઉભા રહી નં. ૧–૫ ના આરોપીઓએ ઉખેડી નાંખ્યાં સબબ આરોપીઓ ઇપર ફો. નિ૦ ૫ ની કલમ ૨૫૬–૫૦૨ મુજબ તોહોમત છે.

## અવલ ન્યા. નો ઠરાવ

૨ સદર કામની ચોકસી પાટણુ ફોજદારી ન્યાયાધિશ વર્ગ ૧ રા. ગજાનન રઘુનાથ અગાસકર એમણે કરી તા. ૨૪ એપ્રીલ સન ૧૯૧૬ ના રોજ ઠરાવ કર્યો કે, ક. ૨૫૬–૫૦૨ મુજબ ગુન્હો આરોપીઓ વિરૂદ્ધ સાબીત માનવામાં આવે છે. સબબ આરોપી નં. ૧ ના એ રૂ. ૩૦૦) દંડ આપવો ન આપે તો માસ છ ની સખત કેદ ભોગવવી અને આરોપી નં. ૨–૩–૪–૬ એ દરેકે રૂ. ૧૫૦ દંડ આપવો ન આપે તો દરેકે માસ ચારની સખત કેદ ભોગવવી.

## વિવાદનાં કારણુ.

૩ સદરહુ ઠરાવથી નારાજ થઇ વિવાદિઓ (મૂળ આરોપીઓએ) હાલનો વિવાદ આણ્યો છે તેના કારણો નીચે પ્રમાણે.

૧ ફોજદારી નિ. ક. ૨૫૬ મુજબ ગુન્હો બનતો નથી એ બાબત યોગ્ય વિચાર થયો નથી.

૨ આ કામમાં ગુન્હાઇત કૃત્ય સાબીત માનવા કાયદા મુજબ જે તત્વોની જરૂર છે તે ફરીયાદી પક્ષ તરફથી સાબીત થવાજોઇએ તે અદા કરવાની ફરજ અમારી નથી છતાં તે સાબીત કરવાની અમારી ફરજ હોય એમ માની અમને દોષીત ઠરાવવામાં ભુલ કરી છે.

૩ મંદીરમાં મુખ્ય દેવ શામળાજી છે અને તે દેવ જૈનના છે છતાં તે મહાદેવ છે એમ ફરીયાદી પક્ષે પ્રયત્ન કર્યો છે તે નીષ્ફળ ગયો છે છતાં ગુન્હો બને છે એમ ઠરાવવામાં ભુલ કરી છે.

૪ સાર્વજનીક મિલકત અને સર્વજનીક મંદીરનો આ કામે પ્રશ્ન નસ્તાં તે સંબંધે ઠરાવમાં જે વિચાર દર્શાવ્યા છે તે સકારણ નથી.

૫ મહાદેવ વિગેરે મુર્તિઓ રીતસર શાસ્ત્ર પ્રમાણે સ્થાપીત કરેલી છે કે નહીં એ મહત્વનો સવાલ નથી એવું માનવામાં ચુક કરી છે.

૬ વધુ હકીકત સુનાવણી વખતે જાહેર કરશું.

## ઠરાવ

### હકીકત

૧ આ કામના વિવાદીઓ મુળ તોહોમત વાળાઓને ફો. નિ. ક. ૨૫૬–૫૦૨ મુજબ હીન્દુ લોકોના ધર્મને અપમાન કરવાના ઇરાદાથી મોજે ચારૂપ તાલુકે પાટણ મધ્યે શામળાજીના દેરામાંની મહાદેવ, ગણપતી અને પાર્વતીની મુર્તિઓને ઉખેડવાના ગુન્હાના તકસીરવાન ઠરાવી પાટણ પહેલા વર્ગના ફોજદારી ન્યાયાધિશ રા. અગાસ્કર એમણે નંબર ૧ ના વિવાદીને રૂ. ૩૦૦) તથા બાકીના વિવાદીઓને દરેકને રૂ. ૧૫૦ દંડની શીક્ષા ફરમાવી તેના ઉપર સાંપ્રતનો વિવાદ છે.

### તકરાર સાંભળી,

૨ વિવાદી તરફે મેસર્સ નિકતે અને નંદલાલની તથા સરકાર તરફેણ મી. આંબેગાવકરની દલીલ સાંભળી લીધી તથા કામના કાગળો વાંચી જોયા.

## કામની ટુંકામાં હકીકત.

૩ હકીકત ટુંકામાં એવી છે કે, મોજે ચારૂપ તાલુકે પાટણ ગામમાં શામળાજીનું મંદીર છે તેમાં મુખ્ય મુર્તિ શામળાજી નામના કાળા પાર્શ્વનાથની પ્રતીમા છે તેની ઉતરે તેનાથી સહેજ નાની ધોળા પાર્શ્વનાથની બીજી પ્રતીમા છે. મુખ્ય મુર્તીની દક્ષિણ બાજુએ મહાદેવનું લીંગ પીંડ સાથે ( જળાધારી ) તથા ગણપતી અને પાર્વતીની મુર્તીઓ છે. છેલ્લી ત્રણ મુર્તીઓ ગઇ તારીખ ૨૩-૯-૧૫ ના રોજ વિવાદીઓએ ઉખેડી નાંખી તેથી અમારી લાગણી દુખાઇ છે. એવી ફર્યાદ નેક નામદાર દિવાન સાહેબની સ્વારી વાગડોદ તરફ પધારેલી તેમના આગળ તા. ૨૮-૯-૧૫ ના રોજ થતાં પોલીસને તપાસ કરવા હુકમ થયા પ્રમાણે તા. ૨૯-૯-૧૫ ના રોજ મજકુર ગામના મુખી મદારસીંગ ચતરશીંગે કરી ( ની. ૩૭ ) તે ઉપરથી તપાસ કરી વિવાદીઓ ઉપર કામ ચાલી ઉપર મુજબ તેઓને શીક્ષા થઇ છે.

## મુદ્દા.

૪ કામમાં નકી કરવાના પ્રશ્નો એવા છે કે ૧ મહાદેવ ગણપતી તથા પાર્વતીની મુર્તીઓને હિંદુઓ પવિત્ર માને છે કે કેમ ? ૨ તે મુર્તીઓ ભ્રષ્ટ કરવામાં આવી છે ? ૩ સદરહુ કૃત્ય વિવાદીઓએ અગર તેઓ પૈકી કોઇએ કર્યાનું સાબીત છે કે કેમ ? ૪ હિંદુઓના ધર્મને અપમાન પહોંચાડવાના ઇરાદાથી સદરહુ કૃત્ય કરવામાં આવ્યું છે કે કેમ ? અથવા તે કૃત્યથી હિંદુઓ પોતાના ધર્મને અપમાન પહોંચ્યું એમ સમજશે. એવો સંભવ છે એવું જાણીને કરવામાં આવ્યું છે કે કેમ ?

## તકરારી મુર્તીઓ વિવાદીએ ઉખેડલી છે.

૫ તકરારી મંદીર ઘણા જુના વખતનું છે તે મુળ હિદુઓનું કે જૈનોનું હતું તે નિશ્ચયાત્મક કહી શકાતું નથી તેમજ તેની માલીકી કોની છે તેનો પણ નિર્ણય કરવાની હાલના કામમાં આવશ્યકતા નથી. જો કે ઉભય પક્ષકારો તરફથી પોતાની માલીકી છે, એવું બતાવવા પુરાવો કરવામાં આવે છે. કામમાં પડેલા પુરાવા ઉપરથી લગભગ ૬૦ વરસથી તેનો વહિવટ જૈનો તરફથી થાય છે. એવુ માનવા કારણ મળે છે. મંદીરને ફરતો કોટ છે તેની અંદર એકેક એવું ઢાળીયું છે અને બહાર બીજો કોટ છે તેમાં

ધર્મશાળા છે તે બધી ઇમારતો જૈન લોકોએ બંધાવેલી છે પુજારીઓ પણ તે લોકો રાખતા તથા તેમના પગાર પણ તેઓજ આપતા હતા તે ઉપરથી તેમજ આ મંદીરમાં મુખ્ય મુર્તી કાળા પારશનાથની છે તે ઉપરથી સદરહુ મંદીર જૈનોનું છે એમ કહેવા હરકત જણાતી નથી. તેની સાથે એ મંદીરમાં બીજા દેરાસરની માફક કેટલીક બીજી મુર્તીઓ જેમ કે, ગણપતી, પાર્વતી તથા મહાદેવની છે. સદરહુ મુર્તિઓની પુજા જૈનો તરફથી જે પુજારી હતો તેના તરફથી થતી હતી. ચારૂપ ગામમાં જૈનોની વસ્તી નથી, પરતું દર પુનમે પાટણ તથા બીજા નજીકના ગામોમાંથી જૈનો દર્શન કરવા આવે છે અને વરસમાં એક વખત કાર્તક જૈનોનો સંઘ ત્યાં આવે છે. ગામમાં મુખ્ય વસ્તી રજપુતોની છે તેઓ તથા અન્ય કોમો જેમ કે ઠાકરડા, બારોટ વિગેરે પણ મંદિરમાં દર્શન કરવા આવે છે. અને મુખ્ય દેવની માનતા વિગેરે કરે છે, મહાદેવ, ગણપતી અને પાર્વતી આ જો કે મુખ્ય હિંદુઓના દેવ છે તો પણ જૈનો પણ તેમને પૂજ્ય માને છે, અલબત હિંદુઓ જેટલા ભાવથી તેમને માનતા હોય તેટલા ભાવથી તેઓ તેમને માનતા ન હોય એ સ્વાભાવિક છે. સદરહુ ગણપતી, પાર્વતી અને મહાદેવને હિંદુ લોકો પવિત્ર માને છે એ સંબંધી કાંઇ શંકા લેવા કારણ નથી. તે મુર્તીઓ તકરારી મંદીરમાં હતી અને તા. ૨૩-૯-૧૫ ના રોજ ઉખેડવામાં આવી હતી એ વાત પુરાવાથી સાબીત થાય છે

## વિવાદીઓની દલીલ.

૯. વિવાદીઓ તરફથી સદરહુ મુર્તીઓ ઉખેડવામાં આવી છે એ બાબત તકરાર નથી તેમના કહેવા પ્રમાણે દેવોને નહવડાવવામાં આવતા હતા તેનું પાણી સદરહુ મુર્તીઓની જગ્યા મુખ્ય દેવના સિંહાસનથી નીચી હોવાથી એકઠું થતું હતું અને તેથી કીડીઓ ભેગી થતી હતી. તેજ જગ્યોએ આરસનું પાટીયું બેસાડવાના ઇરાદાથી મુર્તીઓ ઉખેડેલી હતી અને તે કામ મંદીરની દેખરેખ રાખનાર ચંદુલાલ ન્હાલચંદ નામના સખસે તેની સલાહથી કરાવી લીધું એ પ્રમાણે નંબર ૧ ના વિવાદીનું કહેવું છે (ની. ૭૮)નંબર ૨-૩-૪ ના વિવાદીઓ સદરહુ કૃત્ય બાબત પોતાની અજાણતા બતાવી ગુન્હાની તારીખે ચારૂપ ગયા નહોતા એવું જાહેર કરે છે. નંબર ૫ નો આરોપી મંદીરના બહારના દરવાજાનું બાંધકામ ચાલતું હતું તેથી મજુરો ઉપર દેખરેખ રાખતો હતો. મુર્તીઓ ઉખેડવામાં તેણે કાંઇ ભાગ લીધો નહોતો ઇત્યાદી જણાવે છે.

## મુર્તીઓ ખસેડવાથી તે ભ્રા. હીંદુઓની લાગણી વિષે.

૭ કામમાં વિચારવાનો પહેલો પ્રશ્ન એ છે કે મુર્તીઓ ખસેડવાથી તે ભ્રષ્ટ થયેલી ગણાય કે કેમ? વિવાદીઓ તરફથી [illegible] મુ જણાવવામાં પ્રયત્ન થયો છે કે ગણપતી તથા પાર્વતી ખસેડવાથી [illegible] પરીણામ આવે તે બાબત કાંઇ પુરાવો નથી. જે પુરાવો રજુ કરવામાં [illegible] છે કે તે મહાદેવોના લીંગ પુરતોજ છે અને લીંગની શાસ્ત્રોક્ત વીધીથી સ્થાપના થઇ તેની પ્રાણુ પ્રતિષ્ટા વિગેરે થઇ નથી તેને પ્રથમ પીંડી (જળાધારી) નહોતી તેથી તેમજ તેની પુજા બ્રાહ્મણોની કોમના માણસોથી થતી હતી તેથી તે ચરલીંગ હોઇ તેને ખસેડવાથી કાંઇ ગુન્હો થતો નથી અથવા તે ભ્રષ્ટ થયેલી કહેવાય નહીં. હવે મુર્તી એક ઠેકાણેથી બીજે ઠેકાણે ખસેડવા કાંઇ બાધ નથી એવું જૈન લોકો માનતા હોવાનું લાગે છે. કારણ હાલના શામળાજીની મુર્તી બીજે ઠેકાણે લઇ જવાનો અગાઉ એક વખત પ્રયત્ન થયો હતો પરંતુ બળદ ચાલ્યા નહીં. તેથી તે વાત પડતી મુકી એવો કામમાં પુરાવો છે તો પણ હીન્દુ લોકોની માન્યતા તેવી છે, એવું અમોને લાગતું નથી અને દેવની મુર્તીઓ ખસેડવાથી તે ભ્રષ્ટ થઇ એવું તે સમજે છે; એવું પુરાવા ઉપરથી સ્પષ્ટ થાય છે, એ મુદા ઉપર ફર્યાદ પક્ષ તર્ફે તથા બચાવ તરફે એકેક શાસ્ત્રીની જુબાની લેવડાવવામાં આવી છે (ની. ૫૧-૧૬૪) પરંતુ મહાદેવની સ્થાપના વિધિ પુર્વક થઇ હતી કે નહીં તેમજ તે ચર કે સ્થીર છે એ સવાલમાં અમો ઉતરવા માગતા નથી. કારણ તે આ કામમાં બહુ મહત્વનો છે, એમ અમોને લાગતું નથી. પ્રશ્ન એટલોજ છે કે, સામાન્ય હીન્દુ સમુદાયની લાગણી મુર્તીઓ ખસેડવાથી દુખાય કે કેમ? આ કામમાં તે પ્રમાણે હીંદુઓની લાગણી દુખાઇ હતી એ બાબત અમારા મનમાં શંકા રહેતી નથી.

## ગુન્હાહીત કૃત્ય હાલના વિવાદીઓએ કર્યું છે કે કેમ?

૮. કામમાં તપાસવાનો બીજો પ્રશ્ન એવો છે કે સદરહુ કૃત્ય હાલના વિવાદીઓએ કીંવા તેઓ પૈકી કોઇએ કર્યાનું સાબીત છે કે કેમ? ખુદ ફર્યાદી ચારપ ગામનો મુખી છે તેને આ સંબંધી કશી જાતમાહીતી નથી તેણે

પોલીસમાં ફર્યાદ કરેલી તેમાં સાંપ્રતના વિવાદીઓએ પાટણના મુસલમાન સલાટ અબદુલરહેમાન પાસે મહાદેવ ગણપતીને પાર્વતી છોમાંથી ઊખેડી નાખ્યાં છે. સદરહુ ફર્યાદ નીચે પોલીસ ફોજદાર આગળ તેનો જવાબ થયો તેમાં મુર્તિઓ [illegible] ઓએ મુસલમાન પાસે કઢાવી અભડાવેલ છે એવું કહ્યું ( [illegible] કામ [illegible] ફર્યાદીની જુબાની થઇ ( ની. ૭ ) તેમાં ઉપરનો મજકુર સાક્ષીદાર હાલા બારોટ ( ની. ૧૩ ) કહેવાથી લખાવ્યાનું તે જણાવે છે. હાલા બારોટ મુસલમાન પાસે મુર્તિઓ કઢાવ્યાની હકીકત કહ્યાની ના પાડે છે અર્થાત સદરહુ કથન ખોટું છે એ નિર્વિવાદ છે અને તેમ કરવાનો ફર્યાદીનો હેતુ હિંદુ કોમની લાગણી ઉશ્કેરવાનો હતો એમાં શક નથી! સરકારી વકીલે તેનો એવો ખુલાસો કર્યો છે કે કોઇ હિંદુઓથી તે કામ બને નહિ તેથી મુસલમાન પાસે મુર્તિઓ ઉખડાવી એવું અનુમાન ફર્યાદીએ કરેલું હોવું જોઇએ. આ ખુલાસો કેવળ અપુરતો અને અસંતોષકારક છે અને તેનું પરીણામ ભયંકર આવવાનો સંભવ છે.

## વિવેચન

૯. હવે હાલના પાંચ વિવાદીઓ મુર્તિઓ ખોદવામાં હતા એવું કહેનાર ની. ૮ ના સાક્ષી સલાટ પીતાંબર જુમખરાખ ની. ૧૩ નો હાલાશંકર ની. ૧૪ નો ચોકીયાત ગોકળજી અન્નાજી તથા ની. ૫૧ નો અબદુલરહેમાન સલાટ એટલા સાહેદો છે. ની. ૮ નો સાક્ષી પીતાંબર સલાટ છે અને દરવાજાનું કામ ની. ૫૧ ના સાક્ષીએ કન્ટ્રાકટથી રાખેલું તેની સાથે કામ કરવા ચારૂપમાં ગયો હતો. પુનમને દહાડે બપોરે ૧૨–૧૨॥ વાગે તે લોકો ખાવા જાય છે અને પાછા સુમારે ૩–૩॥ વાગે કામ ઉપર આવે છે તે પ્રમાણે પાછા કામ ઉપર આવ્યા બાદ નં. ૫ ના આરોપીએ દહેરાના બારણા પાસેથી મને ટકોરો કરવાથી હું હથોડો તથા ટાંકણા લઇ ગયો. અંદર નં. ૧ નો આરોપી વાડીલાલ તથા નં ૫ નો આરોપી એવા બે જણા હતા અને બાકીના આરોપીઓ બહાર જાત્રીના ( સભામંડપ ) થાંભલા પાસે ઉભા હતા અને ચંદુલાલે ( નં. ૫ ) મુર્તીઓ ઉખેડવા કહ્યું પણ મેં ના પાડી તે ઉપરથી મારા હાથમાંથી હથોડો અને ટાંકણા લઇ નં. ૧ ના આરોપીએ મુર્તીઓ ઉખેડી.

ની. ૧૩ ના સાક્ષીની હકીકત એવી છે કે, બપોરે હું મંદીરની પાછળ કુવો છે ત્યાં નાહાવા ગયો હતો, અને નહાઇને મંદીરમાં જઇ ચોકીયાત પાસે ચલમ પીવા બેઠો, ત્યારે બે સલાટ અને પાંચ વાણીઆ અંદર જતા હતા વાણીઆ બહાર નીકળ્યા એટલે હું અંદર દર્શન કરવા ગયો ત્યારે મહાદેવ પાર્વતી ગણપતી ઉખેડેલા ભાળ્યા પછી ચોકીયાતને વાત કરીને હું ઘેર ગયો અને આઇને ફર્યાદીને જાહેર કર્યું. ની. ૪૪ નો ચોકીયાત કહે છે કે મુર્તીઓ સ્થાપન થયાની અને ચાર વાગે ખબર પડી. વાણીઆ ન્હાઇ ધોઇને સેવા કરીને વેરાઇ ગયા હતા પછી હું દર્શન કરવા ગયો ત્યારે મુર્તીઓ ઉખેડેલી જોઇ મંદીરમાં જઇને બહાર આવ્યો એટલે તરત મને હાલાશંકર બારોટ મળ્યો અને કુવાપરથી ન્હાઇ દેરામાં ગયો અને પછી મારી પાસે આવીને બેઠો અને ચલમ પીધી. એણે કહ્યું કે, શંકર ઉખેડ્યા છે મેં કહ્યું શું કરીએ હું જોઇ આવ્યો છું. ની. ૫૧ નો અબદુલ રહેમાન કહે છે કે, પુનમના આગલે દહાડે નં. ૧ થી ૪ સુધીના આરોપી ચારૂપ આવ્યા હતા. બપોરના સુમારે ૩।। વાગે અમે ઓટલા ઉપર કામ કરતા હતા તે વખતે પીતાંબરને હથોડો ટાંકણું લઇને નં. ૫ ના આરોપીએ બોલાવ્યો. ચંદુલાલ દહેરાના બારણામાં હતો ત્યાં બીજો કોઇ હતો કે નહિ તે જોયું નથી. પીતાંબરે અંદર જઇને શું કર્યું તે ખબર નથી થોડીવારે તે પાછો આવ્યો આ સાક્ષીઓની જુબાનીઓ અમોએ લક્ષપૂર્વક વાંચી જોઇ તે ઉપરથી તેઓના કહેવા ઉપર વજન રાખવું અમોને સુરક્ષીત લાગતું નથી. પીતાંબરનું નામ ની. ૩૭ ની અરજીમાં આપવામાં આવ્યું નહોતું પણ પાછળથી નં. ૧ ના આરોપીનો જવાબ પાટણના ઇનચાર્જ વહીવટદાર આગળ થયો તેમાં તેનું નામ તેણે લખાવ્યું, ( ની. ૧૮૧ લગત ) તે પછી તેને પોલીસમાં તપાસવામાં આવેલાનું જણાય છે તે સલામતી છે તેથી તેના કહેવાને પુષ્ટીકારક બીજો પુરાવો હોવાવગર તે ભરોસાપાત્ર માનવી જોઇએ નહીં એવી વિવાદીઓ તરફ દલીલ કરવામાં આવી છે. સરકારી વકીલનો જવાબ એવો છે કે, તેણે ગુન્હામાં કાંઇ ભાગ લીધો નથી તેથી તે સામલાતી સંજ્ઞામાં આવતો નથી તે સામલાતી છે કે કેમ તેનો નિર્ણય કરવાની બહુ જરૂર નથી. તે સામલાતી નથી એમ માનીને ચાલતાં પણ તેની જુબાની ઉપર અમો વિશ્વાસ રાખી શકતા નથી. મુર્તીઓ ભીંતમાં ચોઢેલી હતી તે કાઢવાનું કામ કારીગર સિવાય બીજાથી થઇ થઇ શકે એવું

અમોને લાગતું નથી, અને તેથી આ મુર્તીઓ સલાટ પીતાંબરેજ ખોદી કાઢેલી એવું બચાવ પક્ષનું કહેવું છે તે અમોને સંભવીત અને ભરોંસાપાત્ર લાગે છે તેની સાથે વિવાદીઓની હાજરી સંબંધમાં આ સાક્ષીદારોના કહેવામાં મહત્વનો તફાવત છે. જ્યારે પીતાંબર પાંચે આરોપીઓની હાજરી બતાવે છે ત્યારે સલાટ અબદુલ રહેમાનની જુબા-ની ઉપરથી તો નં. ૫ ની એકલાની હાજરી ગુન્હા વખતે નિકળે છે. નં, ૧ થી ૪ ના વિવાદીઓને તેણે પુનમના આગલે દહાડે અને પુનમ-ના રોજ સવારે ૧૧–૧૧ાા વાગ્યાના અરસામાં જોયેલા હાલાશંકર પાંચે આરોપીઓ તે મંદીરની અંદર બે સલાટોની સાથે જતાં અને બહાર આવતાં જુએ છે તેને ચોકીયાત ગોકળજી ખોટો પાડે છે. તેણે હાલા બારોટના આવતાં પહેલા મુર્તીઓ ઉખેડેલી જોઇ હતી અને તે વખતે બધા વાણીયાઓ વેરાઇ ગયા હતા એવું તે સ્પષ્ટ લખાવે છે. ટુંકામાં સાક્ષીદારોના કહેવામાં કાંઇ મેળ પડતો નથી. સલાટ પીતાંબરની વર્ત્તણુંક લક્ષમાં લેતાં પણ તે સત્યનો સાક્ષી છે એવું અમોને લાગતું નથી. મુર્તી-ઓ ઉખેડવા કહ્યાથી તેને બહુ ખોટું લાગ્યું અને લાગણી ઉસ્કેરાઇ એવું તે કહે છે, છતાં તે સંબંધમાં ગામમાં કોઇને વાત કરતો નથી માત્ર અબદુલ રહેમાનને કહ્યું હતું એમ જણાવે છે. જો કે અબદુલ રહેમાનને તે વીશે કાંઇ સ્મરણ નથી એવું માલુમ પડે છે. ખુદ પીતાંબરના કહેવા પ્રમાણે પણ નંબર ૧–૫ ના મંદીરની અંદર ગભારામાં મુર્તીઓ ઉખે-ડતી વખતે હાજર હતા, તે પ્રત્યક્ષ કોણે ઉખેડી તે વીશે પણ તેણે ઘણો છબરડો કરેલો છે. એકવાર નંબર ૧ નાએ ઉખેડી એમ કહે છે ઉલટ-માં નં. ૫ નાએ ઉખાડયાનું જણાવી ફેર તપાસમાં નં. ૧ નાએ ઉખેડી એવું કહે છે. નં. ૨ થી નં. ૪ નો બહાર સભા મંડપમાં હતાં. તેઓ આ કૃત્યમાં કાંઇ ભાગ લીધો હતો એવું નીકળતું નથી. તેઓ માત્ર એટલુંજ બોલ્યા હતા કે ઝટ કરો, તે પ્રમાણે બોલ્યા હતા એવું તકરાર ખાતર માનવામાં આવે તો પણ તેટલાજ ઉપરથી તેમણે આ ગુન્હામાં મદદગારી કરી એવું ઠરી શકતું નથી, એનો નીચેની ન્યાયાધીશીએ કાંઇપણ વિચાર કર્યો હોય એમ જણાતું નથી. વિવાદીઓ સાથે ફર્યાદીને અગર સાક્ષીદારોને અદાવત નથી તેથી તેમનું નામ શું કરવા લે એવી દલીલ સરકારી વકીલ તરફથી કરવામાં આવે છે. તથાપી નં. ૧ આરોપી મંદીરનો વહીવટ કરે છે અને નંબર ૫ નો તો ગુન્હાના અરસામાં ચારપ રહેતો હતો તેમજ

આરોપીઓ અવારનવાર દર્શન માટે ચારૂપ આવતા એવું ચોકીયાતની જુબાની ઉપરથી માલુમ પડે છે તેથી તેમના નામ ફર્યાદમાં જણાવ્યા છે એવું અનુમાન દોરી શકાય છે. મુળ ફર્યાદમાં નંબર ૨-૩-૪ ના વિવાદીઓના બાપના નામ લખ્યા નથી એ પણ વિચારમાં લેવા લાયક છે. ટુંકમાં ઉપરના સાક્ષીદારોના કહેવા ઉપર અમો વિશ્વાસ રાખી શકતા નથી.

૧૦ બચાવ તરફે આ બનાવના સબંધમાં ની ૧૫૬ ના ચંદુલાલ નાહાલચંદની જુબાની થઇ છે તેણે આપેલો હેવાલ અમોને એકંદરીમાં ખરો અને વિશ્વાસપાત્ર લાગે છે. તેનું કહેવું એવું છે કે હું ભાદરવા શુદ ૧૩ ના રોજ ચારૂપમાં ગયો હતો બીજે દહાડે નં. ૧ નો વિવાદી ત્યાં આવ્યો ચૌદશની રાત્રે તેને મેં કહ્યું કે પબાસન ઉપર કીડીઓ નીકળે છે અને પાણી ભરાય છે તેથી દુરસ્તી કરવાની જરૂર છે. ત્યારે તેણે કારીગર હાજર છે તેની પાસે કરાવી લેવાનું કહ્યું. બપોરની ગાડીમાં નં ૧ નો વાડીલાલ પાટણની ગાડીમાં ગયો તે પછી અર્ધા પોણી કલાકે એટલે સુમારે ૩—૩ા વાગે પીતાંબર સલાટને હું મંદીરની અંદર લઇ ગયો અને ગણપતી પાર્વતી મહાદેવ હતા તે જગ્યો બતાવી તે ઉખેડી ત્યાં આરસનો પથર બેસાડવા કહ્યું અને પછી મુર્તિઓ હતી ત્યાંને ત્યાં પાછી બેસાડવા કહ્યું તે પ્રમાણે કારીગર કામ કરવા લાગ્યો, પછી હું નાયતા ગામે કામ પ્રસંગે ગયો અને ત્યાંથી સાંજે પાછો આવતાં પાટીઉં ચોઢેલું જણાયું નહિ પણ મુર્તિઓ ઉખડેલી હતી તેનું કારણ પીતાંબરને પુછતાં પાટીઉં ટુંકુ પડયું તેથી બેસાડયું નહિ એવો તેણે જવાબ આપ્યો પછી બીજે દહાડે હું પાટણ આવ્યો મારી સાથે પીતાંબર પણ આવ્યો ચંદુલાલ ન્યાલચંદની હકીકતને ની. ૧૭૨ ના સાક્ષીદાર ભાઇચંદ ઉતમચંદની જુબાનીથી પુષ્ટી મળે છે પીતાંબરને કે અબદુલરહેમાનને ચંદુલાલ ન્યાલચંદે મુર્તીઓ ઉખેડી પાટીઉં બેસાડવા કહેવા સંબધે પ્રશ્ન પુછવામાં આવ્યા નથી તેથી તેઓ પાછળથી ઉભા કરેલા સાક્ષી છે અને ચંદુલાલ ન્યાલચંદ આરોપીમાં ન હોવાથી ગુન્હાની જવાબદારી પોતાને માથે વ્હોરી લે છે તેમજ ચંદુલાલે સદરહુ ગુન્હો કર્યો હોત તો તેનું નામ ફરીયાદમાં જણાવવામાં આવત એવી સરકારી વકીલ તર્ફે તકરાર કરવામાં આવે છે તથાપી તેમાં વિશેષ વજુદ હોય એમ અમોને લાગતું નથી પીતાંબરને તે બાબત પ્રશ્ન કરવામાં ન આવ્યા તેટલાજ ઉપરથી તેની હકીકત ખોટી છે એ માનવું સયુકતીક

માંથી તે વખતે બીજા કોઇ હાજર મહોતા તેથી પીતાંબરમે તે ઇનકાર કરે તો ખોટો પાડવા સાધન નથી તેથી તે વિશે બચાવના વકીલે સવાલ કરવા યોગ્ય ધાર્યું ન હોય તો બનવા જોગ છે છતાં ફરીયાદ પક્ષના બે સાક્ષીદારોથી અબ્દુલાસ ન્યાલચંદની હાજરી ગુન્હાના દહાડે નીકળી આવે છે. (ની ૮-૫૧) ની. ૫૧ નો સ્પષ્ટ તેમે જોયાનું લખાવે છે ની. ૮ નો બીજો એક વાણીઓ નં. ૫ સાથે આગલે દહાડે આવ્યાનું મોઘમ લખાવે છે આ સમગ્ર હકીકત કાળજીપુર્વક લક્ષમાં લેતાં મુર્તિઓ ઉખેડવાનુ કામ ની. ૧૫૯ ના સાક્ષીદારે નં. ૧ ના વિવાદી વાડીલાલની સલાહથી ની. ૮ ના સાક્ષીદાર પીતાંબર પાસે કરાવ્યાનું અમો સાબીત માનીએ છીએ નંબર ૪ તેમજ નંબર ૫ ના વિવાદીએ તે કૃત્યમાં કંઇપણ ભાગ લીધાનું પુરવાર થયું નથી એવા નિર્ણય ઉપર અમો બીજા આંચકો ખાધે આવીએ છીએ.

૧૧ ઉપરના વિવેચન ઉપરથી મહાદેવ પાર્વતી અને ગણપતિની મુર્તિઓ નંબર ૧ ની સલાહથી ઉખેડવામાં આવી હતી એવું જણાશે તે મુર્તિઓને હિંદુઓ પવિત્ર માને છે એમાં પણ વાંદ નથી અને તેથી તે ઉખેડવાથી હીંદુઓની લાગણી દુખાઇ હતી એમ પણ માનવા હરકત નથી જો કે તકરારી મંદીરનો કબજો તથા વહિવટ જૈનોના હાથમાં છે તે વાત ગામના લોકોને રૂચતી નથી અને તે સબંધના પ્રસંગોપાત તેમના તરફથી વાંધા ઉઠાવવામાં આવેલા હતા તેથી હાલની ફર્યાદ જન્મ થવા પામી છે એવુ માનવા કારણ મળે છે પાટણના હિંદુઓએ આ સંબંધમાં એક જાહેર સભા બોલાવેલી તેનું હસ્તપત્રક ની. ૧૫૦ માં રજુ થયુ છે તેમાં મોજે ચારૂપ ગામ પંચાયતના દેવો પૈકી કેટલાક દેવોનું દુષ્ટોએ ઉત્થાપન અને ખંડન કરેલું છે એની જે સખ્ત ભાષા વાપરેલી છે તે ઉપરથી જૈનો પ્રત્યે કેવી કડવાસની લાગણી આ સંબંધમાં ઉત્પન્ન થઇ હતી તેનો ભાસ થવા જેવો છે પછી તે ખરી અંતઃકરણની હોય કે તેમા કારણો બીજા હોય તેનુ નિરાકણ કરવાની આવશ્યકતા નથી, પરંતુ હિંદુઓની લાગણી દુખાઇ હતી એટલુંજ સાબીત થવાથી ગુન્હો બનતો નથી. ફો. નિ. ક. ૨૫૬ જે. ઇ. પી. કો. ક. ૨૯૫ ની સામ્યતાની છે તેમાં કહેલા ગુન્હાનું મુખ્યતત્વ એ છે કે જે કૃત્યથી લાગણી દુખાઇ એમ કહેવામાં આવતુ હોય તે કૃત્ય લાગણી દુખાવવાના ઇરાદાથી કરેલા તેથી લાગણી

દુખાશે એવું સ્પષ્ટ જ્ઞાનથી કરેલું હોવું જોઈએ તેથી હાલના કામમાં તેઓનો ઇરાદો અથવા જ્ઞાન મુર્તિઓ ઉખેડનારાનું હતું એવું સાબીત થયું છે કે કેમ એમ તપાસવાનું છે આ તત્વ નીચેની ન્યાયાધિશના લક્ષ બહાર ગયાનું જણાય છે તેમણે એવો મુદ્દો કાઢયો છે કે સદરહુ મુર્તીઓ કાઢવાને વિવાદીઓને અધિકાર હતો કે કેમ ? અને એવો અધિકાર તેમને નથી એવું ઠરાવી વિવાદીઓને તકસીરવાન ઠરાવ્યા છે, અમારા મતે આ તેમની માન્યતા ભુલ ભરેલી છે હવે મુર્તીઓ અમુક હેતુથી ખોદી કાઢવામાં આવી હતી એવું ફર્યાદ પક્ષ તરફથી બતાવવામાં આવ્યું નથી ત્યારે વિવાદીઓની વર્તણુક ઉપરથી તેમજ તેમના કૃત્ય ઉપરથી તેમનો ઇરાદો હીન્દુઓની લાગણી દુખાવવાનો હતો કે કેમ એ નક્કી કરવાનું છે. મુર્તીઓ મંદીરમાં ને મંદીરમાં પડી હતી એટલે તે ફેંકી દેવામાં આવી ન હતી એવું કામમાં પડેલા પુરાવા ઉપરથી સ્પષ્ટ જણાય છે ની. ૧૨ નો ગુન્હાની જગ્યાનો પંચક્યાસ થયો છે તે ઉપરથી પણ તેજ સ્થીતિ વર્ણવેલી છે સદરહુ મુર્તીઓ જે વખતે ઉખડેલી નહોતી આટલા ગુન્હા પહેલાં તેમની પૂજા બીજી મુર્તીઓની સાથે હતી એ પણ નિર્વિવાદ છે, પણ પંચક્યાસ વખતે તેમની ઉપર પુજા થયાના નિશાન હતાં એટલુંજ નહીં પણ તે મુર્તીઓ અમુજ રહે નહીં તેથી તેમને નં. ૧ ના આરોપીના સ્વાધીન ફોજદારે કરી હતી. એવું પંચક્યાસ ઉપરથી માલુમ પડે છે. નં. ૧ના વિવાદીનું પ્રથમથી એવું કહેવું છે કે આ મુર્તીઓ જે જગ્યામાં હતી તે જગ્યા નીચી હોવાથી ત્યાં પાણી ભરાતું અને કીડીઓ આવતી તેથી ત્યાં આરસનું પાટીયું બેસાડી તેના ઉપર સદરહુ મુર્તીઓ મુળ જગ્યોએ બેસાડવાનો ઇરાદો હતો આ તેનો ખુલાસો ખોટો છે એમ કહેવા કામમાં બીલકુલ સાધન નથી એવો અમારો મત થાય છે. ની. ૧૫૬ ના સાક્ષીદારને જૈન સંઘ પાછી મુર્તીઓ બેસાડવા ખુસી છે કે કેમ ? તે બાબત પ્રશ્ન પુછવામાં આવેલા ત્યારે તેણે ચોકસ હા પાડી નથી તેટલા ઉપરથી વિવાદીઓ વિરૂદ્ધ અનુમાન નીચેની ન્યાયાધીસીએ કાઢેલું જણાય છે, પરંતુ તે દેખીતી રીતે ભુલ ભરેલું છે. સાક્ષી પોતે તો મુર્તીઓ બેસાડવા તૈયાર હતો અને છે અને સાક્ષી ચોકસ જવાબ આપી શક્યો નહીં. તેથી જૈન સંઘ કરવા તૈયાર નથી એમ માની લેવું બરાબર નથી. હવે મહાદેવ પાર્વતી જે ગણપતી સાથે જૈનોના નાના શામળાજી તથા બીજી એક મુર્તી પણ ઉખેડવામાં આવી હતી એવું પુરા-

વાથી નિષ્પન્ન થાય છે (ની. ૧૩) પંચકયાસમાં પણ તે સબંધી ઉલ્લેખ છે તેથી મુર્તીઓ ખસેડવામાં કાંઇ હરકત નથી. એવી જૈનોની માન્યતા છે એવું સ્પષ્ટ માલુમ પડે છે તેની સાથે ગણપતી અને પાર્વતીની મુર્તીઓ જે ભીંતમાં હતી તે ભીંતમાં અગાઉ આરસનો પથર બેસાડેલો તે વખતે મુર્તીઓ કાઢવામાં આવેલી એવું બચાવનું કહે છે. ફર્યાદ પક્ષ તરફથી તે સંબંધે વાંધો ઉઠાવવામાં આવેલો છે અને એમ કહેવામાં આવે છે કે મુર્તીઓ ઉખેડયા વગર આરસના પથ્થર બેસાડયા હતા અમોએ જાતે ચારૂપ જઇ મંદીરની સ્થિતિ જોઇ તે ઉપરથી પ્રથમ પણ આ મુર્તિઓ પણ કાઢી આરસ બેસાડેલા હોવા જોઇએ એવું માનવા કારણ મળે છે, તેથી જૈનોને મુર્તિઓ ફરી કાઢવાને હક પહોંચે છે કે નહિ એ પ્રશ્ન નથી, તેથી વિવાદીની શુદ્ધબુદ્ધી હતી કે નહિ એટલાજ પુરતોજ તેનો ઉપયોગ કરવાનો છે તે દ્રષ્ટીથી જોતાં મુર્તિઓ ઉખેડવામાં હીન્દુઓની લાગણી દુખાવવાનો વિવાદીઓનો ઇરાદો હતો, અગર હીંદુઓની લાગણી દુખાશે એવું તેમને કૃત્ય કરતી વખતે ચોકસ જ્ઞાન હતું એવુ અનુમાન કરવા કામમાં બીલકુલ પુરાવો નથી. ગામમાં જૈનોની વસ્તી નથી, છતાં આવું કૃત્ય તેઓ કરે એવું પણ સંભવીત નથી જે દહાડે આ કૃત્ય કરવામાં આવ્યું તે દહાડે પુનમ હતી અને સવારમાં બીજા ઘણા જૈનો દર્શન કરવા આવ્યા હતા. તે વખતે એટલે તેમની હાજરીમાં અને તેમની મદતના ભરોસા ઉપર આવું કૃત્ય કર્યુ હત તો કદાચ તેમના બદ ઇરાદા વિશે અનુમાન કરવા કારણ મળત નહિ પરંતુ જૈનો બધા ચાલ્યા ગયા પછી આ કૃત્ય થયું છે તે ઉપરથી હીંદુઓની લાગણી દુખવવાનો તેમનો ઉદેશ નહોતો એવુંજ અનુમાન કરવું દુરસ્ત થશે. તા. ૨૮-૨-૯ ના રોજ ચારૂપ ગામના લોકોએ કડી પ્રાંતના સુબા તર્ફે એક અરજી કરી તેમાં ગણપતી વિગેરેની મુર્તિઓ ઉખેડવાનો વિચાર મંદીરના વહીવટ કરનાર લહેરૂ વકીલનો છે. તે ઉપરથી સાંપ્રત જે કૃત્ય કરવામાં આવ્યું તે કરવાનો ઇરાદો હિદુઓની લાગણી દુખાવવાનો હતો એવું ફર્યાદપક્ષ મનાવવા માગે છે. સદર અરજીની ૫૪ માં રજુ થઇ છે. તથાપિ તે અરજીથી જેવું અનુમાન વિવાદી વિરૂધ્ધ નીકળી શકતું નથી એવું નીચેની ન્યાયાધીશીએ ઠરાવ્યું છે તેમના મત સાથે અમો મળતા આવીએ છીએ. સદર અરજી ઉપરથી કાંઇ કામ ચાલેલું નહોતું તેથી તેના ખરાપણા બદલ અનુમાન કરવા કશું સાધન નથી તેના ખરાપણા બદલ અનુમાન કરવા કશું સાધન નથી અને

લહેરનો વિચાર અમુક હતો તેથી સાંપ્રતના વિવાદીઓનો તેવોજ વિચાર હતો એવું કયા તર્કશાસ્ત્ર માની લેવું તે અમોને સમજાતું નથી અર્થાત ની. ૫૪ ની અરજીથી વિવાદી વિરૂધ્ધ કાંઇપણ અનુમાન દોરી શકાય નહિ એ ઉઘડ છે. છેવટે ફીર્યાદ પક્ષ તરફથી એવું દેખાડવાનો પ્રયાસ થયો છે કે હિંદુઓના દેવની પુજા કરવી એને જૈન લોકો પ્રાયશ્ચિત માને છે એવું તેમના ધર્મ પુસ્તકોમાં લખેલું છે તે બાબત ની. ૧૫૪ ના શાસ્ત્રીની જુબાની ઉપર આધાર રાખવામાં આવેલો છે તથાપિ ગ્રંથોમાં હિદુઓના દેવની પુજા વિષે ગમે તે લખ્યું હોય વસ્તુસ્થિતિ એવી છે કે હિદુઓના અને જૈનોના દેવો એકજ સિંહાસન ઉપર બીરાજે છે અને તેમની એકત્ર પુજા અર્ચા થાય છે અને તે સ્વાભાવિક છે જૈન જેવા વ્યવહારપક્ષી લોકો હીંદુ સાથે હળીમળીને કામ લે અને તેમની લાગણી દુખાય એવું કાંઇ કૃત્ય કરે નહિ એજ સંભવનિય છે તેથી મુર્તિઓ ઉખેડવામાં વિવાદી નં. ૧ નો ઇરાદો હીંદુ કોમની લાગણી દુખાવવાનો હતો અગર તે કૃત્યથી તેમની લાગણી દુખાશે એવું તેને જ્ઞાન હતુ એવું પુરવાર થયું નથી અને તેથી ફો. નિ. ક ૨૫૬ મુજબ ગુન્હો બનતો નથી એવા નિર્ણય ઉપર અમો આવીએ છીએ.

## અભિપ્રાય.

૧૨ સબબ વિવાદીઓને ફો. નિ. ક, ૨૫૬-૫૦૨ મુજબના ગુન્હાના તકસીરવાન ઠરાવી તેમને જે સીક્ષા કરી છે તે ઠરાવ ટકી શકતો નથી તેથી હુકમ કે

## હુકમ.

વિવાદીઓ ઉપર નીચેની ન્યાયધીસીએ કરેલી શિક્ષાનો હુકમ રદ કરી વિવાદ મંજુર કરવામાં આવે છે અને વિવાદીઓને દોષ મુક્ત ઠરાવી છોડી મુકવામાં આવે છે. વિવાદીઓ પાસેથી દંડ વસુલ થયો હોય તો તેમને પાછો આપવો. તા. આગષ્ટ ૧૯૧૬

Sd. A. A. Kehimkar.
ક. પ્રાં. ન્યા.

ઠરાવ ન્યા. માં વાંચી બતાવ્યો તા. ૩૦ આગષ્ટ ૧૯૧૬

Sd. A. A. Kehimkar.
ક, પ્રાં. ન્યા.

અસલ ઉપરથી નકલ કરી તા. ૫-૯-૧૯૧૬
ગોપાળ સીવલાલ.
ફો. કારકુન

મુકાબલ જોઇ તા. ૭-૯ ૧૬
મોડી સહી ૭-૯-૧૬
કા.

ખરીનકલ
મોડી સહી.
ન્યા. અ.

# પરિશિષ્ટ ૬૧.

જૈન-રીવ્યુ ફેબ્રુઆરી ૧૯૧૭. પુ. ૧ અં. ૯. પૃ૦ ૨૨૫.

## ચારૂપ તીર્થની ઉત્થાપનાનો સવાલ.



ચારૂપ (પાટણ નજીક) જૈન કેસ અને તે સંબંધમાં પુનમચંદ કરમચંદ કોટાવાલાએ આપેલા એવારડના સંબંધમાં અમોને જે કહેવાનું હતું તે અમો કહી ચુક્યા હોવાથી, અમો શેઠ કોટાવાલાના ચુકાદા સંબંધમાં કાંઇ પણ વધુ ઇસારો આ લેખમાં કરવા માગતા નથી. કમનસીબે શેઠ કોટાવાલાના ચુકાદાને જાહેરાતમાં લાવવા 'જૈન' અને 'જૈનશાસન' પત્રોએ, પોતાના દરજ્જાની હદની બહાર જઇ, જે સંખ્યાબંધ ચાલુ લીડરો લખી પાટણ સંઘમાં કલેશ અને કુસંપનાં જે બીજ રોપ્યાં છે, તે બીજ હવે જો આ બન્ને પત્રો સેંકડો લીડરો લખશે તોપણ નાબુદ થશે નહિ. જૈન-શાસન અને "જૈન" બન્ને પત્રોએ આપણે માની લેઇશું કે પ્રમાણિકપણે અને શાસન સેવાની શુભેચ્છાથીજ આ લેખો પ્રગટ કર્યા હશે; પરંતુ એવારડની ખુબીઓ કે ખામીઓ દેખાડવા માટે બે માસ સુધી, ચાલુ લીડરો અને ચર્ચાપત્રો પ્રગટ કરવા, એ અમો માનીએ છીએ કે વર્તમાન પત્રકારોના મોભા અને દરજ્જાની બહાર છે. મુંબઇમાં ઘણા અગત્યના સવાલો પર અત્રેના દૈનીક પત્રોમાં મતભેદ પડે છે. ચારૂપ જૈન કેસ કરતાં ઘણી વખતે આ સવાલો વધારે અગત્યના હોય છે. જુદા જુદા પક્ષોને રજુ કરતાં વર્તમાનપત્રો તે સવાલોના સંબંધમાં જુદા જુદા લીડરો લખે છે, પણ તે લેખો એક અથવા ઘણું તો બે કે ત્રણ. હવે દૈનીકપત્રો કરતાં અઠવાડીક પત્રોને દરેક ચીજ સંક્ષેપમાં રજુ કરવીજ જોઇએ. એકજ બાબતને લગતી બે માસ સુધી ચાલુ ચર્ચાથી બીજી અનેક વિશેષ અગત્યની બાબતો તરફ મુખ્ય ધ્યાન આપી નજ શકાય, વળી આવી રીતે એકજ બાબત પર હઠ કરી લેખો લખવાથી, સામાન્ય જાહેર પ્રજાને વર્તમાન પત્રોની પ્રમાણિકતા પર શક લેઈ જવાને કારણ મળે છે. 'જૈનશાસન' અને 'જૈન' બન્ને પત્રોના અનુભવી તંત્રીઓને, અનુભવ પુરવાર કરી આપશે કે પાટણ સંઘનું કલ્યાણ થાય એવી શુભેચ્છાથી તેઓએ જે

સામસામી ઉભરા ખાલી કર્યા હતા તે ઉભરાઓ પાટણ સંઘનું કાંઇ કલ્યાણ કરવાને નિષ્ફળ ગયા છે, એટલુંજ નહિ પણ તે ઉભરાઓએ પાટણ સંઘમાં અને ખાસ કરીને આગેવાનોમાં કુસંપ અને અરસપરસ અવિશ્વાસનાં ઝેરી બીજો રોપ્યાં છે, અને તેની અસર અત્યારથીજ પાટણની પાંજરાપોલ વિગેરે ખાતાંઓ પર જણાવા લાગી છે. અમો ઉમેદ રાખીશું કે પાટણ જૈન બોર્ડીંગ પર કાંઇ પણ ખરાબ અસર આ કડવાસ ઉત્પન્ન કરવાને નિષ્ફળ જશે. ચારૂપ જૈન કેસના સંબંધમાં છેલ્લો પડદો પડી ચૂકયો છે, એમ અમો માની લઇએ છીએ, જો કે અમો જાણીએ છીએ કે હજીબી આ એવારડ રદ કરાવવા માટે કોશેશો પર છેવટનો પડદો પડયો નથી. આ કોશેસો, જો કે ઘણા ઉત્સાહી જવાનો તરફથી કરવામાં આવતી રહી છે, પણ આ જવાનો જે શ્રીમંત આગેવાન અગર આગેવાનોને પોતાના પક્ષમાં છે એમ વ્યાજબી રીતે અગર ભૂલથી દોરવાઇ માને છે, તે આગેવાનો કમનસીએ જાહેર હિમ્મતમાં એટલા તો શુસ્ક અને પછાત છે કે, આ કોશેસો ફતેહમંદ થશે, એવો વિશ્વાસ, ખુદ તે કોશેષ કરનારી ઉત્સાહી ટોળી પણ ધરાવતી નથી. અમો તેથી માની લેઇએ છીએ કે ચારૂપ તીર્થ કેસ, તેની આ હદે હવે રહેશેજ. પોતાની પીઠ ઠોકનારાઓની નબળાઇ જોયા પછી, અનુભવ્યા પછી, આપણે ઇચ્છીશું કે પાટણની આ ઉત્સાહી ટોળી, પોતાનો તારીફ લાયક ઉત્સાહ, કોઇ બીજી પરમાર્થની દીશામાં વાપરશે, અને જલદીથી આ કેસને લગતી બાબતોમાંથી પોતાના હાથ ધોઇ નાખશે. જૈન કોમના આગેવાનોમાં જાહેર હિમત કેટલી છે, અને તેમના પર વિશ્વાસ રાખી કામ લેવું એ શોભાભયુ છે કે જોખમભર્યું છે, તેનો બરાબર અનુભવ, આ ઉત્સાહી ટોળીને, અગાઉ નહિ થયો હોય. પણ હવે 'ચારૂપ તીર્થ કેસે' તેઓને ખુલ્લા હરફમાં, સ્પુટ આકારમાં ખાત્રી આપી છે કે દુનીઆમાં દરેક ચીજ પર આધાર રાખવો, પણ નબળા દિલના આગેવાનો પર કદીબી આધાર રાખવો નહિ. આ અનુભવ ભવિષ્યમાં, બીજા સવાલો હાથ ધરતી વખતે આ ઉત્સાહી ટોળીને ઘણો-ઘણો ઉપયોગી થઇ પડશે. આ ઉત્સાહી ટોળી હવે જેમ વિચાર કરશે, તેમ તેમ તેઓને જણાશે, બલ્કે ખાત્રી થશે કે, તેઓનો હેતુ-ધારેલી નેમ જે શેઠ કોટાવાલાનો ચુકાદો રદ કરવાની, અથવા તો તેમાં તેઓની દષ્ટિએ જણાતા વાંધાભર્યા શબ્દો અગર વાકયોમાં સુધારો કરવાની હતી, તે નેમ હજી સુધી બર નથી

આવી, તેનું કારણ, તેમજ 'ચારૂપ તીર્થ'ને ખસેડી પાટણમાં તે તીર્થ લાવવાની તેઓની કોશીષ નિષ્ફળ ગઇ તેનું કારણ, તેઓના ઉત્સાહ કે તેઓના પ્રયત્નોની ખામી નહોતી, પણ કેટલાએક આગેવાનોના રમકડા બની, તે આગેવાનો પર જે વિશ્વાસ મેલ્યો, તે વિશ્વાસ મેલવામાં તેઓએ જે થાપ ખાધી તે હતું.

## શેઠ મંગલચંદ લલ્લુભાઇ અને આ ઉત્સાહી ટોળીના યુવાન ગ્રહસ્થો.

આ કેસનો જેમ જેમ વિચાર કરીએ છીએ તેમ તેમ આપણને ખાત્રી થાય છે કે પાટણની આ ઉત્સાહી ટોળી, પોતે પ્રમાણીકપણે કેટલાએક સાધુઓના મતના આધારપર એમ માનતી હતી કે આ ચુકાદો જૈન સંઘને કોઇ વખતે નુકસાન કરશે, આ ઉત્સાહી જવાનો જે લડત ચલાવતા હતા તેમાં તેઓને કોઇ જાતનો અંગત સ્વાર્થ નહોતો, નહોતો તેઓને દ્રવ્ય લાભ, કે નહોતો તેઓને કીર્તિ લાભ, ફકત સંઘ સેવા–શાસન સેવાની શુભેચ્છાથીજ તેઓએ પોતાની કોશેસો હાથપર લીધી હતી. શેઠ મંગલચંદ લલ્લુભાઇના સંબંધમાં પણ તેમજ છે. તેઓ પોતે પ્રમાણીકપણે એમ માનતા હતા કે અને તેઓ પણ કેટલાએક સાધુના મત અનુસાર. એમ માનતા હતા કે શેઠ કોટાવાલાનો ચુકાદો વાંધા ભર્યો નથી, અને તેથી સંઘને અગર શાસનને જરીએ નુકસાન થાય તેમ નથી. તેઓ પ્રમાણીકપણે એમ સમજતા હતા કે ચુકાદામાં થએલી ટીકા તદન રૂઢીઓને લગતી હતી, અને શેઠ કોટાવાલાને ટેકો આપવામાં તેઓ તદન પ્રમાણીકપણે વરતે છે. બલ્કે તેઓ એમ માનતા હતા કે શેઠ કોટાવાલાપર જે હુમલો થયો છે, તે વ્યાજબી નથી. અને તેઓને તેઓએ ટેકો આપવો જોઇએ. અહિં સુધી આ બન્ને પારટીઓ તદન એકજ સપાટીપર છે ખાસ કરીને જેઓ મગજનું સમતોલપણુ જાળવીને જેઓ વીચાર કરે છે, તેઓને તેમ લાગે છે શેઠ મંગલચંદ લલ્લુભાઇને પણ ગાળો વહોરી લેવી પડી હતી તેઓને આ કામથી નહોતો દ્રવ્ય લાભ કે નહોતો કીર્તિ લાભ.

પણ તફાવત હવે શરૂ થાય છે. આ ઉત્સાહી ટોળીને ઘણા પાટણના આગેવાનો હીમ્મત અને જરૂર જણાતાં મદદ આપવાને તૈયારી બતાવી હતી. પણ આ આગેવાનોમાં એક બી હજી સુધી હીમ્મતથી

બહાર પડયો નથી, જ્યારે રા. રા. શેઠ મંગલચંદ લલ્લુભાઇ ગમે તેટલી ગાલોના વરસાદ સામે શેઠ કોટાવાળાની બાજુમાં ખડા રહ્યા હતા. જુવાનીઆઓની ટોળી પોતાના હેતુમાં નિષ્ફલ ગઇ, કારણકે તેઓને જેઓનો ટેકો હતો, તે ટેકો આપનારા નબળા દિલના, ફકત વાતો કરનારા, બીજાને હથીઆર બનાવી પોતાનો હેતુ સાધનારા હતા. શેઠ કોટાવાલાને ફતેહ મલી તેનું કારણ તેની પીઠે ખડા રહેનારા થોડાઓ પણ હીમ્મતવાળા હતા. ઘણા નબળા માણસોના ટેકા કરતાં એક હીમ્મતવાનનો ટેકો વધારે કીમતી છે.

## ચારૂપ તીર્થ ઉત્થાપના.

જ્યારે પાટણના સંઘના એક અથવા વધુ ગૃહસ્થોએ ચારૂપના દહેરાસરજીમાંથી મહાદેવનુ લીંગ ફેંકી દીધું તે વખતે, તેમજ તે ફેંકી દેવાથી ઉભા થયેલા મામલાને પહોંચી વળવાને પાટણના સંઘે, પાટણમાં તેમજ મુંબઇમાં ઠરાવ કર્યો ત્યારે સઘળાઓ પાટણના તેમજ પાટણની બહારના જૈનો તેમજ જૈનેતરો-એમ આગ્રહ પુર્વક માનતા હતા કે જૈનકોમ પોતાનાં પવીત્ર ધાર્મીક સ્થળો માટે હમેશાં જે ઉંડા ચાહથી અને અસાધારણ ભક્તિથી જોતી આવી છે, તે જોતાં તે પવીત્ર ધાર્મીક સ્થળની સલામતી માટે તેની પવીત્રતા ઉપર થતા હુમલાઓ અટકાવવા માટે અને ચારૂપ તીર્થ હમેશા જૈનોના અનેક પવિત્ર અમર તીર્થોમાં હમેશને માટે મુખ્ય અંને આગેવાન પ્રાચીન તીર્થ તરીકે સલામત અને અખંડિત રહે તે હેતુથીજ આ બધી ધમાલ હાથ ધરવામાં આવી હતી હમેશાં જૈન તીર્થ એ સકલ જૈન સંઘની મીલકત છે, પછી ભલે સકલ જૈન સંઘની સગવડ ખાતર તે તીર્થની વ્યવસ્થા કોઇ એક પેટા સંઘે ઉપાડી લીધી હોય. આ પેટા સંઘ તેથી કરીને આ તીર્થનો માલીક થતો નથી અને તેની ગમે તે વ્યવસ્થા જો તે સામાન્ય જૈન સંઘને પસંદ ના હોય તો તે કરી શકે નહિ; ચારૂપ તીર્થ એ જૈન કોમના અનેક પવિત્ર પ્રાચીન તીર્થોમાંનું એક જાણીતું ઐતિહાસિક તીર્થ છે, આવા તીર્થોની હૈયાતી જૈન કોમની તવારીખ અને ઇતિહાસપર અજવાળું પાડતી રહે છે. આ તિર્થ પાટણની નજદીક હોવાથી સમસ્ત જૈન સંઘની રજાથી આ તિર્થની દેખરેખ અને વ્યવસ્થા પાટણ સંઘ ઘણાં-ઘણાં વરસોથી કરતું આવ્યું છે. પણ તેથી આ તિર્થ પાટણના સંઘ-કે જે સમસ્ત જૈન સંઘનો એક પેટા-સંઘ ગણાય તેની માલેકીનુ

કહી શકાય નહિ. આવા એક પ્રાચીન અને ઐતિહાસીક તીર્થની હસ્તીજ બંધ કરવાનો ઠરાવ જ્યારે કોઇબી પેટા-સંઘ કરે, ત્યારે સમસ્ત જૈન સંઘ આ પેટા-સંઘની નબળાઇ માટે અને ટુંકી બુદ્ધિ માટે અફસોસ કર્યા વીના રહી શકે નહિ. જો કોઇબી તીર્થ જાત્રાળુઓ માટે સંપુર્ણ સલામત ના હોય, અગર સલામતીના સબંધમાં ભય હોય, તો તે તીર્થના વ્યવસ્થાપક સંઘે પહેલાં તો ભયનાં કારણો દુર કરવાનો, અથવા જો જરૂર હોય તો સલામતીનાં સાધનો વધારવાનો પ્રયાસ કરવો જોઇએ. આવા કોઇપણ પ્રયાસ કર્યા વીના, ભય અને સલામતીનાં કારણોથી, જ્યારે અમુક એક પેટા-સંઘ તે તીર્થનેજ ખસેડવાની વાત કરે, ત્યારે જે કંઇ તે સંઘ કરે છે તે એટલુંજ કે તે સમસ્ત જૈન સંઘ આગળ પોતાની નબળાઇ, અશક્તિ અને કુસંપનું પ્રદરશન રજુ કરે છે. અજબ જેવું તો એ છે કે જે પેટા સંઘ થોડાજ મહીના અગાઉ વીસ હજારથી વધુ રકમ ખરચી, ખુદ કેટલાએક જૈન ભાઈઓનો અંગત ભોગ આપી, અનેક મુસ્કેલીઓ અને અનેક અગવડો, જૈન ઇતિહાસમાં સુપ્રસિદ્ધ ‘ ચારૂપતીર્થ ’ ની સંપુર્ણ સલામતી માટે પગલાં ભરવાને તૈયાર થયો, તેજ સંઘ જ્યારે આટલા ખરચ અને મહેનત પછી એવો ઠરાવ કરે કે આ તીર્થની હસ્તી બંધ કરવી ત્યારે આ મહેનત અને ખર્ચ કરનારાઓની કુનેહ અને ઉંડી સમજ માટે ઉંચો ખ્યાલ બાંધવો એ અશકય છે. ટુંકામાં જ્યારે પાટણ સંઘના એક ભાંગે એવો ઠરાવ બહાર પાડયો કે, ચારૂપતીર્થ ઉત્થાપન કરવું, ત્યારે તે ઠરાવ વાંચી જૈન કોમ અજાયબ થઇ હતી. સઘળા જૈનો આ ઠરાવ કરનારાઓ-કર્યા કારવ્યા પર પાણી ફેરવનારાઓ સામે હસતા હતા. અમો આ લેખમાં શેઠ કોટાવાળાના એવારડના સંબંધમાં જરીબી ઇસારો કરવા માંગતા નથી. તે બાબતપર અમોએ અમારો મત આપી દીધો છે પછી ભલે તે કોઇને અરૂચિકર પણ હોય. અત્રે અમો જે કહેવા માગીએ છીએ તે એ કે આ ‘ તીર્થ ઉત્થાપન ’ નો ઠરાવ શેઠ કોટાવાળાના ચુકાદાએ ઉભો કર્યો હતો, એવી ગેરસમજુતી અજ્ઞાન વર્ગમાં ફેલાવવાની જે તજવીજ કરવામાં આવી હતી; તે તજવીજ વ્યાજબી નહોતી, અને તે વ્યાજબી રીતે તેના લાયક ફેજેજ પહોંચી છે. શેઠ કોટાવાલાનો ‘ ચુકાદો ’ કદાચ કોઇને અરૂચિકર, કોઇને કદાચ ગેરવ્યાજબી લાગ્યો હોય. દરેકની સમજ એક સરખી આ દુનીઆમાં નથી. ખુદ પુન્ય સાધુઓમાં પણ મતભેદ છે. કેટલાએક સાધુઓ ચુકાદાને દોષ સહિત સમજે છે; કેટલાએક તેને દોષ રહિત

માને છે. ખુદ સોલીસીટરો અને વીદ્વાન મંડલમાં પણ મતભેદ છે, કેટલાએક વકીલ બેરીસ્ટરોએ ચુકાદાની તારીફ કરી છે, જયારે થોડાએકે તેની સામે વિરુદ્ધતાબી જાહેર કરી છે. આ પ્રમાણે જે ચુકાદાના સબંધમાં ખુદ સાધુ અને વિદ્વાન વર્ગમાં મતભેદ છે તે ચુકાદાના સંબંધમાં પાટણના ઓછા ભણેલા વર્ગમાં મતભેદ હોય તો તે માટે તેઓને કોઈ ઠપકો આપી શકે નહિ આવા મતભેદને તેથી વજન આપી શકાય નહિ આવા મતભેદપર વીશ્વાસ મેલી, તીર્થ ઉત્થાપનાના ગંભીર શાસ્ત્ર વિરૂદ્ધ ધર્મ વિરૂદ્ધ કાર્યમાં પક્ષ ઝીંપલાવે છે, અને બીજાઓને તેવા કાર્યમાં ઉશ્કેરે છે તે પક્ષ ઘણુંજ જોખમ ભર્યું કામ, જવાબદારીનો ખ્યાલ ભુલી જઇનેજ કરે છે એમજ કહી શકાય! અમોને જાણીને આનંદ થાય છે કે આ તીર્થ ઉત્થાપન કરવાની હીલચાલ પડી ભાંગી છે, અને ચારૂપનુ ઐતિહાસીક તીર્થ જયવતું રહ્યું છે.



## પરિશિષ્ટ ૬૨.

## પાટણની કોર્ટનો ઠરાવ.



## શ્રીમંત સરકાર વી. પાટણ પહેલા વર્ગની ફોજદારી ન્યાયાધિશી.



### ફરિયાદી.

મહારસીંગ ચતરસીંગ જાતે રજપુત રહેવાસી ચારૂપ તાબે પાટણ પ્રાંત કડી.

### આરોપી.

૧ વાડીલાલ લલ્લુ તથા ૨ હીરાચંદ ખેમચંદ તથા ૩ ભીખાચંદ સાંકળચંદ તથા ૪ ડાહ્યાચંદ સાંકળચંદ તથા ૫ ચંદુલાલ રતનચંદ જાતે શ્રાવક વાણીયા રે. પાટણ, પ્રાંત કડી.

## તહોમત.

ફો. ની. ૫ ની કલમ ૨૫૬-૫૦૨ મુજબ.

## ગુન્હાનો પ્રકાર

હકીકત એવી છે કે:-મોજે ચારૂપ તાબે પાટણ ગામમાં સામળાજીના દહેરામાં સામળાજીની મુરતીની જમણી બાજુએ મહાદેવ પાર્વતી ને ગણપતીની મુરતીઓ સ્થાપ્રીત છતાં તા ૨૩-૯-૧૫ ના રોજ આરોપીઓએ ઉખેડી નાખવા નં. ૩ ના સાક્ષી સલાટ પીતાંબર જુમખરામ પસેથી ટાંકણું હથોડા લઇ નં. ૨-૩-૪ ના આરોપીઓ મદદમાં બારણા પાસે ઉભા રહી નં. ૧-૫ ના આરોપીઓએ ઉખેડી નાખ્યા.

## ફરિયાદ.

ચારૂપમાં સામળાજીનું મંદીર છે તેમાં મહાદેવ, ગણપતી, પાર્વતી વીગેરે મુરતીઓ ઉખેડી નાંખ્યા અને તે કૃત્ય અમારા હીંદુ ધર્મને અપમાન પહોંચાડવા કર્યું છે અને તેથી અમારી લાગણી દુ:ખી છે એવી આરોપીઓ વિરૂદ્ધ ફરિયાદ છે.

## આરોપીનો જવાબ.

આરોપીઓ ગુન્હાનો ઇનકાર કરે છે, પણ આરોપી ૧ કહે છે કે એક ચંદુલાલ નહાલચંદના કહેવાથી તે જગ્યાએ કીડીઓ થતી હતી તે અટકાવવા અને ત્યાં આરસ નાંખવા માટે એ મુરતીઓ કાઢી નાંખેલી અને જ્યાંને ત્યાં મુકવાની હતી, અને એ કામ ચંદુલાલેજ પીતાંબર સલાટ પાસેથી કરાવ્યું છે અને તે વખતે હું હાજર નહતો અને બાકીના આરોપીઓ એમ એ સંબંધે કંઇ જાણતા નથી એમ કહે છે.

## મુદ્દા.

(૧) આરોપીઓએ ફો. નિ. ક. ૨૫૬-૫૦૨ પ્રમાણે ગુન્હો કર્યાનુ સાબીત છે?

(૨) છેવટ શો હુકમ કરવો જોઇએ?

## નિર્ણય.

(૧) હકારમાં.

(૨) આરોપીઓને સજા કરવી જોઇએ.

## કારણો.

આ કામમાં જૈન અને હીંદુ વચ્ચે તકરાર છે, કામમાં જે સવાલ ઉઠયા છે તે વિશીષ્ટ પ્રકારના છે, અને ફે. નિ. ક. ૨૫૯ પ્રમાણેના ગુન્હાની તકરાર હીંદુ અને જૈન વચ્ચે કોઇ વખતે ઉઠી શકે એમ કાયદા કરતી વખતે પણ ધ્યાનમાં આવેલું ન હોય; જે મંદીર સંબંધે તકરાર છે તે મંદીર પણ વિશીષ્ટ પ્રકારનું છે. એ મંદીરમાં જે મુખ્ય દેવ છે તે સામળાજી છે એ વાત ઉઘડ છે

## શામળાજી મુખ્ય દેવ છે.

અને ફરિયાદી ( ની. ૭ ) અને કેટલાક સાક્ષીની જુબાની ઉપરથી તે મંદીર સામળાજીનું કહેવાતું હતું એ સ્પષ્ટ છે, છતાં ફરિયાદી પક્ષ તરફથી સામળેશ્વરનું મંદીર એ પ્રમાણે શરૂવાત થતાં છેવટે મુખ્ય દેવ તેજ મહાદેવ છે એમ સાબીત કરવાનો પ્રયત્ન થયો પણ તે નિષ્ફળ ગયો છે. એ પ્રમાણે જો કે ફરિયાદી પક્ષને ખોટી સલ્લાહ મળી છે તો પણ તેથી આ કામના મુખ્ય સવાલના નિર્ણય સંબંધી બાધ આવતો નથી.

## ઘણું જુનું મંદીર છે.

તકરારી મંદીર ઘણું જુનું મંદીર છે એ વાત બન્ને પક્ષકારોને કબુલ છે અને તેમાં મુખ્ય દેવ સામળાજી એટલે જૈનોના છે એમ ઉપર બતાવ્યું છે પણ એ મંદીરમાં વિશેષ એવું છે કે સામળાજી જોડે મહાદેવ, પાર્વતી, ગણપતી વિગેરે દેવો છે તે પૈકી ગણપતી એ નામ ફક્ત આરોપી પક્ષ તરફથી કબુલ કરવામાં આવે છે, અને મહાદેવ અને પાર્વતી અમે જાણતાજ નથી એમ આરોપી પક્ષનું કહેવું છે, પણ એ દેવોને આરોપી તરફથી કંઈ પણ નામ આપવામાં આવતું નથી પણ જેને હીંદુ લોકો મહાદેવ કહે છે તેવોજ એ દેવ છે એમ આરોપીના સાક્ષીઓને કબુલ કરવું પડયું છે, એટલુંજ નહિ પણ ફરિયાદી તરફથી જે સાક્ષીઓ થયા છે તે પૈકી ની. ૪૯ નો પુજારી અને ની. ૧૪ નો ચોકીઆત જે બન્ને આરોપી તરફથી નોકર હતાં અને ની. ૧૪ હજી સુધી નોકર છે, અને જેમણે સીધી રીતે ઘણી ખરી હકીકત કહેલી જણાય છે તે પણ એ દેવને મહાદેવ અને પાર્વતીજ કહે છે તો એ દેવો હીંદુના છે એ સ્પષ્ટ છે,

## મહાદેવ પાર્વતી સંબંધે.

આરોપી તરફથી એમ કહેવામાં આવ્યું છે કે અમે પણ એ દેવોને પુજીએ છીએ તો ફરિયાદી પક્ષના સાક્ષીઓ પણ કહે છે કે અમે સામળાજીને દેવ તરીખે માનીએ છીએ.

એટલે એનો અર્થ એટલોજ છે કેઃ—જે પ્રમાણે હીંદુ અને મુસલમાન કે પારસી કે ખ્રીસ્ચન એ તદ્દન જુદા જુદા ધર્મના માનવામાં આવે છે તે પ્રમાણે હીંદુ અને જૈન નથી, જૈન એ ધર્મ તદ્દન જુદો છે કે કેમ તે સવાલમાં ઉતરવાને કંઇ કારણ નથી. પણ એ બે કોમમાં વિશેષ ભીન્નભાવ નથી એમ ઉપર બતાવ્યું છે તે શીવાય એ હકીકત પણ ધ્યાનમાં લેવાની છે કે જે તકરારી મંદીર જૈનોનું એટલે જૈન ધર્મનું કહેવામાં આવે છે તેમાં તેમના પોતાના તરફથી જે પુજારીઓ વખતો વખત રાખવામાં આવેલા છે તે હીંદુઓ છે એટલે પોતાના દેવને હીંદુ ધર્મના પુજારી ચાલે છે એમ થાય છે.

## આરોપી તરફથી મહાદેવ વીગેરે દેવો સંબંધી દલીલ.

ઉપર બતાવ્યા પ્રમાણે આ મંદીરમાં જૈનોના તથા હીંદુના દેવ છે એમ ઠરાવું છું. એ દેવો ઘણા વરસથી તે મંદીરમાં છે એ વાત આરોપી પક્ષને પણ કબુલ જેવી છે અને ફરિયાદીના સાક્ષીઓ તો ઘણા વરસથી એમજ કહે છે, અને કામની હકીકત ઉપરથી પણ એમજ નીકળે છે પણ આરોપી તરફથી જે હીંદુના દેવો કહેવામાં આવ્યા છે તે સંબંધે જુદી જુદી જાતની તકરારો કરવામાં આવી છે તેનો વીચાર કરવાનો છે.

## માલકી.

પહેલી તકરાર એવી છે કે એ મંદીર પાટણ જૈન સંઘની માલકી કબજાનું છે અને અમે સં. ૧૯૧૨ થી વહીવટ કરતા આવ્યા છીએ; એવા નામના ઉતારા વિગેરે આરોપી તરફથી રજુ કરવામાં આવ્યા છે (ની. ૧૪૪) એ સંબંધી એટલું કહેવું બસ છે કે એ મંદીર ઘણું જુનું છે અને કોઇ એકલા માણસની માલકીનું નથી. આપણા દેવનું એક જુનું મંદિર ચારૂપમાં છે (ચારૂપમાં જૈનોની વસ્તી નથી) એમ

પાટણના જૈનોના ધ્યાનમાં આવ્યાથી તે લોકો ત્યાં સુખડ, કેશર તથા પુજાનો બંદોબસ્ત ત્યાં કરવા લાગ્યા, આગળ જતાં સં. ૧૯૩૭ માં જુનું જીર્ણ થયેલું દેહરૂં નવું બંધાવ્યું અને તેને ફરતો કોટ બંધાવ્યો તે પછી સં. ૧૯૬૪-૬૫ કે તે આરસામાં ત્યાં આરસ નંખાવ્યો અને તેજ આરસામાં મંદિર બહારની જમીન સરકાર પાસેથી વેચાતી લઇ ( ૧૪૫-૧૪૬ ) બહારનો નવો કોટ અને તેમાં ધર્મશાળા બંધાવી. એ બધો ખરચ જૈનોએ કર્યો છે અને ગામ વાળાએ કશો ખરચ કર્યો નથી. એ વાત ફરયાદીને કબુલ છે પણ એ કારણસર મંદીરનું સાર્વજનિક સ્વરૂપ જતું રહ્યું એમ નથી, એ સાર્વજનિક નથી એમ આરોપી તરફથી પણ કહેવામાં આવતું નથી કે કહેવાય નહિ પણ ફક્ત જૈનો પુરતું સાર્વજનીક એમ કહેવામાં આવે છે પણ એક વખત મીલકત સાર્વજનીક ઠરાવ્યા પછી તે અમુક એક કોમની મીલકત છે એમ કહેવાય નહિ. ફકત અમુક એક કોમને તેનો વહીવટ કરવાનો વિશીષ્ટ અધિકાર છે એટલુંજ થશે. ઉપર બતાવ્યા પ્રમાણે જૈન લોકોએ મંદીર ઉપર ખરચ કર્યાથી હીન્દુઓ વીરૂદ્ધ તેમની માલકી કે કબજો થયો એમ બીલકુલ કહેવાય નહિ. ફકત હીન્દુઓને તેનો વહીવટ સંબંધે કંઇ કેટલો અધિકાર આપવો એટલોજ સવાલ રહેશે. પણ હીંદુઓ વિરૂદ્ધ કબજો થયો એમ એવી સાર્વજનીક મીલકત સંબંધે બીલકુલ કહેવાય નહિ, મીલકત સાર્વજનીક કર્યા પછી કોઇ પણ ખાનગી માણસના મંદીર જેવી મીલકત સંબંધે શો હક્ક હોય તેમાં દર્શન પુજા વગેરે કરવાનો હકક એટલોજ તે સંબંધે વીરૂદ્ધ કબજો કેવી રીતે થઇ શકે; અને હકીકતમાં પણ હીંદુઓ દર્શન કરવા આવતા એમ ફરિયાદી પક્ષનો પુરાવો છે અને પુજારી ( ની. ૧૪૮ ) તથા ચોકીયાદ ( ની. ૧૪ ) એ પ્રમાણેજ કહે છે. આરોપીના સાક્ષી પૈકી કોઇ ગામમાં રહેનાર નથી, છતાં હીંદુ દર્શન કરવા આવતા નથી એમ કહેવા તૈયાર થાય છે તો પણ સાક્ષી ચંદુલાલે ( ની. ૧૫૬ ) બીજી જુબાનીમાં એમ કહેલું કબુલ રાખ્યું છે કે હીંદુઓ આવે તે કહે કે અમને સામળાજીનું દર્શન કરાવો.

## મંદીરમાંની મુરતીઓ ફેરવી નંખાય કે કેમ?

માટે એમ ઠરાવું છું કે હીંદુ લોકો આ મંદીરમાં દર્શન કરવા આવતાં હવે બીજો સવાલ એવો છે કેઃ—જૈનોએ વહીવટ શરૂ કર્યો

એટલે મંદીરમાં જે મુરતીઓ હોય તેમને ગમે તે રીતે ફેરવી નાખવાને તેમને હકક પોહોંચે છે કે કેમ ? આ કામમાં વિશેષ હકીકત એવી છે કે મંદીર પાટણ જન સંઘની માલકી કબજાનું કહેવામાં આવે છે, એ જૈન સંઘ એટલે કોણ એ કંઇ પુરાવામાં આવ્યું નથી પણ સંઘની તરફથી એક જુદી દુકાન સં. ૧૯૫૮ થી કાઢવામાં આવી અને ટ્રસ્ટીઓ વિગેરે નેમવામાં આવેલા છે એવી કંઇ હકીકત નીકળી છે, આરોપી ૧ ટ્રસ્ટી પૈકી નથી પણ સંઘ તરફથી ચારૂપ મંદીરનો વહીવટ જુવે છે, એટલે ત્યાં નોકર ચાકર વિગેરેનો પગાર આપવાનું તથા નવું બાંધકામ વિગેરે દેખરેખ રાખવાનું કામ કરતો પણ ચોઢેલી મુરતીઓ ઉખેડવી એવું મહત્વનું કૃત્ય તે પોતાની જબાબદારી ઉપર કરી શકે એમ બીલકુલ જણાતું નથી. આરોપી તરફથી જે હકીકત કહેવામાં આવે છે તેમાં એ કૃત્ય જૈન સંઘ કે કમીટીએ ઠરાવ્યું હતું એમ બીલકુલ આવતું નથી અને એવી હકીકત હોત તો શુદ્ધબુદ્ધી વખતે સાબીત થાત પણ ઉલટ જે હકીકત કહેવામાં આવે છે તેમાં એ કૃત્ય તદન બે દરકારથી કરવામાં આવ્યું છે એમ જણાશે. ગુન્હાની તારીખ પહેલાં ત્રણ મહિના ઉપર એક વખત ચંદુલાલ નહાલચંદ (ની. ૧૫૬) આરોપી ૧ ને વાત કરેલી કે ત્યાં કીડીઓ થાય છે. વચમાં કંઇ વાત થએલી નહિ તે પછી પુનમના આગલે દહાડે (ગુન્હાના આગલે દહાડે ) ચંદુલાલ ચારૂપમાં આરોપી ૧ ને તે વાત કહે છે ત્યારે આરોપી કહે છે કે મજુરો છે તેની પાસેથી ઠરાવ અને આરસનું પાટીયું છે તે નંખાવ. એ વખતે તે મંદીરની ધર્મશાળામાંજ હતા છતાં શું કામ કરવાનું છે તે જોવા આરોપી જતો નથી કે આરોપી ૫ ને ત્યાં દેખરેખ રાખતો હતો તેને કે મજુરોને કહી રાખતો નથી અને બીજે દીવસે બપોરની ટ્રેનમાં ચાલી જાય છે અને ચંદુલાલ એકલો તે પછી તે કામ પીતાંબર પાસેથી કરાવે છે એટલે ફકત પીતાંબરનેજ કહી જાય છે અને પાટીઉં બેસાડયા પછી મુરતીઓ કેવી રીતે બેસાડવાની તે કહી રાખતો નથી. અને પોતે નજીકના ગામમાં ચાલી જાય છે અને સાંજરે આવીને જુવે છે તો મુરતીઓ ઉખેડેલી પણ પાટીયું પુરતું નહીં માટે બેસાડેલું નહિ એ હકીકત માનવા જેવી નથી એટલુંજ નહી પણ એજ સાક્ષીએ બીજી જુબાનીમાં એમ કહેલું છે કે એ મુરતીઓ કોણે ઉખેડી તે મને ખબર નથી અને તે ઉપરથી એમ જણાય છે કે એ સાક્ષીના સલાહથી એ કામ થએલું છે અને પોતે બીજા નજીકના ગામ ચાલી ગયો છે; અને તેથી તેની

ગેરહાજરી હતી અને તે પણ પીતાંબરે બતાવેલા હાલના આરોપીઓ ઉપરાંત પોતે આરોપીમાં હોવો જોઇતો હતો

## એ મુરતીઓ પ્રથમ પણ ઉખેડલી.

આરોપીઓ તરફથી એમ કહેવામાં આવે છે કે મહાદેવ વિગેરે મુરતીઓ પ્રથમ પણ ઉખેડેલી હતી. ગણપતીના પાછળ આરસ છે તેજ પ્રમાણે પારવતી આરસમાં કોચીને બેસાડેલી હતી એવી હકીકત કામમાં નીકળેલી છે અને કોર્ટ પોતે મંદીર જોવા ગયેલી તે વખતે તેવીજ સ્થિતિ જણાયેલી. સં. ૧૯૬૪–૬૫ માં આરસ કર્યો તે વખતે એ થયું છે એમ કહેવું છે પણ તે વખતનો પ્રત્યક્ષ કામ કરનાર કે કરાવનાર કોઇ સાક્ષીમાં આવતો નથી પણ સ્થિતિ ઉપરથી એમ જણાય છે કે એવું હોવું જોઇએ. તેજ પ્રમાણે મહાદેવની જલાધારી પણ તેજ વખતે બેસાડેલી એમ કહેવું છે. મહાદેવનું પ્રથમ લીંગ હતું અને પછી જલાધારી થઇ એવું ફરીયાદીનો સાક્ષી પણ કહી ગયેલો છે. ( ની. ૪૯ અને તે બદલની સ્પષ્ટતા થઇ નથી, જલાધારીનું કાણું નાનું હોવાથી લીંગ ઉખેડયા વગર જલાધારીમાં બેસાડાય નહિ એમ સાક્ષી ( ની. ૧૬૪ ) પ્રત્યક્ષ જોઇને કહે છે અને તે પ્રમાણે હોવું જોઇએ એમ લાગે છે પણ મહાદેવ છોમાં બેસાડેલો હતો એમ ફર્યાદીનો તેજ સાક્ષી ( ની. ૪૯ ) કહે છે અને બીજા સાક્ષી પણ કહે છે અને જલાધારી કોણે બેસાડેલી તે બદલની પુરી હકીકત આરોપી તરફે આવતી નથી એ હીંદુઓએ બેસાડેલી હોવી ન જોઇએ એમ આરોપીઓનો સાક્ષી ( ની. ૧૪૯ ) કહે છે એટલે પ્રથમ જલાધારી ન છતાં એવો સુધારોજ જેને કહેવો જોઇએ તે કેમ થયો તેનો કશો ખુલાસો આરોપી તરફથી આવતો નથી.

## મુરતીઓ સ્થાપીત હતી કે કેમ?

એક વખત મુરતીઓ ઉખેડી હોયતો બીજી વખત પણ ઉખેડવાનો હક પ્રાપ્ત થાય છે એમ નથી એ ફકત શુદ્ધબુદ્ધિનો સવાલ છે, મહાદેવ વિગેરે મુરતીઓ રીતસર શાસ્ત્ર પ્રમાણે સ્થાપીત કરેલી છે કે નહિ, એ મહત્વનો સવાલ નથી, અને તે જોવાનું આ કામની હકીકતમાં બીલકુલ કારણ નથી. જુની મુરતીઓ છે એ વાત કબુલ છે અને તે બેસાડેલી હતી એટલીજ વાત બસ છે, અને બેસાડેલી મુરતીઓ ઉખેડવું એ ઘણુંજ

જોખમ ભરેલું છે અને તેથી તે મુરતીને પવીત્ર માનનારાઓની લાગણી દુખાય એમ દરેક માણુસ જાણતો હોવો જોઇએ એમજ માનવાનું છે અને આરોપીઓ એ પ્રમાણે માનતા ન હોય એમ માનવાને કંઇ કારણુ નથી. બેસાડેલી મુરતીઓ ઉખેડેલી છે તો તે યોગ્ય કારણુસર ઉખેડેલી છે એમ બતાવવાનો બોજો આરોપીઓ ઉપર છે. તેમના તરફની હકીકત માનવા જેવી નથી એટલુંજ નહિ પણ સમાધાનકારક પણ નથી. કંઇપણ પ્રથમ તૈયારી કર્યા વગર મુરતીઓ ઉખેડેલી છે, અને ઉખેડેલી પડી મુકી છે અને એવી મુરતીઓ જોઇ લાગણી દુઃખાય એમ આરોપીઓ સમજતા હોવા જોઇએ. પાટીયું બેસાડયા પછી તેના ઉપર મુરતીઓ બેસાડવાની હતી એમ કહેવામાં આવે છે, પણ તે સ્પષ્ટ નથી અને જેવીને તેવી બેસાડવાનો સ્પષ્ટ ઇરાદો સાબીત થાય તો આરોપીઓ વિરૂદ્ધ વખતે ગુન્હો ના સાબીત માનવામાં આવત, પણ એ હકીકત સ્પષ્ટ નથી એટલુંજ નહિ પણ સાક્ષીથી ચંદુલાલને મુરતીઓ હજી બેસાડવા તૈયાર છો એમ પુછતાં સીધો જવાબ આપતો નથી. અને બેસાડીએ એમ કહે છે, આરોપીઓ તરફથી મહાદેવ પાર્વતી એ દેવોને નામ આપવામાં આવતું નથી એટલુંજ નહિ પણ મહાદેવને ઓરસીઓ વીગેરે અપમાનકારક શબ્દથી તેનું વર્ણન ચંદુલાલ વિંગેરે આરોપીના સાક્ષી કરે છે.

ઉપર બતાવ્યા પ્રમાણે આરોપીઓએ જે પોતાને માથે શુદ્ધબુદ્ધિ બતાવવાનો બોજો હતો તે સાબીત કરેલો નથી અને મંદીરની હકીકત ઉપર બતાવેલી છે તે ઉપરથી આરોપી ૧ જેવો માણુસ જે ફકત મંદીરનો વહીવટ કરતો હતો તેણે યોગ્ય સલાહ વગર અગર હીંદુઓની સંમતી વગર મુરતીઓ ઉખેડવાનું જેવું મહત્વનું કામ કર્યું છે તેમ કરવાને તેને અધિકાર નહોતો એટલુંજ નહિ પણ તેની શુદ્ધબુદ્ધિ પણ જણાતી નથી. પ્રથમ એક વખત ઉખેડેલી હતી એમ કહેવામાં આવે છે પણ તે સંબંધીની પુરતી હકીકત કોર્ટ આગળ આવેલી નથી, અને તે વખતે તે કૃત્ય ગુન્હાઇત નહતું એમ નથી, અને તેટલીજ વાત પકડી ફરી બીજી વખતે બેસાડેલી મુરતી ઉખેડી નાખવાનો અધિકાર પ્રાપ્ત થતો નથી કે તેના ઉપર આધાર રાખી ફરી ઊખેડાય નહિ એમ ઉપર બતાવેલું છેજ.

તો થએલું કૃત્ય ફો. ની ક. ૨૫૬ પ્રમાણે ગુન્હાઇત થાય છે એમ ઠરાવું છું.

## કૃત્ય કોણે કરેલું ?

બીજો સવાલ એ કૃત્ય કોણે કરેલું તે છે એ સંબંધે ઘણી તકરાર છે, ફરીયાદીએ પ્રથમ પોલીસ આગળ જાહીરાતમાં પાંચે આરોપીઓના નામ બતાવેલાં ખરાં પણ નં. ૨-૩-૪ ના બાપનાં નામ બતાવેલાં નહિ અને સાક્ષીમાં અબદુલ રહેમાન સલાટનું નામ બતાવેલું અને પીતાંબરનું નામ બતાવેલું નહિ.

## ફરીયાદીને કેવી ખબર મળી.

કામમાં જે હકીકત આવેલી છે તે ઉપરથી ફર્યાદીને મુરતીઓ ઉખેડયાની ખબર સાંજરે હાલા બારોટ ( ની. ૧૩ ) પાસેથી પડી. હકીકત માં અમને એમ લાગે છે કે મુરતીઓ ઉખેડેલી જોઇ તે કૃત્ય મુસલમાન પાસેથી કરાવેલું હોવું જોઇએ એમ માની અબદુલ રહેમાનનું નામ બતાવ્યું અને ફરીયાદી ( ની. ૭ ) કહે છે કે પાછળથી બીજી હકીકત માલુમ પડયું તે પીતાંબરની જુબાની જે વખતે પોલીસ આગળ થઇ તે વખતે ખરી હકીકત ખબર પડેલી હોવી જોઇએ; એ સબંધેની હકીકત તપાસ કરનાર પોલીસ અમલદારે પોતે થઇને સાક્ષીમાં આવી બતાવવી જોયતી હતી એવી આરોપી તરફેની તકરાર બરાબર છે પણ તેટલાજ કારણસર પાછળથી જુદી હકીકત ઉભી કરી છે એમ માનવા કારણ નથી.

## આરોપી ૧ ની ગેરહાજરી સંબંધી

આરોપી ૫ ત્યાં દેખરેખ રાખવા માટે હતોજ, આરોપીઓ નં. ૧ થી ૪ ત્યાં કયારે આવ્યા અને કયારે ગયા તે સંબંધની હકીકત સ્પષ્ટ નથી. આરોપી ૧ તરફથી પણ જે સાક્ષીઓ રજુ છે તે જુઠાછે, ( ની. ૧૫૨-૧૫૫-૧૭૨ ) સાક્ષી ચંદુલાલ ( ની. ૧૫૫ ) ભરોંસાને પાત્ર નથી એમ ઉપર બતાવેલું છે. સાક્ષી ( ની ૧૭૨ ) એવોજ છે તે ફક્ત ૧।। ગાઉ આવે છે તે સવારથી સાંજ સુધી ચારૂપ રહે છે અને એમના એમ નકામા બેસી રહે છે અને તડકાનું કારણ બતાવે છે. સાક્ષી ( ની. ૧૫૨ પણ કહે છે કે પાટણ જતી વખતે તથા પાટણથી આવતી વખતે આરોપી ૧ સાથે હતો તે હકીકત આરોપી ૧ ની હકીકતથી ખોટી પડે છે. તેજ પ્રમાણે ગાડીમાં બેસી સ્ટેશન ઉપર ગયો તે હકીકત ઉઘાડ જુઠી જણાય છે. તેજ પ્રમાણે જતી વખતે ચંદુલાલે પબાશન ઉપર સુધારો કરવા સંબંધે

પુછયું તે હકીકત પણ ચંદુલાલની હકીકતથી ઉલટ પડે છે. એટલે આરોપી બતાવે છે તે પ્રમાણે ગેરહાજરી સાબીત નથી. આરોપીઓ નં. ૨ –૩-૪–૫ તરફથી પુરાવો નથી.

## મુખ્ય સાક્ષી પીતાંબર છે.

હવે ફરિયાદ તરફથી જે સાક્ષીઓ થયા છે તેમાં કંઇ વખતે ગુન્હો બન્યો તે સંબંધે પીતાંબર અને અબદુલ રહેમાનની જુબાની અને ગોકાજી ( ની. ૧૪ ) અને હાલા બારોટની જુબાનીમાં ( ની. ૧૩ ) તફાવત છે, અમારા માનવા પ્રમાણે ગોકાજીએ અને હાલા બારોટે ફકત મુરતીઓ ઉખેડેલી જોઇ છે તે શીવાયની તેમની હકીકત અમને ખરી લાગતી નથી પણ ગોકાજી ત્યાંનો ચોકીયાત છે તે પાંચે આરોપીઓની તે દીવસની હાજરી બતાવે છે. તે ખરૂં નહિ માનવા કારણ નથી તે શીવાય અબદુલ રહેમાન ( ની. ૫૧ ) પણ હાજરી બતાવે છે, અને પીતાંબરને ટવકો કર્યો તે આરોપી ૫ એ એમ આવાજ પરથી કહેછે. ચંદુલાલ ત્યાંજ રહેતો હતો અને ઘણા દહાડા કામ ચાલતું હતું તો અવાજ ઓળખવા હરકત હતી એમ નથી. અને મુખ્ય સાક્ષી પીતાંબર છે. ( ની. ૮ ) તેના કહેવા પ્રમાણે આરોપી ૫ હથોડા ટાંકણા લઇ આવ, એવો ટવકો કર્યો અને અંદર જતાં આરોપી ૧ એ મુરતીઓ ઉખેડવા કહ્યું મેં ના પાડી એટલે તેણે પોતે થઇને ઉખેડી. ઉલટામાં ચંદુલાલે નં. ૫ એ ઉખેડી એમ કહે છે પણ તેનો ખુલાસો તેણે ફેરતપાસમાં આપ્યો છે કે એ ગભારામા હતા એટલે ચંદુલાલનું નામ આપ્યું તે ખુલાસો ખોટો માનવા કારણ નથી. આરોપીઓ ૧–૫ ગભારામાં હતા અને આરોપીઓ ૨–૩–૪ બહાર છત્રીના થાંભલા પાસે હતા અને ઝટ કરો એમ આરોપી ૧ ને કહેતાં એમ કહેછે એ હકીકત ખોટી માનવા અમને કારણ જણાતું નથી પાછળથી એક પીળું પાટીયું મેં કાઢયું અને પછી બીજું મોટું પાટીયું મહાદેવ બેસાડેલા તે જગ્યામાં બેસાડવા કહ્યું તે પુરતું નહિ અને મસાલો નહિ માટે બેસાડયું નહિ એમ કહે છે એ બધી હકીકત અમને ખરી લાગે છે, આરોપી ૧ ત્યાં નો વહીવટ કરનાર હતોજ અને આરોપી ૫ ત્યાં દેખરેખ રાખતો હતો તો આ પ્રસંગે પણ હાજર હોય એ સંભવીત છે અને આરોપીઓ નં. ૨–૩–૪ નું ખોટું નામ દેવા આ સાક્ષીને કંઇ કારણ હતુ એમ જણાતું નથી ચારે આરોપીઓ સવારે બળદ ગાડીમાં

આવ્યા અને બળદ ગાડીમાં સાંજરે ગયા એમ એનું કહેવું છે, આરોપી તરફથી એમ કહેવામાં આવેલું છે કે આ સાક્ષી પીતાંબરેજ મુરતીઓ ઉખેડેલી છે, પણ આ સાક્ષી ત્રણે મુરતીઓ આરોપીએ ઉખેડી એમ બતાવે છે તેમાં ગણપતી ઘણો મોટો છે અને એમાં કેટલોક વખત ગયો હશે અને એ હકીકત ખોટી હોય, એ સાક્ષીને ઉલટમાં વિસ્તારપુર્વક હકીકત કઇ મુરતી પ્રથમ ઉખેડી વિગેરે હકીકત પુછવામાં આવત અને તેમ કરવાથી સાક્ષી કેટલો ખરો છે કે ખોટો છે તે જણાયા વગર રહેત નહિ પણ તે સંબંધે એકે સવાલ પુછવામાં આવ્યો નથી. આ સાક્ષીની હકીકત અમને ખરી લાગે છે એટલે સંગન મતથી આ પાંચે આરોપીઓએ આ ગુન્હો કર્યો છે એમ થાય છે.

કામમાં બીજી તકરારો બતાવવામાં આવી છે પણ તેનો વિશેષ વિચાર કરવાનું અમને કારણ જણાતું નથી. ફરિયાદી તરફથી તથા આરોપી તરફથી શાસ્ત્રીઓની (નીઃ ૭૧–૧૬૪) જુબાની લેવામાં આવી છે પણ તેનું મહત્વ કામમાં કશું નથી. શાસ્ત્રોકત લીંગ એ છે કે નહિ તેનુ ઉથ્થાપન થાય કે નહિ વિગેરે સવાલ મહત્વના નથી.

એ ગુન્હાઇત કૃત્ય આરોપી ૧ ત્યાં વહીવટ કરતો હતો તેની સંમતી વગર થયેલું ન હોવું જોઇએ. અને તેની સંમતી વગર થઇ શકત નહિ માટે તે વધારે સજાને પાત્ર છે. ફરિયાદી તરફથી ની. ૫૪ ની અરજી ઉપર આધાર રાખી પ્રથમ એક લેહરનો વીચાર એમજ મુરતીઓ ઉખેડવાનો હતો એમ સાબીત માનવા માગે છે પણ તે હકીકત સાબીત નથી અને તે હાલના આરોપીઓ વિરૂદ્ધ પુરાવામાં લેવાય નહિ, જૈન સંઘનો એવો પ્રથમ ઇરાદો હતો અને તે કામ લેહરથી થયું નહિ અને હવે હાલના આરોપીઓ પાસેથી કરાવ્યું એવો કશો પુરાવો કામમાં નથી.

શ્રાવકોના વહીવટ સંબંધે ઉપર કહેવામાં આવ્યું છેજ. તેમનો વહીવટ હોય તો પણ મુરતીઓ એવી રીતે ઉખેડવાને હક્ક પહોંચતો નથી.

માટે જે કૃત્ય થયું છે તે હીંદુ લોકોના ધર્મને અપમાન પહોંચશે એમ જાણી અને તેવા અપમાન પોહોંચાડવાના ઇરાદાથીજ થયું છે એમ ઠરાવું છું, અમે પણ આ દેવને પુજીએ છીએ તે તેગને કેમ ઉખેડીએ

વિગેરે તકરાર આરોપીઓ તરફથી ઉઠાવેલી છે, પણ એ ફક્ત પાછળથી કહેવું છે અને તેમના પુરાવાથી એ લોકોએ એ મુરતીને વધારે પૂજ્ય માને છે એમ જણાતું નથી.

અમારૂં નાનું પરીઘર અને નાના સામળાજી પણ ઉખેડેલા છે એમ કહેવું છે, પણ તે ગુન્હાની તારીખે ઉખાડેલું હતું એમ સ્પષ્ટ નીકળતું નથી અને પોતાના નાના દેવ કંઇ સુધારા માટે ઉખેડે તો જે દેવને હીંદુઓ પુજ્ય માને છે અને જે બેસાડેલા દેવ હતા તેમને તે ઉખેડે એમ કહેવાય નહિ. જુનું પબાશન ઉપરનો લેખ (ની. ૧૨૩) રજુ કરવામાં આવ્યો છે તે ઉપરથી એટલુંજ થશે કે એ જુનું મંદીર છે. સભા મંડપમાં પોઠીઓ હતો તે પણ પ્રથમ ઉખેડેલો એમ ફરિયાદી તરફથી કહેવામાં આવે છે એ વાત આરોપી તરફથી કબુલ રાખવામાં આવતી નથી પણ તેના ઉપર આધાર રાખી પોઠીઓ ઉખેડયો તો કોઇએ તકરાર કરી નથી માટે આ દેવ ઉખેડીએ તો કોઇ તકરાર કરે નહિ, એમ માનીને વખતે આરોપીઓએ એ કૃત્ય કર્યું હશે એવી તકરાર છે, પણ તે બરાબર નથી. તે ઉપર જે પ્રથમ વીવેચન કર્યું છે તે ઉપરથી જણાશે. તા. ૨૩ નો ગુન્હો છતાં તા. ૨૯ સુધી ફરિયાદ કેમ થઇ નથી એવી તકરાર છે પણ સાર્વજનીક કામ હોવાથી અને દીવાન સાહેબ પણ તે અરસામાં આવ્યા હતા વગેરે કારણો યોગ્ય છે માટે ફો. ની. ક. ૨૫૬ –૫૦૨ પ્રમાણેનો ગુન્હો આરોપીઓ વિરૂદ્ધ સાબીત માનવામાં આવે છે

## હુકમ.

અને હુકમ કે આરોપી ૧ એ રૂા. ૩૦૦ નો દંડ આપવો, નહિ આપે તો ૬ છ મહીનાની સખત કેદની સજા ભોગવવી અને આરોપીઓ નં. ૨–૩–૪–૫ એ દરેકે રૂા. ૧૫૦ નો દંડ આપવો, નહિ તો દરેકે ૪ ચાર મહીનાની સખત કેદની સજા ભોગવવી. તા. ૨૪–૪–૧૬.

(દં. સ.) જી. આર. અગારકર

પા. ફો. ન્યા. વ. ૧

---

# પરિશિષ્ટ. ૬૩.

## પાટણ—ચારૂપ કેસ સંબંધી મંદીર ઉપરથી જપ્તી ઉઠાવવાનો

## ઠરાવ.

---

આ૦ પાટણ તાલુકાના ફોજદારે શેરા નં. ૧૪૫૩ તા. ૨૫-૧૦-૧૫ ચારૂપ ગામે સામળાજીના મંદીરમાં શ્રાવક લોકોએ મુરતી ઉથાપન કરી છે, **તે મંદીર સાર્વજનીક હોવાથી** દર્શન કરવામાં મોટું તોફાન થવાનો સંભવ છે માટે કામનો આખર નીકાલ થતાં સુધી સરકાર જમીમાં રહેવા કરેલા રીપોર્ટ લગત થયેલ ઠરાવ. ફીર મુ. નં. ૫ સ. ૧૯૭૫-૧૫.

### ઠરાવ.

### હકીકત.

મોજે ચારૂપ તા૦ પાટણ ગામે એકજ મંદીરમાં હીંદુના દેવ શ્રી માહાદેવ પાર્વતી અને ગણપતી અને જઇનના દેવ શ્રી સામળાજી છે. અને તે એક ઠેકાણે છે. હીદુના દેવની પુજા તથા જઇનના દેવની પુજા એકજ પુજારી કરે છે, હીંદુના દેવ પૈકી શ્રી માહાદેવની બીજા કોઇ હરામખોરોએ ઉખેડી નાંખી છે, તે બાબતનું કામ રા૦ પાટણ પહેલા વર્ગના ફોજદારી ન્યાયાધીશીમાં ચાલે છે. સદરહુ ગામે પાટણના કેટલાક ગૃહસ્થો ગયા હતા તે પૈકી જઇન લોકોને દર્શન માટે પેસવા દીધા, અને તે સીવાયના લોકોને મના કરી. જે લોકોને મના કરવામાં આવી તે લોકોએ આ૦ પાટણ તાલુકાના ફોજદાર તરફ રીપોર્ટ કર્યો કે, દેવસ્થાન સાર્વજનીક હોવાથી અમને અંદર જતાં જૈન લોકોએ પોલીસની મદદથી અટકાવ્યા. સદરહુ રીપોર્ટ સાથે રાખીને આ૦ ફોજદારે આજ રોજ તા૦ ૨૫-૧૦ નો રીપોર્ટ કર્યો છે કે, આવી રીતે અટકાવ થવાથી મોટું તોફાન થવાનો સંભવ છે. તેથી સદરહુ મંદીર માજીસ્ત્રેટ કોર્ટમાં કામ ચાલે છે તેનો નીકાલ થતા સુધી સરકાર કબજે રાખવું.

## પોલીસની મદદ માટે તપાસ થવા બાબત.

૨ ઉપર પ્રમાણે હકીકત આ૦ તાલુકા ફોજદારે જાહેર કરેલી છે. આ૦ ફોજદાર જે હકીકત લખે છે તે સંભવનીય લાગે છે. દીવાળી ઉપર ઘણા હીંદુ લોકો તથા જૈન લોકો સદરહુ મંદીરમાં દર્શન માટે જશે અને તે વખતે હીંદુ લોકોને અટકાવવામાં આવે અગર જઇન લોકોને અટકાવવામાં આવે તો તોફાન થવાનો સંભવ છે. **એ દેવસ્થાન સાર્વજનીક છે. તેમાં જવાનો જઇન લોકોને તથા હીંદુ લોકોને સરખો હક્ક છે.** તે બાબત ચોકસી કરવી એ જરૂરનું છે. જઇન લોકોને પોલીસની મદદ શા કામ માટે અને કેવી રીતે મળેલી છે, એ પણ જોવાની જરૂર છે.

## મંદીર સરકાર કબજે.

૩ ઉપરના કારણોથી હુકમ ફરવામાં આવે છે કે, સદરહુ મંદીર સરકાર કબજે લેવું. તે રા૦ પહેલા વર્ગ ફો૦ ન્યા૦ નો ઠરાવ થતા સુધી રાખવું; અને હીંદુ તથા જઇનના દેવ અપુજ્ય ન રહે એટલા માટે પુજારીને પુજા કરવાની સવડ આ. ફોજદારે કરી આપવી, **પુજારી શીવાય બીજા કોઇ લોકોને મંદીરમાં પેસવા દેવા નહીં** આ પ્રમાણે આ૦ ફોજદારે તજવીજ કરવી.

## ઠરાવ.

૪ આ૦ ફોજદારને જે હકીકત જાહેર કરેલી છે તે બાબત પુરાવો આપવા સારૂ તા૦ ૩૦ આકટોબર સન ૧૯૧૫ ના રોજ બંને પક્ષે પુરાવો રજુ કરવા પટાણ મુકામે હાજર થવા નોટીસ આપવી. તેજ પ્રમાણે સામાવાળા શાહ ચંદુલાલ ન્યાલચંદ તથા લેહેરચંદ આલમચંદ ઉપર બતાવેલી તારીખે જવાબ આપવા સારૂ નોટીસ કહાડવી.

## પોલીસના ખુલાસા બા.

૫ હાલ ત્યાં જે પોલીસ રાખવામાં આવી છે તે કોના હુકમથી, શું કામ કરવા માટે અને શા આધારે રાખેલી છે તે વીષે રા. રા. કડી પ્રાંત પોલીસ નાયબ સુબા સાહેબ તરફ લખી ખુલાસો મંગાવવો.

૬ આ ઠરાવ ફો. ની. ૬ ની કલમ ૬૦૧ પ્રમાણે કરવામાં આવે છે તા. ૨૫ અકટોબર સ. ૧૯૧૫ મું ઉંઝા.

( Sd ) J. B. Mohite.
પાટણ વી. ફો. ન્યા વર્ગ ૧

× × + ×

## જપ્તી ઉઠાવવાનો

### ઠરાવ.

કામના કાગળો ન્યા૦ આ૦ પાટણ તાલુકા ફોજદારનો રીપોર્ટ નં. ૬૦-૧૬-૧૬ નો રા૦ રી૦ કડી પ્રાંત પોલીસ નાયબ સુબા સાહેબ મારફત આવ્યો તે ન્યા૦ આં ચારૂપના સામળાજીનું મંદીર સરકાર કબજે રાખવા તા. ૨૦-૧૦-૧૬ નો દરમીયાન હુકમ થયો છે, તેમાં દીવાળીના તહેવારોમાં ચારૂપગામે ઘણા જૈન તથા હીંદુ લોકો જવાના અને તેથી સુલેહનો ભંગ થવા બાબત લખેલું છે, તે દીવાળીના તહેવારો સલાહ શાન્તીથી પસાર થયા છે, વળી ચારૂપગામના લોકોથી હકીકત પુછતાં પણ સુલેહનો ભંગ થવા સંભવ નથી, એમ ૧૧ ના કાગળથી ખાતરી કરી લીધી છે, એટલે તેવોએ પુર્વવત દર્શન-બાધા આખડી કરવાની છુટ રહેવા માગણી કરી, અને સુલેહનો ભંગ ન થવા પણ ખાતરી આપેલી છે માટે તે પ્રમાણે તેમને દર્શન-બાધા-આખડી કરવા હરકત હવે રહેશે નહી, એટલે હવે જપ્તી રાખી લોકોને દર્શનની-બાધા-આખડીની હરકત કરવા કારણ રહેતું નથી. સબબ ફોજદારી ની૦ ૬ ની કલમ ૬૦૪ અનવયે સરકાર જપ્તી ઉઠાવવામાં આવે છે.

જપ્તીમાં જે જે વસ્તુ જેમને સોંપી છે તે તેમને પરત સોંપવી પાવતી લેવી. તા, ૧૧-૧૧-૧૬ મુ. વાગડોદ.

(સ) સંપતરાવ ગાયકવાડ
ઈ. પાટણ વી. ફો. ન્યા. વર્ગ ૧.

( ૬ ) અસલ મુ. કરનાર.
કલ્યાણરાય રસીકરાય.

ખરી નકલ.
J. B. Mohite,
૩૧-૧૦-૧૬.
વી. ફો. ન્યા.

---

**આ બાબત ના૦ વરીષ્ટ કોર્ટમાં થયેલી તપાસણી અરજ નામંજુર થઇ છે.**

# પરિશિષ્ટ. ૬૪

**'એકાદશ રૂદ્ર છે'**

## રા. વાડીલાલ લલ્લુભાઇની જુબાનીનો ફકરો.



(પાટણ મહાલના ફોજદારી ન્યાયધીશ ૨ વર્ગની રૂબરૂ)

**સવાલ**—ચારૂપ ગામના મંદીરમાંથી મહાદેવ, પારવતી, ગણપતી વીગેરે દેવની મુર્તીઓ ઉખેડી નાખ્યાના સંબંધમાં તમારે શું કહેવાનું છે?

**જવાબ**—હું ભાદરવા સુદી ૧૪ ના રોજ પાટણથી ચારૂપ ગામમાં જઇને દીવસે ત્યાંહાં રહ્યો હતો તે વખતે ચંદુલાલ નાહાલચંદે મને પુછ્યું કે **દહેરામાં મહાદેવજી (એકાદશરૂદ્ર)** છે તેનું અને દેવ શામળાજીનું પાણી ભેંતોમાં પેશી કીડીઓ નીકળે છે, માટે એની દુરસ્તી કરાવીશું કે? ત્યારે મેં હા કહી એ દુરસ્તી કરવા માટે મહાદેવજીનો નીચેનો પથરો તોડી કાઢી અને ગણપતિ તથા પારવતી ભીંતમાં અમારા શામળાજી જોડે હતા તેમને ભીંતમાંથી ઉખેડી કાઢવા અને તળે પથરો નંખાવવો એટલે દુરસ્તી બરોબર થશે એમ મેં કહ્યું હતું.

(પાટણ મ. ફો. ન્યાયાધીશ
લ. વિ. કાનડેની રૂબરૂ)

---

## પરિશિષ્ટ ૬૫

'ચારૂપના દહેરામાં ગણપતિ છે.'

### રા. કેશવલાલ મંગળચંદની જુબાનીમાંથી ફકરો.



(પાટણ ફોજદારી ન્યાયાધીશ વર્ગ ૧ ની રૂબરૂ)

(ક્રૉસતપાસમાં રા. કેશવલાલ કહેછે:-)

અમારા દેવલમાં તીર્થંકરો સીવાય દેવીઓ વિગેરેની મુરતીઓ હોયછે. એ બીજી દેવીઓ વિગેરે દેવો હોય તેની પુજા વીગેરેની વ્યવસ્થા જૈન તરફથી થાય.

ચારૂપના દહેરામાં ગણપતી છે તે મારા જોવામાં આવ્યો છે

---

## પરિશિષ્ટ ૬૬

'બધા દેવોને અમે પુજીએ છીએ.'

### રા. પુનમચંદ રામચંદની જુબાનીમાંથી ફેકરા.



(પાટણ ફોજદારી ન્યાયાધીશ વર્ગ ૧ ની રૂબરૂ)

સવાલ—એ દેહરાની અંદર જલાધારી વીગેરે જોવામાં આવ્યું છે?

જવાબ—ના, જલાધારી એટલે શું તે મને સમજણ પડતી નથી. જલાધારીનો આકાર વકીલે કાઢી બતાવ્યો તે ઉપરથી સાક્ષી કહે છે કે એવા આકારવાળું પબાસન ઉપર છે તે આસરે ૮–૯ વરસથી જોવું છું

કોર્ટ—તે પહેલાં ન હતું જ એમ તમારૂં કહેવું છે?

જવાબ—જલાધારીના વચમાં એક કાળા રંગની મુર્તી છે. એ કાળી મુર્તી જલાધારીમાં કોચીને ઘાલેલી છે. એ કાળી મુર્તિ આરપાર જઇ

શકે એવી નથી કારણ ઉપરથી જાડું છે, અને તળે પાતળું છે એટલે કાળી મુર્તીનું ઉપર મથાળું જળાધારીના કાણા કરતાં મોટું લાગે છે, એ કાળાદેવ પહેલા છુટા હતા. જઇન દેવળમાં ઘણામાં ગણપતિ, દેવીઓ તથા એવા દેવો વીગેરે હોય છે.

કોર્ટ—એવા એટલે કાળી મુર્તી કહી તેવા ?

(જવાબ) એવા ઉપરના બધા દેવને અમે માન આપીએ છીએ અને પુજીએ છીએ.

(પાટણ ફોજદારી ન્યાયાધીશ વર્ગ ૧ મે.
ગજાનંદ રઘુનાથ અગાસકરની રૂબરૂ).

---

## પરિશિષ્ટ ૬૭

## ' બસોડીએ. '

### રા. ચંદુલાલ નહાલચંદની જુબાનીમાંથી ફકરા.

(પાટણ ફોજદારી ન્યાયાધીશ વર્ગ ૧ ની રૂબરૂ)

હું મારા ધર્મ પ્રમાણે સોગન ઉપર લખાવું છું કે મારૂં નામ ચંદુલાલ છે. મારા બાપનું નામ નહાલચંદ છે મારી ઉમર આસરે ૫૫ વર્ષની છે, મારી જાત શ્રાવક વાણીયા છે. મારો કસબ વેપાર છે. હું રહેવાસી પાટણ છું.

(સરતપાસમાં)—ચારૂપનું દેરાસર તથા તે અંગની મીલકત એને કબજે વહીવટ જઇન શ્વેતાંબર સંઘનો છે. જાની ગોપાળ કેશવરામને ઓળખતો. એ મરી ગયો છે. નહાલચંદ ખેમચંદને ઓળખતો, અને કુંભાર ગોવીન્દ વસ્તાને ઓળખું એ બન્ને મરી ગયા છે, અમારા દેવળમાં ગણપતી દેવીઓ હોય છે. તથા ભઇરવ અને હનુમાનની મુર્તી હોય છે. બાણુ અગર લીંગ કહેવાય તેવું પણ કોઇ ઠેકાણે હોય

**છે એ જે દેવ અમારા દહેરામાં હોય છે તે અમારા દેવ છે.** ચા-રૂપમાં ગયા ભાદરવા સુ. ૧૩ ના રોજ હું ગયો હતો તે મારી ઉગરાણી ત્યાં છે માટે અને પુનમ આવતી હતી, માટે દરશન કરવા. આરોપી ૧ ને ઓળખું એ મારા ગયા પછી બીજે દીવસે ત્યાં રેલગાડીમાં આવેલો પછી એ આરોપી ૧ પુનમને દહાડે પાછો આવ્યો તે રેલગાડીમાં. આરોપી ૧ સાથે મારી વાતચિત ચૌદસના રાત્રે થઇ હતી તે એવી કે મેં કહ્યું કે મોટા પબાસન ઉપર ગણપતિની જોડે ત્યાં કને કીડીઓ નીકળે છે અને પાણી ભરાઇ રહે છે તેથી આ દુરસ્ત કરાવવાની જરૂર છે ત્યારે વાડીલાલ કહે કે કારીગર અહીંયાં છે, તે કરાવી લેજો. **પાણીઓ ભરાયાથી કીડીઓનું મરણ થાય. અમારા ધર્મ પ્રમાણે કીડીઓ મરે તો અમારી લાગણી દુખાય અને દોષ લાગે.** હું તેરસના દહાડે ચારૂપ આવેલો ત્યારથી તે પુનમ સુધી આરોપીઓને નં. ૨ થી ૪ ને ત્યાં જોયલા નહિ હું નાયતે ગયો હતો ત્યાં મારી ઉઘરાણી હતી અને બંધાવેલી ભેંસ હતી અને નાયતેથી તેજ દીવસે સાંજરે ૭ વાગે ચારૂપ પાછો ગયો હતો નાયતેથી ચારૂપ ૨-૨॥ ગાઉ છે. આરોપી ૫ ને ઓળખું એ ચારૂપમાં મજુરો ઉપર રેખદેખ રાખે છે. રાત્રે વાત આરોપી વાડીલાલ સાથે થઇ તે પછી બીજે દીવસે જે વખતે વાડીલાલ રેલપર જવા નીકલ્યા તે વખતે મેં કહ્યું કે મોયલીકોર પબાસન દુરસ્ત કરાવી લઉ છું. ત્યારે વાડીલાલ બોલ્યો કે આ કારીગર છે તે દુરસ્ત કરાવ. કારીગર હીંદુ હતો એક કુંભાર હતો પછી વાડીલાલ ગયા કેડે અર્ધાપાઉણી કલાકે મેં એને બોલાવ્યો અને અંદર લઇ જઇ બતાવ્યું અને **આ બધું ઉખેડીને સમું કરાવી આરસના પત્થર ચોઢીદો અને પછી જે પ્રતિમા ઉઠાવે તે જ્યાંને ત્યાં મુકી દો.**

× × × × + ×

**( ઉલટ તપાસમાં )**

**સવાલ**-પ્રાટીઉ બેસતું આવત તો પછી મુરતીઓ કેવીરીતે બેસાડવાની હતી ?

**જવાબ-જે પ્રમાણે હતી તે પ્રમાણે.** અને આજે પણ તેવીને તેવી મુરતીઓ બેસાડવા તમો તૈયાર છો એના જવાબમાં કહે છે કે " **બેસાડીયે " એટલે બેસાડવા તૈયાર છીએ.**

**( પાટણ ફો, ન્યા૦ વ. ૧ની રૂબરૂ )**

# પરિશિષ્ટ ૬૮.

# જૈન ભાઇઓએ તૈયાર કરેલો ખરડો.



## પાટણના જૈનભાઇઓ તરફથી તેમના વકીલ પાસે લખાવી ચારૂપ કેસના લવાદ શેઠ પુનમચંદ કરમચંદ, કોટાવાળાને આપવામાં આવેલો ખરડો.



### 'પંચનો ઠરાવ.'

શ્રી ચારૂપ તા. પાટણ ગામમાં શામળાજી પાર્શ્વનાથનું જૈન શ્વેતાંબર દેવાલય છે. સદરહુ દેવાલયમાં શ્રી જૈન ધર્મના દેવ શામળાજી બિરાજે છે તે દેવ પાસે શ્રી મહાદેવજી, ગણપતિ વિગેરે દેવોની નાની પ્રતિમાઓ પણ બીરાજમાન છે. સદરહુ પ્રતિમાઓનું ઉત્થાપન થવાથી જૈન ધર્મના અનુયાયી નહી એવા સનાતન ધર્મવાળી પ્રજાની ધર્મની લાગણી દુખાઇ કહી ચારૂપ તથા પાટણ વસતા સનાતન ધર્મવાળાએ સમુદાયની જૈનસંઘ વિરૂધ્ધ લાગણી ઉશ્કેરાઇ, પરિણામે સનાતન ધર્મવાળા પોતાના ધર્મના નિમીતે શ્રી શામળાજીના દેવળમાં હવન કર્યો જેના પરિણામે જૈન સંઘની લાગણી દુખાણી પરિણામે અરસ્પરસ મહાભારંત કલેશ ઉત્પન્ન થયા છે. સનાતન ધર્મના અનુયાયીઓ તરફથી કેટલાએક ઇસમો ઉપર પાટણ ફોજદારી ન્યાયાધીશી વર્ગ ૧ માં ગુ. મુ. નંબર—ની ફરીયાદ દાખલ કરી જેમાં તે કામના આરોપીઓને દંડ થયો જેના ઉપર કડીપ્રાંત ફોજદારી ન્યાયાધીશીમાં ગુ. વી. નંબર—નો આરોપીઓ તરફથી દાખલ કરવામાં આવ્યો જેમાં આરોપીઓ દોષ મુક્ત ઠર્યા જે વિરૂદ્ધ નામદાર વરીષ્ટ ન્યાયાધીશીમાં મુળ ફરીયાદી વિવાદ દાખલ થયો છે. બીજી તરફ શામળાજીનો વહીવટ કરનાર જૈન સંઘવાળા ચંદુલાલ મારફત મંદીરમાં હવન કરી ધર્મસ્થાન ભ્રષ્ટ કર્યા કહી પાટણ ફોજદારી ન્યાયાધીશી વર્ગ ૧ માં ગુ. મુ. નંબર—ની ફરીયાદ દાખલ કરી જેમાં તે કામના આરોપીઓને બીન તહોમત છોડી મુકયાથી કડીપ્રાંત ફોજદારી ન્યાયાધીશીમાં તપાસણી અરજ

નંબર—નો દાખલ થયો પરિણામે કામની ફરી અગાડી ચોકસી કરવા હુકમ થયો છે જે કામ હાલ મસેસાણા ફો. ન્યા. વર્ગ ૧ માં વર્ગ ફેર થવાથી ચાલુ છે.

ઉપર મુજબ બન્ને કોમો વિરૂદ્ધ અરસપરસ ફરીયાદો થઇ પૈસાનો નિર્થક વ્યય થયા કરે છે એટલુંજ નહિં પણ પાટણ શહેરની વસ્તીમાં તથા ચારૂપમાં મહાભારત કુસંપને કલેશ ચાલુ છે. સદરહુ કલેશ અને કુસંપનું હમેશના સારૂ નિરાકરણ થાય દીવાની દાવા કરવા પ્રસંગ રહે નહિ અને તમામ શહેરીઓ હળીમળીને રહે તેમજ મોટા કલેશના અંતરગત સ્વાર્થના કારણથી પરંતુ ધર્મના દેખીતા બહાનાના કલેશો અને ઊંચા મન થતાં જે ચાલુ છે તે તમામનો અંત આવે અને ભવિષ્યમાં દીવાની દાવા અને ફોજદારીઓ થતી સદર સારૂ અટકે એવા હેતુથી સનાતની ધર્મ-વાળાના આગેવાનો તેમજ શ્રી શામળાજીના વહીવટ કરનાર આગેવાનો વિગેરેએ જૈન સંઘ તરફથી મારા ઉપર વિશ્વાસ રાખી મને લેખી પંચા-તનામાં સહીઓ કરી આપી ઉપર દર્શાવેલી તકરારોનો નિર્ણય કરવા પંચ નીમી ઠરાવ કરવા અધિકાર આપ્યો તેથી બન્ને પક્ષની તકરારો રૂબરૂ સાંભળી લીધી છે તેમજ હકીકતથી માહીત થઇ મારા અંતરૂઆત્માએ જે પ્રેરણા કામની હકીકત ઊપરથી કરી છે. તે ઉપરથી નીચે પ્રમાણે નિર્ણય કરૂં છું.

સનાતન ધર્મવાળા તેમજ જૈન ધર્મના અનુયાયીઓ સેંકડો વર્ષથી હળીમળીને રહેતા આવેલા છે. અરસપરસ તેમના આચાર વીચારનું કેટલીક બાબતમાં મીશ્રણ થઇ ગયું છે. અરસપરસ સહવાસથી સનાતન ધર્મના સિધ્ધાંન્તો જૈન ધર્મની કર્મવિધીમાં દાખલ થવા પામ્યા છે. જેવા કે લગ્નાદીક ક્રિયા બ્રાહ્મણો કરાવે છે વિગેરે. કેટલાક જૈનો શ્રી અંબીકા વિગેરે દેવને પૂર્ણ આસ્થાથી પોતાના દેવ તરીખે માને છે, ને બાધા આખડીઓ રાખે છે. સનાત્તન ધર્મવાળા જૈન મંદીરમાં પુજારીનું કામ કરે છે અને તે સાથે કેટલીક વર્ણના લોક જૈન દેવોને પોતાના દેવો તરીકે સ્વિકારે છે. એટલુંજ નહિ પરંતુ પર્યુસણ આદી અપવાસ પણ કરે છે જૈન એ ધર્મ છે કંઇ જાતી નથી. હરકોઇપણ જનને માનવાને છુટ છે. ખરીરીતે જોતાં સનાતન ધર્મવાળા જૈન વર્ગને ઉતરતા ગણે છે ને તેમના શાસ્ત્ર મુજબ જૈન મંદીરમાં તેમની

માનતાના બીરાજતા દેવમાં જે તે દેવનું પ્રતિમામાં આવાહન થાય નહિ શ્રી પાર્શ્વનાથના સ્પર્શીત જળથી તે દેવ પવિત્ર રહેતા નથી એવી તેમની માન્યતા છે. જૈન ધર્મ મુજબ કંઇપણ જીવ ઉત્પન્ન કરનાર વસ્તુ દેવને સ્પર્શીત કર્યાથી તેમજ જૈન વિધી ક્રીયા વિરૂધ્ધ દેવનું સ્થાપન કે પુજન કે ક્રિયા થાયતો શ્રી તીર્થંકર પ્રભુજીની આશાતના થઇ મહાપાપ થાય છે. અને તેથી સનાતન ધર્મ માનનારાના દેવ સાથે જે જૈનો માનની લાગણીથી જુંએ છે ને તેમનું સ્થાપન ઉત્થાપન-પૂજન અર્ચન જૈનવિધી પ્રમાણેજ કરે છે. એટલે તેવા દેવને દેવ તરીકે માને છે કારણ સનાતન ધર્મવાળા દેવનું તેમાં આવાહન તેમનાજ શાસ્ત્ર મુજબ હોતું નથી. ઉભયપક્ષની ધર્મ દ્રષ્ટિથી વસ્તુ સ્થિતિ ઉપર મુજબ છે. તેમાં હરકોઇ સુજ્ઞ-ડાહ્યો પુરૂષ ના પાડી શકેજ નહિ. હવે ચારૂપમાં શ્રી શાંમળાજી દેવાલયમાં બિરાજતા દેવોનું ઉત્થાપન જૈન કથન મુજબ જૈન વિધી મુજબ તેમના નાના પાર્શ્વનાથની મુર્તી સાથે ફીડીયાળું બંધ કરી ફરી જૈન વિધી મુજબ સ્થાપીત કરવા થયેલું. સનાતન ધર્મવાળાએ સ્વાભાવીક રીતે તે તેમના દેવ હોવાથી તે ઉત્થાપન તેમની નજર પડતાં દેવની પ્રતિષ્ટા તોડી એમ માન્યું. પરિણામે કલેશો ઉત્પન થયા ને મંદીરની માલકી કબજો વહીવટ સનાતન ધર્મવાળા પોતાનો કહેવા લાગ્યા. એમાં વજુદ નથી. ઘણા વખતથી જૈન ધર્મવાળાનો માલકી કબજો છે ને તેઓ જૈન વિધી પ્રમાણેજ પુજન અર્ચન વહીવટ કરે એમાં નવાઇ નથીજ. ફોજદારી ફરીયાદોથી માત્ર કલેશને કુસંપ વધ્યો છે તેથી કોઇ દેવનું યોગ્ય રીતે સન્માન થયું નથી, આવા પ્રસંગમાં વિરૂધ્ધ મતને શાસ્ત્રના દેવો એકજ મંદીરમાં તેમજ નજીક એવી જગ્યામાં કે જેથી ભવિષ્યમાં પોતાના ધર્મના આચરણ કરતાં પણ અરસપરસ મન દુખાય તેવી સ્થિતીમાં દેવ રાખવા એ યોગ્ય નથી. જૈન ધર્મવાળા શ્રી મહાદેવજી ગણપતિ વિગેરે દેવને દેવ માને છે તેમને તેનાથી વિખુટા પડવું એ પરવડતું કે ગમતું નથી. સનાતન ધર્મવાળાને એજ મુરતિઓ ઉપર મોહ છે ને એમની માન્યા પ્રમાણે તેજ મુર્તી તેમના શાસ્ત્ર વિધિથી દેવનું આવાહન થાયતોજ તેમની ઇચ્છા સંતુષ્ટ થાય તેમ છે અને તે જૈનમંદીરમાં તેમ થઇ શકે નહિ. કેટલાક જૈનોને તો તે દેવોને ખેસવ્યાથી તેમની તે દેવ ઉપરની આસ્થા હોવાથી દુખ થાય છે. પણ જ્યારે સર્વ સમાધાનનો પ્રશ્ન છે અને એ મુર્તી શ્રી જૈન મંદીરમાંથી લઇ જઇ બીજે સ્થળે

પ્રતિષ્ઠીત કર્યા વિના છુટકો નથી તેથી એમ ઠરાવું છું કે સદરહુ દેવોની મુર્તીઓ સનાતન ધર્મવાળાને જૈન મંદીરમાંથી બીજે સ્થળે પ્રતિષ્ઠીત કરવાને આપવી. તે સ્થળ કયું ને કેવી રીતે આપવી એ મુદ્દાનો નિર્ણય એમ કરૂં છું કે-

મંદીરના ફરતા કમ્પાઉંડની બહારની નવી ધર્મશાળા બંધાય છે. તેમાં........દિશાના ખુણામાં કે........દિશામાં પૂર્વ પશ્ચિમ પહોળી ગજ........તથા ઉત્તર દક્ષિણ ગજ......જમીન શ્રી શામળાજી મંદીરના વહીવટ કરનાર જૈન સંઘે સનાતન ધર્મવાળાને તેમના દેવની મુર્તીઓ બિરાજમાન કરવા મકાન બાંધવા આપવી.

જે જગ્યાની જમીન આપવામાં આવે છે તે એવી છે કે તે જગામાં તે દેવોનું દહેરૂં બાંધવામાં આવે ને તેમના શાસ્ત્ર મુજબ શંખ, ભેર નોબત વીગેરે વાજીંત્રો વાગે તેમજ હવન હોમાદી ક્રિયા થાય તેથી શ્રી જીનમંદીરના પ્રભુજીની આશાતના થવા ભય નથી. ને જૈનેશ્વર પ્રભુના શેવન અર્ચનાદિમાં કંઇ અડચણ આવશે નહિ એમ મને લાગે છે. સદરહુ જગામાં સનાતન ધર્મવાળાએ દેરૂં બાંધી તેમાં દેવની મૂર્તીઓ પધરાવી પ્રતિષ્ઠા કરવી અને જૈન દેવાલયનું કમ્પાઉંડ તે જગાથી ( ) કરી તેની પાછળ કોટ બાંધી તેમની દેવાલયની ને તે જગા અલગ કરી નાખવી આવી રીતે થયાથી બન્ને દેવાલયનું માન પ્રતિષ્ઠા ને ઉભય કોમની લાગણી જળવાશે.

જૈન મંદીરમાં બિરાજતા મહાદેવજી વીગેરે દેવ છે તેની ઇચ્છા જૈન મંદીર ત્યાગ કરી જવાની થાય છે. જૈન કોમ કંઇ અપમાન ભરેલી લાગણીથી તે દેવ તરફ જોતી નથી તે દેવ જૈન મંદીરમાંથી વિદાય થાય છે ને તેમના સારૂ સવડ કરી આપવી એ જૈન કોમ જેવી પરદુખે દુખી થનારી કોમને શોભા ભરેલું છે. વિગેરે કારણોથી એમ પણ ઠરાવું છું કે ઉપર જણાવેલી જગામાં દહેરૂં બાંધવા અથવા યોગ્ય તે દેવના પૂજન સારૂ સવડ કરવા જૈન સંઘે તેમના આગેવાનોએ રૂપીઆ........અંકે રૂપીઆ........રોકડા આપવા.

ઉપર પ્રમાણે ઠરાવ કોમના ગુણદોષની હકીકત ઉપરથી અને વસ્તુસ્થિતિને અનુસરીને કરવામાં આવ્યો છે. હવે એ વાત સ્પષ્ટ થાય

છે કે ફોજદારી કામો અરસપરસ ચાલુ છે તેનો સમાધાનીથી અંત લાવવો જોઇએ અને ભવિષ્યમાં કોઇ પણ દીવાની દાવા કે ફોજદારી ફરીયાદો કોઇ પણ પક્ષે કરવાની કે ચાલુ રાખવાની નથી એટલું જ નહિ પણ અંદર અંદર કંઇ પણ નિમિત્ત કરી ધર્મના બહાનાથી કજીયા કોઇ પણ કોમ ઉપસ્થિત નહિ કરે એમ હું માનું છું.

સનાતનધર્મવાળાઓએ તેમના મને આપેલા પંચાતનામામાં આ ઠરાવનો અમલ મારે કરાવી આપવો એમ સુચન કર્યું છે તેથી હું એમ પણ ઠરાવું છું કે બન્ને પક્ષ આ ઠરાવને કાયદેસર રીતે કોરટના હુકમનામામાં ફેરવી નંખાવવા તજવીજ કરશે. જૈન કોમ તરફે પંચાતનામું આપનારા તે વાત માન્ય રાખેછે ને કબુલત જવાબ આપવા મારા કહ્યાથી તૈયાર છે ને તેમ થાયતો પછી વિશેષ મારે અમલ કરાવવો રહેતો નથી. નામદાર વરિષ્ઠ ન્યાયાધીશીમાં જે મુર્તી ઉત્થાપન સંબંધી પ્રાંત ફોજદારી ન્યાયાધીશાએ આરોપીઓને છોડી મુકયાના ઠરાવ ઉપર જે વિવાદ દાખલ થયાછે તે કામ બંધ ન પડે ને તે કામના આરોપીને ખર્ચમાં ઉતરવું પડે ને આ ઠરાવને અમલમાં મુકવા પ્રસંગ આવે તો ખર્ચમાં તેમને થયેલી રકમ તેમને મજરે આપી બાકીની રોકડ અવેજ દેરું બાંધવા આપવાનો ઠરાવું છું કદાચ તે કામમાં સજા થાય તો પછી જગા તથા રૂપીઆ આપવાનો ઠરાવ અમલમાં આવી નહિ શકે એ વાત સ્પષ્ટજ છે. ને આ ઠરાવ તેમને બંધનકારક ગણવો કે કેમ તે તેમની મરજીની વાત ઉપર રહેશે. આ પ્રમાણે ઠરાવ થયો છે માટે ભવિષ્યમાં કોઇપણ પ્રસંગ કારણ કે નિમિત્તથી શ્રી શામળાજીના મંદીર કે તેની જગામાં કોઇપણ જાતની હરકત કે દખલ કોઇપણ સનાતન ધર્મવાળાએ કરવાની નથી.

ઉપર મુજબ ઠરાવ મેં તમામ હકીકત સમજી લઇ કર્યો છે તે બન્ને પક્ષે માન્ય રાખવો જોઇએ છેવટમાં હું જૈન છતાં મારા ઉપર સનાતનધર્મવાળા બન્ધુઓએ પુરો વિશ્વાસ દેખાડી મને ઠરાવ કરવા સોંપ્યું છે તે તેમના મારા પ્રત્યેના વિશ્વાસની લાગણી સારૂ હું તેમનો ઉપકાર માનું છું જૈન બન્ધુઓ પણ કલેશનો આખરનો અંત લાવવા મન મોટું કરી જમીન તથા રૂપીયા આપશે અને મારા ઉપર વિશ્વાસ રાખ્યો છે. તેથી તેમનો પણ ઉપકૃત થયો છું.

---

# પરિશિષ્ટ ૬૯



## શ્રી લવાદનામું

### (જૈન સંઘ તરફનું)

**શ્રી ૧|**

સંવત ૧૯૭૩ના માગસર સુદ ૮ ને વાર સનેઉ તા ૨ ૧૨ ૧૯૧૬ રા. રા. શેઠ પુનમચંદજી કરમચંદજી કોટાવાળા જોગ લી. પાટણ જૈન સંઘ તરફથી અમો નીચે સહી કરનાર આથી લખી આપીએ છીએ કે શ્રી ચારૂપગામે જૈન શ્વેતાંબર સંઘની શ્રી શામળાજી પાર્શ્વનાથજીનું દેહેરૂં છે અને તેની લગતી ધર્મશાળા છે.

મજકુર બાબતમાં અમારા અને પાટણના સનાતન ધર્મના મહાદેવ સંબંધી બાબત ચારૂપ ગામના લોકો સાથે હાલ કેટલાક વખતથી તકરાર ચાલે છે તે હકીકત સર્વે તમને કહેલી છે તેનો ઘરમેળે નીકાલ કરવાને માટે લવાદ તરીકે તમોને નીમીએ છીએ અને તે બાબતમાં તમો જે કાંઇ ફેંસલો આપો તે કબુલ રાખવા અમો બધાઇએ છીએ. તા. મજકુર.

(સહીઓ)

૧ નગર શેઠ પોપટલાલ હેમચંદ સહી

૧ વીસાશ્રીમાળીની ન્યાત તરફથી હાલ વ૦ શેઠ પોપટલાલ હેમચદ સહી આગેવાનના કહેવાથી

૧ શેઠ જેઅચંદભાઇ બેચરદાસ સા. દસકત ચુનીલાલ

૧ શેઠ વાડીલાલ પાનાચંદ સઇ દા. કાહાચંદ પાનાચંદ

૧ શેઠ પાનાચંદ જેઅચંદની સઈ દા. જીવાચંદ

૫ શેઠ મોહનલાલ પીતાંમ્બરદાસ સઇ દા, પોતે

૬ શેઠ લેહેરૂચંદ ઉત્તમચંદ સહી દા. પોતે

૧ જવેરી ચુનીલાલ મગનચંદ સઇ દા. પોતે

૧ સા. મંગળચંદ લલુચંદ દા. પોતે

૧ મણીયાર વાડીલાલ લલુચંદ સહી દા. પોતે

૧ સા. હીરાચંદ ખેમચંદ સહી દા. પોતે

૧ સા. ભીખાચંદ સાંકળચંદ દા. પોતે

# પરિશિષ્ટ ૭૦

## લવાદનામું

### ( સ્માર્તભાઈઓ તરફનું )

શેઠજી પુનમચંદ કરમચંદ કોટાવાળા મુ. પાટણ જોગ અમો ચારૂપ તથા પાટણશહેરના સનાતન આર્ય વૈદીકો આપને પંચ નીમી અધિકાર આપીએ છીએ કે મૌજે ચારૂપ ગામે શ્રી મહાદેવજી ગણપતી વીગેરે દેવોનાં ઉથાપન સંબંધે અમો તથા જૈનો વચ્ચે જે તકરાર ચાલે છે તે સંબંધી હકીકત રૂબરૂમાં આપને સમજાવેલી છે તે બદલનો વિચાર કરી નીકાલ કરી આપશો તે હમોને કબુલ છે.

આ સંબંધે આપ જે નીકાલ કરો તેનો પુરેપુરો અમલ આપે જ કરી આપવાની સરતે જ આપને પંચ નીમવામાં આવ્યા છે. તા. ૨૦-૧૨-૧૯૧૬ સંવત ૧૯૭૩ ના માગસર વદી ૧૦ બુધવાર

( સહીઓ )

૧ શા. ચુનીલાલ મગનલાલ દા. પોતે
૧ મહારસંગ ચતરસંગ સઇ દા. પોતે
૧ પટેલ અંબાલાલ જયારામ સઇ દા. પોતે
૧ માલજી ગલાજીની સઇ દા. પોતે
૧ હીરાજી જેહાજીની સહી દા. અંબાલાલ
૧ નાનાલાલ ગીરજાશંકર સઇ દા. પોતે
૧ છોટાલાલ છગનલાલ સ૦ દા. પોતે
૧ ચોરાસીનાતના ગોર દવે ભાઇશંકર લલુભાઇ સહી દા. પોતે
૧ પારીખ જેઠાલાલ છોટાલાલ સઇ દા પોતે
૧ શા ગીરધર ગોપાળ સઇ દા. પોતે
૧ મેતા વીઠલરામ પરસોતમની સઇ દઃ પોતે
૧ કુરણાશંકર કુબેરજીની સઈ દઃ પોતે
૧ સા. ગીરધરલાલ છગનચંદ
૧ ચોકસી ગીરધરલાલ ગોવીંદરામ
૧ દરજી દલસુખ સાંકળચંદ
૧ મગન બરકતરામ
૧ ગુલાબશંકર જેશંકર ઇનામદાર
૧ મણીલાલ નથુભાઇ
૧ રામી વીઠલદાસ ગોવીંદરામની સઇ દઃ પોતે
૧ ભોજમસી પીતાંબરદાસ દઃ પોતે
૧ નારણશંકર નથુશંકર દઃ ખુદ
૧ મેતા નરભેરામ જમીયતરામની સઈ દઃ પોતે

૧ હરગોવન ગેલાભાઇ સઇ દા. પોતે
૧ કચરાલાલ જેઠાલાલ મોદી
૧ હરસદરાય ગીરધરરાય મજમુનદાર દા. ખુદ
૧ ભગવાન ઉજમ સહી દા. નાગર
૧ પંડયા ભાઈશંકર મગનલાલ સઇ દા. પોતે
૧ આચારજ પુંજીરામ કેશવરામ સ૦ દા પોતે
૧ દતરામ મોસનલાલ સઇ દા. પોતે
૧ પ. કુબેરદાસ જેઠાભાઇ બીડીવાળા
૧ અયાચી મણીશંકર મગનલાલની સઇ દઃ પોતે
૧ લક્ષ્મીશંકર પ્રાણુશંકર દ. ખુદ
૧ ઊમીયાશંકર મણીશંકર લાખીયા
૧ વિદ્યાશંકર કરૂણાશંકર વકીલ
૧ મીસ્ત્રી ત્રીભોવનદાસ ઉગરચંદની સહી દઃ પોતે
૧ ભીખારામ ગોવિંદરામ દઃ પોતે
૧ ગોપાળદાસ ખુશાલદાસની સઇ દઃ પોતે
૧ સાળવી દેવચંદ છગનચંદની સઇ દઃ પોતે
૧ સુથાર ગોપાળ વલભરામની સઇ દઃ પોતે
૧ અમરતલાલ પસાભાઈ દઃ ખુદ
૧ ગાંચી ગલાબ દલભની સઇ દઃ અંબાલાલ
૧ ગાંચી ભાઇચંદ ભીખાની સઇ દઃ અંબાલાલ
૧ દરજી ચમન માધાની સઇ દઃ અમરતલાલ દલસુખ
૧ કંદોઇ રણછોડદાસ મલુકચંદ
૧ ત્રવાડી છોટાલાલ લક્ષ્મીરામ
૧ સોની કૃષ્ણલાલ વીઠલદાસ
૧ વ્યાસ અંબાલાલ ગોપાળજીની સઇ દઃ પોતે
૧ મોડજી ગલાબ સઇ દઃ તખતસીંગ
૧ દેશાઇ જુમા નથુની સઇ દઃ તખતસીંગ
૧ પારેખ મણીલાલ નારાયણલાલ

## પરિશિષ્ટ. ૭૧

### લવાદ જોગ ચીઠ્ઠી.

શેઠજી સાહેબ શેઠ પુનમચંદજી કરમચંદજી કોટાવાળા વિનંતિ પુર્વક લખવાનું કે હાલમાં શ્રી ચારૂપ જૈન દેરાસર સબંધી સ્માર્ત લોકોને તથા આપના સંઘને જે તકરાર ચાલે છે તે સંબંધી નીકાલ કરવા માટે અત્રેના સંઘ તથા મુંબાઇના સંઘ તરફથી લવાદનામું તમોને કરી આપ્યું છે તે બાબતમાં કંઈ રકમ આપવાની જરૂર પડેતો રૂપીયા એકથી માંડી બેહજાર સુધી અમો નીચે સહી કરનાર સંઘ તરફથો તમારી સાથે બંધાઇએ છીએ. સંવત ૧૯૭૩ ના માગશર વદ ૨ સોમવાર

( સહી ) ઝવેરી ચુનીલાલ મગનચંદની સહી દઃ પોતે
( સહી ) સા. મંગળચંદ લલુચંદ સહી દઃ પોતે

## પરિશિષ્ટ. ૭૨.



# એવોર્ડની પ્રશંશાના અભિપ્રાયો.

### ( ૧ )

### (નંદલાલ લલ્લુભાઇ વકીલ )

શ્રી વડોદરા કોઠીપોળ
તા. ૯-૩-૧૭

ઝવેરી ચુનીલાલ મગનચંદ
મું. પાટણ.

વિ. વિ. આપનો પત્ર મલ્યો છે. હકીકત જાણી મે૰ કોટાવાલા સાહેબે આપેલા ઠરાવ સંબંધી આપે અભિપ્રાય મંગાવ્યો છે. મેસાણા અપીલમાં આપણા લાભમાં ઠરાવ થયા પછી આ બાબતમાં અત્રે પુછવાને માટે સંઘના કેટલાક સદગૃહસ્થો પધારેલા હતા તેજ વખતે ભવિષ્યની સુલેહના માટે બંને પક્ષ વચ્ચે પંચ નીમી સમાધાન કરવા મેં મ્હારો અભિપ્રાય બતાવેલો હતો જ. મે૰ કોટાવાલા શેઠ સાહેબના ઉપર વિશ્વાસમુકી બંને પક્ષે તેમને પંચ તરીકે નીમી અધિકાર આપ્યો અને તે અધિકારની રૂઇએ તેમણે ઠરાવ કર્યો અને તે ઠરાવનો અમલ પણ થઇ ગયો છે એમ તપાસ કરતાં જણાય છે. બન્ને પક્ષે મુકેલા વિશ્વાસ અને આપેલા અધિકારની રૂઇએ તેઓએ બહાર પાડેલા ઠરાવના સંબંધમાં હવે આપણે કાંઇપણ અભિપ્રાય બહાર પાડવો અથવા તે સંબંધી ચર્ચા કરવી એ મ્હારા મત મુજબ બરોબર થતું નથી. એ ઉપરથી તો આપણા અંદર અંદરનો કુસંપ માલુમ પડશે અને સામાપક્ષ અને ડાહ્યા માણસો આપણા જૈન લોકના મનની નીરબળતા ઉપર હસશે માટે એ સંબંધી કાંઇ પણ ચર્ચા થવા દેવી અથવા મતો ભેગા કરીને તેનું સમર્થન કરવું કે બીજાઓએ વીરૂદ્ધ પડી ખંડન કરવું બંધ રાખવું એવો મારો નમ્રતા પૂર્વકનો મત શ્રી સંઘને જાહેર કરવાની મારી વિનંતિ છે. આ મુજબનો મારો અભિપ્રાય હોવાથી હાલ હું વિશેષ કાંઇ પણ લખી શકતો નથી. ઠરાવની છાપેલી કોપી તથા મુંબાઇનું હેન્ડબીલ આ સાથે મોકલ્યાં છે. ઉત્તર જણાવશો.

(સહી.) સેવક નંદલાલ લલ્લુભાઇ.

(૨)

( શેઠ કુંવરજી આણંદજી )

ભાવનગર

ફાગણ વદી ૯

ભાઇ શ્રી ન્યાલચંદ લક્ષ્મીચંદ મુ. સાદરા.

પત્ર પહોંચ્યો. બહારગામ હોવાના કારણથી ઉત્તર લખવામાં વીલંબ થયો છે. વેશવાળ બાબત ચીંતા થાય તે સ્વાભાવિક છે. યાત્રા કરી આવ્યા તે ઠીક કર્યું છે. પ્રકૃતિ સુધરે લેખ અવસ્ય માકલાવશો ચારૂપનો ફેસલો વાંચ્યો. મારીતરફ અભિપ્રાય માટે સામાપક્ષ તરફથી આવ્યો હતો મને તો કાંઇ ગેરવ્યાજબી લાગતું નથી એમ સ્પષ્ટ લખી દીધું છે. અંદર અંદરના દ્વેષથી કલેશ વધારે છે જમાનાથી વીરૂદ્ધ છે. ખુશીખબર લખશો કાર્યક્રમા વશો ફાગણ વદી ૯ ગુરૂ લી (સહી) કુંવરજી આનંદજીના પ્રણામ.

---

(૩)

( વકીલ ન્યાલચંદ લક્ષ્મિચંદ )

સાદરા તા. ૧૦-૩-૧૭

શેઠજી પુનમચંદજી કરમચંદજી કોટાવાલા

મુ. પાટણ

જોગ શ્રી સાદરાથી લી, વકીલ મી. નાલચંદ લક્ષ્મિચંદ સોની બી. એ. એલ. એલ. બી. ના પ્રણામ વાંચશો.

વિશેષમાં જણાવવાનું: જૈન પ્રજા અને સ્માર્ત વચ્ચે પાટણમાં ચારૂપકેસે. એક મહત્વનું સ્વરૂપ ધારણ કરેલ, બન્ને પક્ષવાળાઓ હજારો રૂપીઆના ખર્ચમાં ઉતરી ગયા અને કેસનો સમાધાનથી નીકાલ આવે તો બન્ને સમુદાય વચ્ચે હમેશને માટે વિરોધ અને કુસંપની લાગણી જોર પકડે તેવો દેખાવ થઇ રહ્યો હતો તેવા સંયોગો વચ્ચે બન્ને પક્ષવાલાઓને પરમાત્માની કૃપાથી કંઇક સુબુદ્ધિની પ્રેરણા થવાથી તેઓએ સમજુતી ઉપર આવી આપ સાહેબને યોગ્ય લાગે તે રીતે તકરારનો છેવટનો નીકાલ લાવવાને હમેશને માટે સંપ જળવાઇ રહે તે હેતુથી કુલ અખિકાર સાથે

પંચ નીમી પંચાતનામું લખી આપેલ તે ઉપરથી આપ સાહેબે જે એવોર્ડ આપેલ છે તે જૈનપત્રના તા. ૪-૩-૧૭ ના અંકમાં અક્ષરે અક્ષર ધ્યાનપૂર્વક મેં વાંચી જોયેલ છે અને આ ચારૂપ કેસની હકીકત સંબંધમાં શરૂઆતથી જ કંઇક માહીતી મેળવતો રહેતો હોવાથી લખવા હીંમત ધરૂંછું કે આ રીતે કેસનો સમાધાનીથી નીકાલ લાવવામાં આપ સાહેબે જે કુનેહ વાપરી એવોર્ડ આપેલ છે તેથી ઘણુંજ ખુશી થવા જેવું છે. એટલુંજ નહિ પણ એક જૈન આગેવાન તરીકે આપ સાહેબ સારીરીતે પ્રસિદ્ધ હોવાછતાં આપનામાં સંપુર્ણ વિશ્વાસ રાખીને આપ સાહેબને બન્ને પક્ષવાલાઓએ આવા મહત કાર્યોની સુંપ્રત કરેલ તેનો યોગ્યરીતે ફડચો કરવા આપ સાહેબ શક્તિમાન થયાં છો તેથી અભિમાન લેવા જેવું છે. આપ સાહેબના એવોર્ડમાં જૈન ધર્મના સિદ્ધાંતો વિરૂધ્ધ કંઇ હકીકત હોય તેમ જણાતું નથી તેમજ આપણા જૈન ભાઇઓના હીતને પણ કંઇ નુકશાન પહોંચ્યું હોય તેમ જણાતું નથી આવી રીતની સ્થિતિ છતાં પણ કેટલાક જૈન ભાઇઓ તરફથી એવોર્ડમાં વપરાયેલ ભાષા વિરૂદ્ધ અગર આપ સાહેબે પ્રદરર્શીત કરેલ અભિપ્રાય વિરૂદ્ધ કેવલ દ્વેષબુદ્ધિથી વાંધો લેવાની તજવીજ કરવામાં આવે છે તે તેમના વિધ્નસંતોષી સ્વભાવતું પરિણામ છે.

થોડા રોજ પહેલાં શ્રી શંખેશ્વર પાર્શ્વનાથના તેમજ પાટણ તરફ યાત્રાર્થ હું આવેલ તે અરસામાં એવોર્ડથી આપસાહેબે મહાદેવ માટે જુદી જમીન કાઢી આપેલ તેમાં પાયો નાખવાની ક્રિયા કરવા માટે વડોદરા રાજ્યના સરસુબા મેં૦ ગુણાજીરાવ રાજબા નીંબાલકર સાહેબનું પધારવુ થયેલ તે વખતે તેમણે પાટણના સ્ટેશન પર એવા શબ્દો ઉચારેલ કે બન્ને પક્ષ વચ્ચે હમેશના માટે દોસ્તીનો પાયો નંખાય છે તે કદી પણ ભુલાય તેમ નથી. આપણાં તીર્થો સંબંધીની દરેક તકરારનો આવી રીતે સમાધાનીથી નીકાલ થાય તેવું ઇચ્છવા યોગ્ય છે. તા સદર.

---

(૩)

## (પન્યાસજી સૌભાગ્ય વીમલજી વીગેરે)

સ્વસ્તીશ્રી પાર્શ્વજીન પ્રણમ્ય. વડનગરથી લી. પન્યાસજી સૌભાગ્ય વિમલજી ગણિ તથા પન્યાસ મુક્તિ વીમલ ગણી વીગેરે થાણા પાંચ

યોગ્ય ધર્મલાભ વાંચશો. પાટણ મધ્યે દેવગુરૂ ભક્તિકારક પુન્યપ્રભાવક સુશ્રાવક સ્નેહીવર્ય પુનમચંદ કરમચંદ તથા પાટણના સંઘ સમસ્ત અત્રે દેવગુરૂ પ્રસાયથી સુખસાતા છે તતાપ્યસ્તુઃ બીજું વિશેષ જણાવવાનું કે ચારૂપતિર્થની બાબતમાં સુરતથી મુનિ લબ્ધિવિજયજી તથા છોટાઉદેપુરથી મુનિ સંપતવિજય જે કાગળો લખ્યા તે તા. ૧૪-૩-૧૭ ના સાંઝવર્તમાનમાં પ્રગટ થયેલા છે તે વાંચીને અમારા મનમાં ખેદ ઉત્પન્ન થયો છે કેમ કે પાટણના સંઘે આપને લવાદ તરીકે નીમ્યા તેમાં પાટણના સંઘે કલેશ દુર કરવા વાસ્તે તે સારૂ ડહાપણ વાપર્યું હતું ને આપે તેમાં પરિપૂર્ણ સારી ફરજ બજાવી હતી એજ કે પાટણના સંઘ તરફથી સંઘના આગેવાનોના અભિપ્રાય પ્રમાણે રૂપીયા તથા જમીન જે આપવામાં આવી તે પ્રથમ કેટલાએક લોકોને જણાવી પછી એવોર્ડની નકલ કેટલાએક શ્રાવકો તમને આપી આવેલા તે પણ પન્યાસ ધર્મવિજયજીના કહેવાથી અમારા જાણવામાં આવેલી હોવાથી તે આપે વસ્તુસ્થિતિ જોઇને પરિપૂર્ણ રીતે એ કર્તવ્ય બજાવ્યું છે ને પરસ્પર ધર્મ સંબંધી કલેશને દુર કર્યો છે તેમાં નિસંદેહ વાત છે જે એવોર્ડની નકલ વાંચી તે બરોબર છે ને યોગ્ય છે. આ કાગળ પાટણના સંઘસમસ્તને વંચાવજો લવાદ તરીકે જે પંચાતી કોટાવાળા શેઠ પુનમચંદભાઇ એ કરી છે તે ભવિષ્યનો વિચાર કરતાં બરોબર લાયક છે. દેવ દરશન કરતાં સંભારજો અત્રે સંભારીએ તે અનુમોદજો સંવત ૧૯૭૩ વરસે ફાગણ વદ ૧૦ રવિવારે લેખક પન્યાસ મુક્તિવીમલ ગણી સંબંધી ધર્મલાભ વાંચીએ શ્રીરસ્તુઃ

(૫)

## (મુનિ યત્નવિજયજી)

## (સ૦ કપુરવિજયજીના શિષ્ય)

તા. ૨૧-૩-૧૭

### પાટણ જૈનસંઘ

નીચેની હકીકત જણાવવાનું કે પાટણના શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાએ જે લવાદ તરીકે નીમાઇને ચારૂપ સંબંધી જે ફેસલો આપ્યો છે તે બરોબર વ્યાજબી છે. કોઇ પણ રીતે આપણા ધર્મશાસ્ત્રને તથા તીર્થને હાનીકર્તા નથી. આ કાગળ સંઘને પાટણ મધ્યે વંચાવજો

ને કોઇ દૂંબીલોકો કંઇપણ આડુંઅવળું લખાણ કરે તેના ઉપર કંઇપણ લક્ષ સંઘે આપવું નહિ. જે કામ થયું છે તે યોગ્ય વિચારથી થયું છે દા. યત્નવિજયજી

(૬)

## ( મુનિ મુક્તિવિજયજી તે પં, નિતી વિજયજીના શિષ્ય )

વીસનગર તા. ૨૧-૩-૧૭

શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળા તથા પાટણનો સંઘ વીગેરે—

મુ. પાટણ

નીચેની હકીકતથી જણાવવાનું કે ચારૂપ સંબંધી શેઠ પુનમચંદ કરમચંદે લવાદ તરીકે નીમાઇને ફેંસલો આપ્યો છે તે બરોબર યોગ્ય છે. ધર્મને કોઇપણ પ્રકારે નુકશાનકર્તા નથી ને એકંદરીએ વિચાર કરીને ફેસલો કર્યો છે તે કલેશને દુર કર્તા છે ઠરાવ અમોએ વાંચ્યો છે જે બરોબર યોગ્ય છે ને કોઇપણ રીતે હરકત કર્તા નથી તેથીજ કરેલો ફેસલો યોગ્ય છે એજ આ પત્ર સંઘને વંચાવજો ધર્મસાધન કરજો દઃ મુનિ મહારાજ પન્યાસજી નિતી વિજયજીના શિષ્ય મુક્તિવિજયજીના ધર્મલાભ વાંચજો.

(૭)

## ( મુનિ તિલક વિજયજી પન્યાસ નિતી વિજયજીના શિષ્ય. )

સુરત ચઇતર સુદ ૨

પાટણ સંઘ.

ચારૂપ સબંધમાં હરેક પ્રકારે કલેશ ઓછો થાય એ વાત ધ્યાનમાં રાખી વર્તવું તે ઘણુંજ સારૂં છે,

દઃ મુનિતિલક વિજય.

(૮)

## ( મુનિ બાલવિજયજી તે પન્યાસ ચતુર વિજયજીના શિષ્ય )

શ્રી પાલીતાણા તા. ૨૭-૩-૧૭

શેઠ પુનમચંદજી કરમચંદજી કોટાવાળા

મુ. પાટણ.

વિ. લખવાનું જે પાટણ મુકામે ચારૂપનો કેસનો જે ચુકાદો તમોએ આપ્યો છે તે ઠરાવ હમારા વાંચવામાં આવ્યો છે આપણી જૈનકોમ અને

સનાતન ધર્મવાળાઓએ તુમારા ઉપર વિશ્વાસ રાખી જે લવાદનામું લખી આપ્યું તેનો ઉભય કોમને સંતોષકારક અને હંમેશાંનો કલેશ નિવારણ જે ચુકાદો તમોએ આપ્યો છે તે બદલ તમોને ધન્યવાદ ઘટે છે એટલુંજ નહિ પણ તમારા ઉપર સનાતન ધર્મવાળાઓએ જે વિશ્વાસ રાખ્યો તે સંબંધી હમોને સંતોષ થયો છે અને વિશેષમાં જણાવવાનું કે સદરહુ ચારૂપ કેસના આપેલા તમારા ઠરાવમાં જૈન કોમને અગર જૈનધર્મને કોઇપણ જાતનો બાધ આવતો નથી એમ અમો માનીએ છીએ.

લી. પન્યાસ ચતુરવિજયજીના શિષ્ય મુનિ બાલવિજયજીના ધર્મલાભ

દઃ પોતે

(૯)

## ( મુનિ અમરવીજે વીગેરે. )

શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળા

મુ પાટણ

અમો નીચે સહી કરનાર લખી આપીએ છીએ કે પાંટણ મુકામે ચારૂપના કેસનો જે ચુકાદો તમોએ આપ્યો છે તે ઠરાવ હમારા વાંચવામાં આવ્યો છે આપણી જૈન કોમ અને સનાતન ધર્મવાળાઓએ તમારા ઉપર વિશ્વાસ રાખી જે લવાદનામું લખી આપ્યું તેનો જે ચુકાદો તમોએ આપ્યો છે તે બદલ તમોને ધન્યવાદ ઘટે છે, એટલુંજ નહિ પણ સનાતનધર્મવાળાઓએ જે વિશ્વાસ રાખ્યો તે સંબંધી હમોને સંતોષ થયો છે અને વિશેષમાં જણાવવાનું કે ચારૂપના આપેલા તમારા ઠરાવમાં જૈનકોમને અગર જૈન ધર્મને કોઇપણ જાતનો બાધ આવતો નથી.

૧ મુનિ અમરવીજે દા. પોતાના સઇ.

૧ પન્યાસ શ્રી ચતુરવિજયજીના શિષ્ય મુનિ બાળવિજયજીની સહી દા. પોતે

૧ દા. ભક્તિમુનિ સઇ દા. પોતે

૧ દા. દર્શનમુનિ સહી મોહનલાલજી મહારાજના શિષ્ય

૧ લી. મુનિ તિલોકચંદજી ગુરૂ અમિચંદજી દા. પોતે

૧ મુ. અવદાતવિજયજી દા. પોતાના સઇ

(૧૦)

( સદ્‌ગુણાનુરાગી કર્પુરવિજયજી )

પાલીતાણા તા ૩૧-૩-૧૭

લી. સદ્‌ગુણાનુરાગી કર્પુરવિજયજી તરફથી

તત્ર પાટણપુરે સદ્‌ગુણરાગી શ્રીયુત પુનમચંદ જોગ ધર્મલાભ સહીત, નિવેદન કે તમારા મુનીમ ઉમેદચંદ અતરે હમને મળ્યા ચારૂપ કેસના સંબંધમાં હમારો અભિપ્રાય પુછયો આ પ્રમાણે અન્ય સ્થળથી પણ અભિપ્રાય પુછવામાં આવ્યો હતો તેનેપણ અંતઃકરણને ઠીક સમજાતું હતું તે પ્રસંગે જણાવ્યું હતું. **જોકે તેની સ્થિતિ સંયોગોથી જોઇએ એની માહિતી મેળવી શકાઇ ન હતી ફકત લવાદના ચુકાદા-સાથે લખેલી બીજી હકીકત ઉપરજ લક્ષ રાખવામાં આવ્યું હતું ત્યારબાદ** બીજા કઇ હિતસ્વી બંધુઓના અભીપ્રાય પત્રો દ્વારા અને રૂબરૂ પણ જાણવામાં આવ્યા ને ચુકાદો આપવામાં આવેલ છે તે રજીસ્ટર્ડ નહિ કરવા દેવા માટે સામાપક્ષનો પોકાર જણાય છે અને તે કોઇ રીતે વ્યાજબી છે એમ તમને પણ દીર્ઘ દ્રષ્ટિથી સમજાતું જ હોય તો, તે રીતે થવા દેવામાં એટલે રજીસ્ટર નહિ કરાવાનો અભિપ્રાય મને પણ પસંદ પડે છે. સામા પક્ષની એટલાજ પુરતી લાગણી હોય તો તેનું શાંતવન કરવા ઉપર ઉપર મુજબનો તમારો અભિપ્રાય તમે પોતેજ જાહેર કરશો. બાકી તો ચડસાચડસીમાં અજ્ઞાનપક્ષ આપણી સમાજમાં વૈમનસ્ય વધતું જાય છે, તે કોઇરીતે ઇચ્છવા યોગ્ય નથીજ તેવા કસોટીના વખતે પોતાની ગંભીર જવાબદારી સમજીને શાસનનું હીત સાચવવા અને ઐકય સાંધવા બનતી સાવધાનતા વાપરે છે તેનીજ છેવટે પ્રશંશા થવા પામે છે. એટલે કદાચ કોઇએક પક્ષવાળા ઊશ્કેરાઇ યદ્વાતદ્વા બોલી યા લખી નાખે તેટલા માત્રથી સુજ્ઞજનોએ પોતાના કર્તવ્યથી ચુકવાનું કે ડરી જવાનું નથી ખરા ગંભીર અને ઉમદા સ્વભાવવાળાનું કર્તવ્ય પોતાનું અંતઃકરણ જે વ્યાજબી કરવાનું કહે તેમજ કરવાનું છે. શુદ્ધ અંતઃકરણનો અવાજ તે પરમાત્માના વચનના પડછંદ તુલ્ય લેખાય છે પરંતુ તેમાં જ્યારે કોઇ બીજાની દાક્ષિણ્યતાનું મિશ્રણ થાય છે ત્યારે તે ખુબી નષ્ટ થઇ જવા પામે છે હવે જો તમે આ ચુકાદો શુદ્ધ અંતઃકરણના અવાજ મુજબ

આપેલો તમને બરાબર ભાસતો હોય તો તમારે આખો આલમમાં કોઇ પણ વ્યક્તિથી ડરવાનું રહેતું નથી અને જો તેમાં કંઇપણ મિશ્રણ થવા પામ્યુંજ હોય તો હવે પછી એવા કોઇ શુભપ્રસંગે તેનો પ્રમાદ નહિ સેવવા ખાસ ભલામણ છે. આવી મહત્વની બાબતમાં ચુકાદો આપવા પહેલાં બહુજ ગંભિરતાથી વિચારવાની જરૂર સુજ્ઞજનો સ્વીકારે છે. અને તેને પ્રસિધ્ધિમાં મુકવા પહેલાં બધા સંજોગોનો ખ્યાલ રાખી ચુકાદામાંનો એકેએક શબ્દ પણ સારીરીતે સાવધાનતા પુર્વક તપાસી જવા અને તેમાં કયાંય કોઈ શબ્દ અત્યારે કે હવે પછી બાધકરૂપ થવા સંભવે તે જરૂર સુધારી લેવા કાળજી રાખવીજ જોઇએ. જો કે તમારા જેવા એક ગૃહસ્થ જૈનને ઇતિરપક્ષવાળા લવાદ તરીકે નીમે તે જૈન સમાજને માટે માનભરેલી બીના સમજવા યોગ્ય છે પણ તે સાથે બની શકે તેટલા વર્તમાન અને ભવિષ્યના સંજોગ અને પરિણામને ઉહાપોહપુર્વક વિચારવા કોઇ તેવા નિઃસ્વાર્થી દિર્ઘદ્રષ્ટિ અને શાસ્ત્રજ્ઞ ( વિદ્વાનો ) ની સલાહ ખાનગી રીતે પુછી લેવાની એટલા માટે જરૂર રહે છે કે પોતે સદ્ગૃહસ્થ હોઇ ભુલને પાત્ર છે અને પોતાનાથી એવી કોઇ એક ભુલ થઈ ન જાય કે જેનું પરિણામ પોતાને અને બીજા આશ્રિતોને સહન કરવું પડે એટલુંજ નહિ પણ તે હૃદયમાં ડંખ્યાંજ કરે. જે બુદ્ધિ પાછળથી ઉપજે તે બુધ્ધિ પ્રથમથી ઉપજે તો પાછળથી પસ્તાવો કરવાનો પ્રસંગજ ન બને એવો ખ્યાલ સુજ્ઞને હોવો જોઇએ. તમોએ આપેલો ચુકાદો મેં બે એક વખત વાંચવામાં આવેલો છે ખરો પણ આગળ પાછળના બધા સંજોગોથી વાકેફગારી નહિ હોવાથી ઉપર મુજબ સુચનાત્મક લખીને સંતોષ પકડવાનું રહે છે.

તા. ક.

ગત કાર્તકી ઉપર સમાગમ થયેલો ત્યારે અમે જ તમોને ઉક્ત કેસની માંડવાળ કરવા ઇશારો કરેલો અમને સંભારે છે. તે પછી કેવા સંયોગો વચ્ચે આ માંડવાળ થવા પામી છે તે પુર્ણરીતે જાણવામાં આવેલ નથી. પરંતુ તમોએ તે બધી વાતો જ લક્ષમાં રાખી ચુકાદો આપવા તજવીજ કરી હશે અથવા એમ જ થવું જોઇએ રૂ. ૨૦૦૧ જેવી નાદર રકમ બીજો સ્થાવર મીલ્કતમાં લાભ સામાપક્ષને અપાવતાં તમે જૈનકોમની દયાળુતા ઉપર ભાર મુક્યો છે ખરો પરંતુ એજ શબ્દની સાર્થકતા અવગુણી ઉપર જે ગુણુ કરે તે વીરલા જગ જોય એવી દશા પ્રામને માટે ઘટી શકે છે. બીજાને કદાચ એ

શબ્દની સાર્થકતા ન પણ સમજાય તેમાં પણ હીંદના દુર્ભાગ્યે સહજ વાતમાં આવા કલેશો ઉપસ્થિત થાય છે ત્યાં એક પક્ષ ગમે તેવો દયાળુ હોય યા દયાળુ થવા પ્રયત્ન કરે તેનો નમ્રતા અને વ્યાજબી રીતે લાભ ભાગ્યેજ બીજો પક્ષ લેવાને લાયક હોય છે. બહુધા તો સામો કાખલી કુટી દયાળુ પક્ષની હાંસી કરવા મંડી જાય છે. જો કે આનું મુળ કારણ ધર્મની ઘેલછાજ બહુધા હોઈ શકેછે આપણે એવી કંઇક વાર્તા જાણીએ છીએ કે જો તેનો ઠીક ખ્યાલ રાખી સમયાનુકુળ વર્તી શકીએ તો આપણને પાછળથી પસ્તાવું પણ ન પડે. અને બીજાને હાંસી કરવાનો પણ વખત ન આવે ધર્મશાળામાં યાત્રીકોની વધારે સગવડતા સચવાય તે માટે કોઇ વિશ્વાસુ અને નિસ્વાર્થી દેખરેખની ખાસ જરૂર છે વળી નકામી ફાજલ જગા હોય તેમાં વધારે સગવડ થાય તે પણ ગોઠવણ કરી શકાય હાલ એજ દા. પોતે છદ્મસ્થ અંતઃકરણની પ્રેરણાથી લખવા જતાં જે કંઇ હીત જણાય તે સત્ય ગૃહણ કરી લેશો.

## (૧૧)

## ( શ્રી કૃપાચંદ્રસુરી )

વઇશાક સુદ ૩

ઓંનત્વા વડસાડસે લી. શ્રી કૃપાચંદ્ર સુરી ભિઃ ઠાણા ૧૧ શ્રી પાટણનગરે સુશ્રાવક શ્રી દેવગુરૂ ભક્તિકારક શ્રી સમસ્ત સંઘ જોગ ધર્મલાભ વાંચશો. અપરંચ યારૂપ કે વાસ્તે જો સમાધાન શેઠ પુનમચંદ કરમચંદને કરાહે ઊસકી નકલ સુનનેસે ઠીક માલુમ હોતા હૈ. સમાધાન રહે ઐસા કરના. ઠહેરાવ હાની કરનેવાલા નહિ હૈ કિન્તુ ઉચિત હે મૈત્રી ભાવનામેં બરતના. કે કોઇ સાથ અપ્રિતી નહિ હોવે વૈસા કરના હિતકારી હૈ. તિર્થંકર દેવકા ઊપદેશ હૈ કિ સમાધી ઉત્પન્ન કરતા સમાધી પાવે હૈ. ધર્મધ્યાન કરસો દેવ યાત્રામેં સંભારોગે યાદા શુભ.

દા. ખુદ.

## (૧૨)

## ( પન્યાસ રિદ્ધિમુનિ વિગેરે )

શ્રી. પાર્શ્વજેન પ્રણુમ્ય. સુરત-સે લી. પન્યાસ રિદ્ધિમુનિ દેવમુનિ જયમુનિ, લખમિ મુનિ લબ્ધિમુનિ પાટણ મધ્યે શ્રી સમસ્ત સંઘકો ધર્મ

લાભ બાંચના લીખનેકા એ હય કિ ચારૂપકી બાબતમેં શેઠ પુનમચંદજી એ જો ઠેરાવ કીયા હૈ એ બ્યાજબી હૈ કોઇ પ્રકારસે ધર્મકી હાનીકારક નહિ હૈ કારણકે જો મહાદેવકા મંદીર બનાના હૈ એ ધર્મશાલાસે બાહીર હૈં. કોઇ નાલાયક પુરૂષો ઝઘડા ઊઠાવે ઔર ખોટા છપાવે એ સંઘકો સાંભલના લાયક નહિ હૈ. વિઘ્નસંતોષી બહોત હોતે હૈ ધર્મધ્યાન કરના. સંવત ૧૯૭૩ વઇશાક સુદ ૩

લી.

લબ્ધિમુનિકી તરફસે ધર્મલાભ માલુમ હોવે.

(૧૩)

( પન્યાસજી વૃધ્ધિ વિજયજી ગણી )

શ્રી 'જૈન ' ના અધિપતી સાહેબ જોગ

મુ. ભાવનગર

નીચેની હકીકતથી જણાવવાનું કે હમારો આ કાગળ લખેલો આપના પ્રસિદ્ધ છાપામાં છાપી પ્રસિધ્ધ કરશો જેથી સરવે જૈન ભાઇઓને જણાઇ આવે.

લખવાની હકીકત એવી છે કે હું જેઠ વદ ૧૩ વાર રવિને રોજ પાટણ આવેલો. જૈન છાપું તેમજ જૈન શાસન છાપું હું ઘણા વખતથી વાંચું છું અને આશરે બે ત્રણ માસથી પાટણ પાસે આવેલા ચારૂપ તીર્થની પાર્શ્વનાથજીના મંદીરમાંથી મહાદેવજી અલગ રાખવામાં આવેલા તે સબંધમાં તેમજ લવાદ તરીકે નીમાઇને શેઠ કોટાવાળા રા. રા. પુનમચંદજી એ ઠરાવ આપેલો તે બાબત ઉપર બતાવેલા છાપાંઓમાં ચરચા ચાલતી હતી પણ પાટણ આવ્યા પછી તપાસ કરતાં તેમજ માહીતી મેળવતાં સ્પષ્ટ રીતે જણાઇ આવેછે કે જે ફેંસલો શેઠ પુનમચંદજીએ કરેલો છે તે ન્યાયથી કરેલો છે અને બ્યાજબી અને યોગ્ય છે.

ચારૂપ તીર્થના શામળા પાર્શ્વનાથજીના મંદીરમાંથી મહાદેવજીની મુરતી જૈન દેરાસરથી ઘણીજ છેટી છે તેમજ અલગ છે તે કારણથી કોઇ પણ પ્રકારની હરકત તેમ આશાતના કોઇ રીતે થાય તેવો સંભવ નથી વિશેષમાં જે ઠરાવ થયેલો છે તે હમે વાંચેલો છે. બારીકીથી તપાસ્યો પણ તે ઠરાવની અંદર કોઇ પણ એવા પ્રકારનો અક્ષર નથી કે જેથી ધર્મની હાની થાય તેમ કોઇપણ ધર્મવાળાને નુકશાન થાય. તે ઠરાવ થયેલો બરાબર

વ્યાજબી અને યોગ્ય છે અને કોઇ પ્રકારે ધર્મની હાનીકારક નથી તો પછી અંદર અંદરના કલેશના કારણુથી તેમજ ઇર્ષાના હેતુથી લોકો ગમે તેમ બોલી સંઘની અંદર નાહક કલેશ કરવો તે સારા પુરૂષોને યોગ્ય નથી. માટે થયેલો ઠરાવ બરોબર યોગ્ય માનીને સંઘ સલાહ સંપથી ચાલે તેવીજ મ્હારી પ્રાર્થના છે; તેમજ મુનિમહારાજોને પણુ મ્હારી પ્રાર્થના છે કે જેમ સંઘની વૃદ્ધિ થાય તેવો ઉપદેશ થાય તે શ્રેય છે.

લી.

પન્યાસ વૃદ્ધિવિજય ગણી

ગુરૂશ્રી વિનયજી મહારાજજી દઃ પોતે.

(૧૪)

## ( મંડલાચાર્ય કમલસુરિજી )

સ્વરિત શ્રી પાર્શ્વજીન પ્રણુમ્ય અમદાવાદથી લી. મંડળાચાર્ય કમલસુરિજી વિગેરેના યોગ્ય ધર્મલાભ વાંચશો. પાટણુ મધ્યે દેવગુરૂભક્તિ કારક પાટણુ સંઘસમસ્ત. અત્રે દેવગુરૂ પસાયથી સુખસાતા છે, તત્રાસ્તુ. બીજું પાટણુ પાસે આવેલા ચારૂપ ગામના જૈન મંદિર સંબંધમાં કોટાવાલા શેઠને જે લવાદ નીમેલા એમાં જે પંચાત થઇ તે બરોબર યોગ્ય છે તેમ ધર્મને કોઇપ્રકારે હાનીકર્તા નથી તો તે સંબંધમાં પાટણુના સંઘે કોઇ પ્રકારનો કલેશ નહિ કરતાં ધર્મસાધન કરવું કોઇના લેખ ઉપર દોરાવવું નહિ. સંવત ૧૯૭૩ ના વૈશાખ સુ. ૨ વાર સોમ લી. મંડલાચાર્ય કમળસુરિના ધર્મલાભ વાંચના

(૧૫)

## ( મુનિ જયવિજયજી )

( બગવાહાગામથી )

શ્રી જીનેંદ્રાયનમઃ પાટણુના સંઘ સમસ્ત યોગ્ય ધર્મલાભ સાથે લખવાનું કે, ચારૂપ સંબંધી કેસમાં જે કોટાવાલા શેઠ પુનમચંદ કરમચંદ લવાદ તરીકે પંચાતીયા નીમાઇ નીકાલ કરેલો છે તે ધર્મને કોઇ પણુ પ્રકારે હાનીકર્તા નથી. એકંદરે જોતાં વ્યાજબી છે તે માટે સંઘમાં કોઇ પ્રકારનો ઝઘડો નહિ ઘાલતાં શાંતિથી સંતોષપણે રહેવું. એજ ધર્મ સાધન કરતા રહેવું મી. ચૈતર વદ ૧૩ લી. મુની જયવિજયના ધર્મલાભ વાંચજો આ કાગળ સંઘમાં વંચાવજો

# પરિશિષ્ટ ૭૩



## મુનિ મુક્તિવિજયજીનો ખુલાસા પત્ર.

( પન્યાસજી નીતિવિજયજીના શિષ્ય મુનિ મુકિત વિજયજીએ પ્રથમ વીસનગરથી એવોર્ડની પ્રશંશાવાળો અભિપ્રાય લખેલો પરંતુ 'પાછળથી કોઇ **શ્રાવક તરફથી** ' ખોટું સમજાવવાથી એવોર્ડ વિશે પોતે ઉલટો મત લખેલો તે જૈનશાસનમાં પ્રગટ થયો હતો તે માટે પોતે ખરો ખુલાસો નીચે મુજબ પ્રગટ કર્યો છે )

જૈન પત્રના અધિપતિ સાહેબ જોગ

મુ. ભાવનગર.

નીચેની હકીકતથી હું જણાવુંછુ કે ચારૂપ સંબંધી વીસનગરથી અમોએ જે અભિપ્રાય આપેલો તે બરાબર હતો એવોર્ડ વાંચીનેજ આપ્યો હતો. તે વ્યાજબી અને યોગ્ય હતો. તે સંબધમાં કોટાવાળા તરફથી શા. અમથાલાલ પ્રેમચંદે કાંઇ આડુ અવળું અમને સમજાવ્યું નહોતું પાછળથી અમાદી સહીવાળું ' જૈનશાસન ' માં ઊલટો લેખ આવેલો તે લેખ કોઇ શ્રાવક તરફથી મને સમજાવીને તે લેખ લખાવવામાં આવ્યો હતો. તેથી તે લેખ ખોટો છે. અમો પાટણથી વિહાર કરીને રાજપુર તરફ જવાને નીકળ્યા ત્યારે અમો જેઠ વદી ૯ ને રોજ ચારૂપ આવેલા તે વખતે જે જગ્યા સામાવાળાને આપવામાં આવી છે તે અમે જોયેલી પણ તે કોઇ રીતે હરકત કર્તા નથી તેમ જે ઠરાવ થયેલો છે તે વ્યાજબી અને યોગ્ય છે. આ પત્ર આપના પ્રસિદ્ધ પેપરમાં છાપશો એવી આશા. છે. મીતી સંવત ૧૯૭૩ના પ્રથમ ભાદરવા વદી ૧ ને શનિવાર

લી૦

મુનિ મુકિત વિજયજી પન્યાસ નીતી વિજયજીના શિષ્યના ધર્મલાભ વાંચજો.



# પરિશિષ્ટ ૭૪

## શેઠ ભોગીલાલ હાલાભાઇનો પત્ર

## " હમેશાંની તકરાર મટી ગઇ છે તે ઘણુંજ ઉત્તમ થયું છે "

## ' લોકો જે હીલચાલ કરે છે ઠીક નથી. '

શા હાલાભાઇ મગનલાલ

ધનજી સ્ટ્રીટ,
તાંબાકાંટા,
મુંબઇ નં. ૩
તા. ૨૩-૨-૧૯૧૭

શ્રી.

મણીયાર વાડીલાલ લલ્લુભાઇ તથા ઝવેરી ચુનીલાલ મગનલાલ ચેોગ્ય મુકામ પાટણ. જત ચારૂપ કેસની મહેસાણાની અપીલમાં વકીલ છોટાલાલ સાંકળચંદને બોલાવેલા તેમની ફી હજુસુધી અપાઇ નથી તેથી તેમનો કાગળ મ્હારા ઉપર આવ્યો છે ને તેમાં તેઓ રૂપીયા માગે છે માટે તેમના જેટલા દીવસ હોય તેટલા દીવસના રૂપીયા ૨૫) પ્રમાણે જરૂર આ કાગળ પહોંચ્યાથી મોકલી તેમની પાવતી લઇ લેજો ( મંગાવી લેજો ) ભુલશો નહી. કારણકે નાહક તેઓ ઉઘરાણી મને કરે છે તે ઠીક નહિ; માટે બાઇજી ચારૂપ ખાતાનું બધું અટપાઇ ગયું છે તો હવે લાંબો વખત સુધી આપણે તેમની ફી રોકવી આપણુને શરમભરેલું ગણાય. વળી ચારૂપ કમીટી ખાતામાં રૂપીયા આપણા ત્યાં પડેલા છે તો જરૂર તરત રૂપીયા મોકલી આપજો. આજથી રોકશો નહિ એજ.

લી૦ સેવક,

**ભોગીલાલ હાલાભાઇ**

ચારૂપ કેસની તકરારનો શ્રીયુત શેઠ પુનમચંદ કોટાવાળાએ ફેંસલો મુકયો તે આધારે જગો સંબંધી અને રૂપીયા શેઠે આપ્યા તેવા સમાચાર તમારી તરફથી ફળી વળ્યા છે તેવું જાણી સંતોષ માનવા જેવું છે અને **હમેશાંની તકરાર મટી ગઇ છે તે ઘણુંજ ઉત્તમ થયું છે.** હવે ધર્મશાળામાં અને દેરાસરના પુજારી વીગેરે બદલી ચોકસથી તે તીર્થનું રક્ષણ રહે તેમ તજવીજ કરશો. ભુલશો નહી **તમારી તરફ લોકો જે હીલચાલ કરે છે તે ઠીક નથી.અહીં ચુકાદામાં જગો નાણાં સંબંધી કોઇની તકરાર નહોતી અને નથી.** ફકત ચુકાદામાં કેટલીક શબ્દ રચનામાં કેટલીક મુશકેલી ભવિષ્યમાં દાખલા રૂપે નુકશાન કરતા થાય તે હેતુથી તે ચુકાદો રજીસ્ટર થઇ દાખલો રહે નહિ તો ઠીક એવી અત્રે માન્યતા છે તો હવે સામાવાળાને જગોનાણાં અપાઇ ગયાં છે; તે ફેંસલો રજીસ્ટર થવાની કશી જરૂર નથી રહેતી. તે લોકોને જગો તથાપી પાવતી લીધી તે રજીસ્ટર્ડ થાયતો કશી અડચણ ભવિષ્યમાં રહે નહિ એમ અહીંવાળા ઘણાઓની સમજ છે. આપને સહજ જણાવવા લખ્યું છે એજ.

લી૦

ભોગીલાલ હાલાભાઇના સવિનય પ્રણામ

આ કાગળ ચુનીલાલ શેઠને વંચાવજો



# પરિશિષ્ટ ૭૫



## કુવાવાળી જમીન વીષે પાવતી.

ઝવેરી ચુનીલાલ મગનલાલ જોગ,

લી. શા. વરતાચંદ આલમચંદ રહેવાશી પાટણના જત હમારી કબજા માલકીની જમીન કુવા સાથે ગામ ચારૂપમાં જૈન ધર્મશાળાની ઊતરાદા કોટની જોડે જે હતી તે રૂ. ૩૫] માં વેચાતી આપવાનું નકકી કરેલું દસ્તાવેજ પણ થયો હતો. પાછળથી તે જમીન કુવાસાથેની શેઠ પ્રેમચંદ ઝવેરચંદે વધારે રકમ આપવા અને વેચાતી લેવા અમારી પાસે

માગણી કરેલી તેથી તેનો પાકો દસ્તાવેજ રજીસ્ટર કરાવવા તથા તમોને કબજો આપવા માટે હમોએ નામરજી બતાવેલી તેથી અત્રે હમોને રૂ. ૪૦૧) રોકડા મીતી મહાવદી ૧૧ એ આપી રાજી કર્યા તેથી તે જમીનનો દસ્તાવેજ ચંદુલાલ નીહાલચંદના નામનો હમોએ રજીસ્ટર કરી આપ્યો તથા કબજો આપ્યો છે ને રૂ. ૪૦૧) હમોને રોકડા પુરા પહોચ્યા છે તેની રસીદ આ લખી આપુછું સંવત ૧૯૭૩ ના મીતી ફાગણ વદ ૧

શા. વસ્તાચંદ આલમચંદની સહી

દઃ પોતે ઉપર લખ્યું તે સહી છે.



# પરિશિષ્ટ ૭૬



## શાં. નગીનદાસ કરમચંદનોપત્ર.

શા. શેવંતીલાલ નગીનદાસ
તારનું સરનામું.

ઝવેરી ભુવન,
ધનજી સ્ટ્રીટ,
પોસ્ટ નં ૩ મુંબઇ.

ઝવેરી ચુનીલાલ મગનલાલ તથા
ઝવેરી મોતીચંદ મગનલાલ

મુા. પાટણ

જોગશ્રી મુંબાઇથી લી. શા. નગીનદાસ કરમચંદના જુહાર વાંચજો જતરે આપનો પત્ર પ્રથમે પોંચ્યોછે. અત્રે થોડી સહીયો થઇ છે. અને થોડી સહીઓ બાકી છે. તે કરાવી તમોંને કાગલ મોકલીશું. શેઠ પુનમચંદને સુલેહ કરવા સોંપવા બદલમાં તે જાણશો.

રૂ. ૫૦૦) નો જુવાબ સંબંધી વધુભાઇ હેમચંદ ઉપર લખાવ્યો છે તેથી ત્યાંથી લેશો. અત્રે રૂપીયા કોઇ ઉઘરાણીના જલ્દી આપતું નથી માટે ઢીલ થાય છે. સં. ૧૯૭૩ ના કાતીવદ ૧૩ શા. નગીનદાસ અમારા સાંભળવા પ્રમાણે વડોદરે આપણા તરફથી ગયેલા છે તે શું થયું તે લખશો.

# પરિશિષ્ટ ૭૭

## તિર્થ વિચ્છેદ વિષે.

## મુંબઇથી લખાયેલો પત્ર.

મુંબાઇ તા. ૨૪-૪ ૧૭

શ્રી

મું. પાટણ નગર શેઠ પોપટલાલ હેમચંદ તથા શેઠ નગીનદાસ મંગળચંદ તથા શેઠ જેચંદભાઇ બેચરદાસ તથા શેઠ વાડીલાલ પાનાચંદ તથા શેઠ પાનાચંદ જેચંદ તથા શેઠ લહેરૂચંદ ઉત્તમચંદ તથા શેઠ મોહનલાલ પીતાંબરદાસ અને સંઘ સમસ્ત જોગ

વી વી. સાથે હમો નીચે સહી કરનારા મુંબાઇ તેમજ પાટણમાં વસતા પાટણનિવાસી જૈન બંધુઓ આપને જણાવીએ છીએ કે હાલમાં કેટલાક બધુઓ આપણા શ્રી ચારૂપના મહાન અને પવિત્ર તીર્થનો વિચ્છેદ કરી મુલનાયકજી મહારાજ શ્રી શામળાજી પાર્શ્વનાથજી અને બીજી મુરતીઓ ઉત્થાપન્ન કરી પાટણ લાવવાની તજવીજ કરે છે તેમ હમારા સાંભળવામાં આવ્યું છે તે તેમનું કૃત્ય અઘટીત, જૈનોની લાગણી દુખવનારૂં અને નહિ ઇચ્છવા યોગ્ય છે તેથી હમો પ્રોટેસ્ટ ( વાંધો ) રજુ કરીએ છીએ કે મજકુર તીર્થનો વિચ્છેદ નહિ કરતાં જ્યાં હાલ પ્રતિમાજીઓ સ્થાપીત છે ત્યાંજ રાખવી તેનો નોંધ લેશો.

( સહીઓ )

૧ મંગળચંદ લલ્લુચંદ
૧ લહેરૂચંદ સરૂપચંદ
૧ શા. કેસરીચંદ પરભુદાસ
૧ પરી. પુનમચંદ મગનલાલ
૧ વાડીલાલ લલ્લુચંદ
૧ શા. મણીલાલ હઠીચંદ
૧ શા. પોપટલાલ ખુબચંદ
૧ શા. ગોતમ હઠીચંદ
૧ શા. ચુનીલાલ ઉત્તમચંદ
૧ શા. હકમચંદ હીરાચંદ
૧ મણીલાલ કેસરીસીંગ
૧ છગનલાલ વહાલચંદ
૧ શા. જીવાભાઇ વાડીલાલ
૧ શા હેમચંદ ખેમચંદ સઇ
દા. ભોગીલાલ નગીનદાસ
૧ શા કસ્તુરચંદ દોલાચંદ સઇ
દા. પોતે
૧ શા. મણીલાલ હીરાચંદ સઇ
દા. પોતે
૧ શા. લલુભાઇ હયુચંદ
૧ સરૂપચંદ ડાહ્યાચંદ સઇ દા. પોતે
૧ શા. ચુનીલાલ નાહાનચંદ દા. પોતે

## પરિશિષ્ઠ. ૭૮

### મુંબાઇ ખાતેના પાટણ નિવાસી જૈન સંઘનો ઠરાવ.

શ્રી.

શ્રી. પાટણ ચારૂપ કમિટીના સેક્રેટરી સાહેબ જોગ

મુ. પાટણ

વિ. આપને જણાવવા રજા લઇએ છીએ કે પાટણ સંઘની એક સભા આજે હેન્ડબીલ કાઢી બોલાવવામાં આવી હતી અને શેઠ મુળચંદ લલ્લુંભાઇના પ્રમુખપણા નીચે નીચે મુજબ ઠરાવ કરવામાં આવ્યો છે.

ઠરાવ.

ચારૂપની તકરારનો અંત લાવવા માટે શેઠ પુનમચંદ કોટાવાળા તથા વડોદરાના ડાકટર બાલાભાઇ મગનલાલને લવાદનામું લખી આપવું બંન્ને ગૃહસ્થોમાંથી એક પણ ગૃહસ્થને લવાદનામું લખી આપવામાં સંમત છીએ.

માટે અમો આશા રાખીએ છીએ કે જેમ બને તેમ ઉતાવળથી યોગ્ય ગૃહસ્થોની સલાહ લઇ લવાદનામું લખી આપશો.

લી.

શા. મુળચંદ લલુભાઇ

માગશર શુદ ૯ રવીવારે

શ્રી શાંતિનાથના ઉપાશ્રયે

મળેલા સંઘના

પ્રમુખ.

## પરિશિષ્ટ ૭૯

### 'જૈન શાસન'ના રીપોર્ટોને લગતા પત્રો.

('જૈન શાસન' પત્રના અધિપતિ પર મોકલાયેલા રિપોર્ટો કે જે પ્રકટ કર્યા પછી અંતે જયારે સત્ય હકીકત સમજાઇ ત્યારે 'શાસન'ના અધિપતિશ્રીએ મિચ્છામી દુકકડં દઇ ખુલાસો પ્રગટ કર્યો છે તે રિપોર્ટો તથા નીચેના પત્રો કે જે ધારાશાસ્ત્રીઓએ તપાસતાં લાયબલ થાય છે એવી સલાહ મળેલી પણ ઔદાર્ય રાખી તેવો માર્ગ ન લીધેલો તે પત્રોઃ)

નં. (૧)

" મુંબાઇ તા. ૨૮-૪-૧૭

" રા. રા. પુરૂષોતમદાસ ગીગાભાઇ

મુ. ભાવનગર "

[ આ શીરનામાની નકલ છે. આ શીરનામાવાળા પત્રમાં મહા વદ ૩૦) તથા ફાગણ સુદ ૧ મે પાટણમાં સંઘ મળેલો એવો રિપોર્ટ જૈનશાસનમાં પ્રગટ થયેલો છે તે રા. રા. હીરાલાલ લલુભાઇની સહીથી પ્રગટ થયેલો છે તે મોકલાયો હતો. )

નં. (૨)

મુંબાઇ તા. ૧-૪ ૧૭

રા. રા. " જૈનશાસન " ના અધિપતિ સાહેબ જોગ

આ કાગળ સાથે સંઘનો રિપોર્ટ મોકલ્યો છે તેને આપના પેપરમાં સ્થળ આપી આભારી કરશો.

લી૦ **અમીચંદ ખેમચંદ**

ઠે. મસીદ બંદર રોડ, ગણુજીની ચાલ

ત્રીજે માળે મુંબાઇ નં. ૩

( નં. ૧ માં જણાવેલો રિપોર્ટ પ્રકટ કરવા સારૂ આ ભલામણ પત્ર છે, તે રિપોર્ટ પરિશિસ્ટ ૩૯ ( અ ) માં પૃષ્ટ ૧૨૨ ઉપર વાંચો.)

નં. (૩)

મુંબઇ તા. ૧૭-૬-૧૭

મી. પુરશોતમદાસ ગીગાભાઇ

મુ. ભાવનગર.

આપનો કાગળ ૧ તારીખ વગરનો અત્રે આવેલો પણ હું બહાર ગામ જવાથી તે પડયો રહેલો તે આવીને વાંચ્યો. ખેદ સાથે લખવું પડે છે કે તમારૂં લખાણ ઘણુંજ વિચિત્રતાવાળું જણાય છે તમારા મનમાં જે અધીરાઇ અને અવિશ્વાસ દાખલ થવા પામ્યો તે ખરેખર નવાઇ જેવું લાગે છે તમારી અધીરાઇનેજ લીધેજ લખવું પડે છે કે આવતા બુધવારનું આવતું અઠવાડીક બહાર પડયા પછી અત્રે આવજો. સાથે મારી કેસની ફાઇલ અને પુસ્તકો લેતા આવજો. જે તારીખે નીકળો તે પહેલાં અત્રે ખબર આપશો એટલે રેલપર આવીશું તમે લખેલી ધમકીથી આ લખાયું

છે તે આશા રાખતા નહિ. અમે તો આપને વચન આપેલું તે વચનેજ તેડાવવા લખ્યું છે જો કે તેડાવવા માટે ઢીલ થવાનું કારણુ એજ તમારા હકને વિશેષ લાભ થવાની આસ્થાએ, ચારેબાજુ ઘેરી લીધા ત્યારે તમારી અધીરાઇના લીધેજ તેડાવ્યા છે તો આપ અવસ્ય પધારશોજી

કોટાવાળા શેઠ તમારી પાસે માફી મંગાવવાની ધમકી આપતા હોય તો લગારે ડરવું નહિ કારણુ કે તમે અત્યાર સુધી ચારૂપના માટે જે લખ્યું છે તે ધર્મની લાગણીથી ને તેમાં પણ એકે મુદ્દો એવો નથી કે તમને કોરટમાં ઘસડી શકે. એ તોખાલી વખતે ધમકી આપતા હશે તો પછી હવે એવી ધમકીથી તમારા જેવા નીડર અધિપતિઓએ જરાયે ડરવાનું છેજ નહિ. આપણે ભેગા થયે વધુ હકીકતનો ખુલાસો કરીશું હુ આજે વડોદરે જવાનો છું એટલે લગભગ બુધ ગુરૂ અત્રે જરૂર આવીશ માટે આપ ગુરૂવારે છેવટ આવશો. ચારૂપ કેસની ફાઇલબુક અને પુસ્તકો જરૂર લેતા આવજો હાલ એજ તા. મજકુર

લી, **અમીચંદ ખેમચંદની** સહી

## નં. (૪)

મુ. પાટણુ મીતી ૧૯૭૩ ના જેઠ સુદ ૯ રવી

ભાઇશ્રી પુરૂશોતમદાસ ગીગાભાઇ

મુ, ભાવનગર.

આપનું કાર્ડ ગઇ કાલે આવ્યું તે પહોચ્યું છે વાંચી બીના જાણી છે. પરમ દીવસે અત્રેથી પુસ્તક નં ૧૯ આપ તરફ રવાના કર્યા છે તે પોત્યાં લખશો

હું તથા નાનકલાલ સુદ ૮ અત્રેથી ચોકસ મુંબઈ જવાના છીએ ત્યાં ગયા પછી આપને જરૂર તેડાવીશું ગયા શાસનના અંકમાં જે હમે નગરશેઠને અરજી કરેલી તેની નકલ આપે છાપેલી છે તેના માટે કોટાવાળા તરફથી અત્રે એવી હીલચાલ થાય છે કે હાલાચંદ બેચરદાસ તથા નહાલભાઇ લલ્લુભાઇ આ બે ગૃહસ્થોની સહીઓથી એક લેખ લખાવવો કે અમે ચારૂપ ગયા ત્યારે કોઇ જાતની ધમાલ નહોતી અમારાં નામો લખી માર્યાં છે. આ રીતનાં લખાણુ ઉપર તે લોકોથી સહીઓ લેવાને ખટપટ ચાલે છે હજી સુધી કરી નથી આથી તમારા ઉપર માસ્તર ગોપાળદાસે જે અમદાવાદથી લેખ લખીને મોકલેલો છે તેને આવતા અંકમાં દાખલ કરશો,

મનુષ્યજાતિની જગત પ્રત્યેની સામાન્ય ફરજોનો વિચાર કરતાં કુટુંબસેવાના પગથીયા પરથી જમણો પગ ઉપાડતાં—કર્તવ્યની નિસરણીએ ઉંચા ચ્હડતાં બીજું પગથીઉં નગરસેવાનું જ આવે છે. પ્રત્યેક નાગરિકને પોતાનો જમણો પગ આ પગથીયા પર જ પહેલી વાર મુકવો પડે છે અને તે પછી જ ઉપરનાં પગથીયાં પર જવાનો માર્ગ પ્રાપ્ત થઇ શકે છે.

---

ટાઉન હોલ બાંધવા રૂા. ૨૫૦૦૦) ની સખાવત જાહેર કર્યાનું × × × જણાવી × × ધન્યવાદ આપ્યો હતો. બાદ મે. રૂપશંકર મોરારજી એ ભાષણ કરતાં ના. મનુભાઇની રાજનીતિની પ્રશંશા કરતાં પ્રધાન ધરમ વિષે અસરકારક ભાષણ કર્યું હતું તેમજ શેઠ કોટાવાળાને ચારૂપનો ઝઘડો પતાવવા માટે ધન્યવાદ આપ્યો હતો. × × × × પછી ના. દીવાન સાહેબે વળતા જવાબમાં શહેરીઓનો આભાર માનતાં પાટણ માટે ઘણી લાગણી દર્શાવી હતી તથા સખાવતી શેઠોને ધન્યવાદ આપ્યો હતો તેમજ શેઠ કોટાવાળાને ટાઉન હોલની બક્ષીસ કરવા માટે અને શેઠ વાડીલાલને ટાવર માટે ધન્યવાદ આપ્યો હતો. બાદ હારતોરા, પાનસોપારી વહેંચાઇ મેળાવડો વીસર્જન થયો હતો

જૈન તા. ૧૦ ઓગસ્ટ ૧૯૧૯.

## કોટાવાળાને માન અને જાહેર સખાવત.

પાટણ ખાતે શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળાએ દુષ્કાળમાં કરેલી ઉદાર લોકસેવા માટે શહેરીઓ તરફનું માનપત્ર વડોદરા ના દીવાનના હાથથી તા. ૨ જીએ જાહેર મેળાવડામાં આપવામાં આવ્યું હતું. આ પ્રસંગે તેમણે ચારૂપ કેસમાં જૈનો અને સ્માર્ત વચ્ચેના વાંધાનું કરેલ સમાધાન તથા જાહેર સેવા માટે પ્રશંસા થઇ હતી. શેઠ કોટાવાળાએ આ સર્વે કાર્ય કરવા પોતાની ફરજથી વિશેષ કંઇ કર્યું નથી તેમ જણાવતાં પાટણમાં ટાઉન હોલની ખામી દુર કરવા રૂા. ૨૫) હજારની મદદ જાહેર કરી દીવાન સાહેબના આગમનની યાદગીરીમાં ટાઉન હોલ બંધાવવા જણાવ્યું હતું.

આ નાગરિક ધર્મ પ્રમાણે મ્હારી સામાન્ય ફરજો યથાશક્તિ અદા કરવાથી ચિત્તાંશાંતિ અને આત્મોન્નતિના મહાન લાભો મને મળે છે જ અને વિશેષમાં આપ સર્વેએ મ્હારી યથાશક્તિ કર્તવ્યનિષ્ઠાની કદર બુઝી મ્હને જે માન આપ્યું છે તે માટે અંતઃકરણપૂર્વક આપ સર્વનો આભારી છું; તેમજ નામદાર દીવાન સાહેબે આ ક્રિયામાં પોતાના સમયનો ભોગ આપી તથા સ્વહસ્તે તસ્દી લઇ જે સહાનુભૂતિ દર્શાવી છે તે માટે હું તેઓ સાહેબનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. તેમજ અમલદાર સાહેબો અને શહેરી સદ્‌ગૃહસ્થોએ જે મ્હારા તરફ સહૃદયતા દરશાવી છે તે માટે આપ સર્વે સાહેબોનો ફરીફરી ઉપકાર માનવા રજા લઉં છું

સમસ્ત રાજ્યમાં સ્થળે સ્થળે જે જાગૃતિ જોવામાં આવે છે; તેમજ કેળવણીમાં, વાણિજ્યમાં, તથા સામાજીક પ્રગતિમાં પ્રજા જે ઉન્નતિ કરી રહી છે તે સર્વના મૂળમાં જે પ્રતાપિ આત્માએ ઘણાં વર્ષોથી સતત્ અમૃતસિંચન કરેલું છે જેઓ પ્રજાના નેતા અને પિતા છે, અને જેઓ આપણને દિશા બતાવનાર એક મહાન રોશની છે તેઓ શ્રીમન્ત સયાજીરાવ મહારાજા સાહેબના આપણે અનેક રીતે રૂણી છીએ એથી આપણા સર્વના હ્રદયની ઉર્મીઓથી તેઓશ્રીનું દિર્ઘાયુ ઇચ્છી આ તકે અંતઃકરણપૂર્વક ઉપકાર માની બેસી જવાની રજા લઉં છું.



પાટણ ( ગુજરાત )<br>તા૦ ૨—૮—૧૯૧૯ } પુનમચંદ કરમચંદ કોટાવાળા.